# દરેક માણસનો વૈદ

અથવા

# દરદીનો દોસ્ત.



ઘણાખરાં દરેક મુખ્ય દરદોનાં વર્ણન, તેની ઉત્પતીના કારણો, તેની નીશાણીઓ, અને તે સંબંધી એલાજોની ખુલાસાદાર વીગતો આપનારૂં એક પુસ્તક

જેમાં

નજદીક ૩૨૫) જાતનાં દરદોનાં બયાન, અને તેમના જુદા જુદા એલાજોનાં લગભગ ૫૦૦) 'પ્રીસક્રીપશનો,' અંગ્રેજી તથા ગુજરાતી, બંને ભાશામાં, આપવામાં આવ્યાંછે.

**તે ઉપરાંત તેમાં નીચલા તૈયાર કોઠા આપ્યાછે.**

૧.—દવાનું માપ તથા વજન.

૨.—ઊમર મુજબ દવા કેમ આપવી.

૩.—'બાઝારે હીંદ' અથવા ગામઠી વપરાતી દવાનાં હીંદી અને ગુજરાતી નામ, તેની જુદી જુદી બનાવતો, તેની ખાશીઅતો અથવા ગુણો, તે ખાવાના વજણો સહીત.

૪.—જુદા જુદા ઊપયોગો માટે અગત્યના તૈયાર અંગ્રેજી નુસખા.

૫.—જુદાં જુદાં દરદો ઊપરની ગામઠી દવાઓના નુસખા.

૬.—અંગ્રેજી દવાઈનો કોશ—જેમાં ઘણીક ઊપયોગી અંગ્રેજી દવાઓનાં અંગ્રેજી તથા ગુજરાતી નામો, તેમના ગુણ અને એક વખતે લેવાના વજણ સહીત આપ્યાં છે.

મુંબઈ:

જેહાંગીર બેજનજી કરાણી—પુસ્તકો પ્રગટ કરનાર તથા વેચનાર.

નાં૦ ૧૮, પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

કીંમત—ઊંચા કાગજ તથા એમબોશ બંધાઈની—રૂપીઆ અઢી.

કીંમત—સાધારણ કાગજ તથા સાદી બંધાઈની—રૂપીઆ દોઢ.

મુંબઈઃ "નિર્ણય સાગર" છાપાખાનામાં રામચંદ્ર અમૃત, પ્રિન્તરે છાપ્યું છે.

# પ્રસ્તાવના.

---

એ ગ્રંથ રચવામાં મુખ્ય મતલબ એજ રાખવામાં આવીછે કે, ઊતાવલા અને જરૂરની વખતે અને ડાકતરની ગેરહાજરીમાં, એની મસલત લેઈ, દરદને ઘટતા થઈ પડે એવા એલાજો લેવાને દરેક માણસને બની આવે. અલબતાં, ડાકતરની તમામ ગરજ એ ચોપડી સારે, એવું છે નહી; પણ કેટલાએક હીંગામો—કેટલાએક બારીક અને મુશકેલ વખતો—એવા આવી લાગે છે કે ત્યારે એવા ગ્રંથોબી પાસે હોવલા આશીરવાદ સરખા થઈ પડેછે.

જુદાં જુદાં દરદોની ઊત્પતીનાં કારણો, તેમની નીશાણીઓ, તેમનાં એલાજો, અને તેઓ ઊપર ખાવા લાયક ખોરાકોનું વર્ણન બનતા તુલીક પુરતું આપવાની કોશેશ કરવામાં આવીછે; અને સમજુ વાંચનારાઓ અને ઉપયોગ કરનારાઓની જરૂર તે પસંદગી મેલવશે એવી ઊમેદ રાખવાને બની આવેછે.

એ રચવામાં મુખ્ય મદદ રુસતમજી નસરવાનજી ખોરી એમ૦ ડી૦નાં "ડાઈજેસ્ત આફ મૅડીસીન" નામનાં એક કીંમતી અંગ્રેજી પુસ્તકની, પેસ્તનજી નવરોજી જી૦ જી૦ એમ૦ સી૦ નાં "દુઃખ નીવારણ" ની, અને મરહુમ ફરદુનજી મરજબાનજીનાં "શારીર શાન્તી" નામનાં પુસ્તકની, મેં લીધીછે.

આ ગ્રંથના છેડા આગલ, 'બાઝારે હીંદ', અને 'દરદો ઊપરની ગામઠી દવાઓનાં નુસકાઓ' એવાં મથાલાંઓ હેઠલ જે સંગ્રહો આપવામાં આવ્યા છે તે ડાકતર ખોરીના કીંમતી ગ્રંથમાંનાં સંગ્રહને આધારે આપ્યા છે.

ગ્રંથ કર્તા.

તા૦ ૪ થી મેએ ૧૮૮૩.

---

# પ્રગટ કરનાર તરફનો ખુલાસો.

ગુજરાતી ભાષામાં વૈદકને લગતાં સર્વેને એક સરખી રીતે ઉપયોગી થઈ પડે એવાં સસતાં પુસ્તકની ખુટ માલમ પડવાથી, દરેક સ્થિતી ને દરેક વર્ગનાં લોકોને લેવાને સવલ પડે એવા સસતી કીંમતનું એક વૈદકને લગતુ પુસ્તક પ્રગટ કરવાની ઘણી તરફથી ભલામણ થવાથી અમોએ એક પારસી દાકટર પાસે આ ગ્રંથ રચાવી સર્વેને સવલ પડે એવાં સસતા ભાવે એ પ્રગટ કીધોછે.

આ ગ્રંથ બે જુદા જુદા ભાવે પ્રગટ કર્યોછે તેમાં એક સાધારણ કાગજ તથા સાધારણ બંધાઈનો છે તેની કીંમત રૂ૦ ૧ાા રાખીછે; બીજો સારાં કાગજ તથા કપડાંની "એમબોશ" બંધાઈનો છે તેની કીંમત લાગત પ્રમાણે રૂ૦ ૨ાા રાખીછે. લગભગ સવા ત્રણસો સફાની સફાઈદાર છપાઈ તથા બંધાઈ સાથની કેતાબની એટલી સસતી કીંમત ખરીદદારને કદરસનાસી કરવા જોગ ગણાશે તો અલબતાં એવાં ઉપયોગી ગ્રંથો અમો અછી રીતે પ્રગટ કરવાને સદા ઉલટમાં રહિશું.

જેહાં. બે. કરાણી.

મુંબઈ તા૦ ૧ લી ફેબ્રુઆરી ૧૮૮૪.

# સાંકળીયું.

## બાબદો.

## કરમ.



## હરશ.



## જલંદર.



## સાંધાઓમાં થતાં દરદો અને દુખારા.



## જુદી જુદી ઇંદ્રીઓ ઊપર આવતા વરમ અથવા સોજા.

## ફેફસાંને લગતાં દરદો.



## ખાંસી.



## જ્ઞાનતંતુઓને લગતાં દરદો.



## લકવો.

## ગુરદાને લગતાં દરદો.



## આંખને લગતાં દરદો.



## કાનને લગતાં દરદો.



## નાકને લગતાં દરદો.



## મોહડાંને લગતાં દરદો.

## હમેલને લગતી ઉપયોગી હકીકતો અને સુચણાંઓ.



## બાળકોનાં દરદો.



## ચામડીના દરદો.

## જેહરો.

### દંખનાં અને દવાનાં.



## ઉપયોગી તૈયાર કોઠાઓ.



## બજારે હીન્દ.



## જુદા જુદા ઉપયોગો માટે અગત્યના અંગ્રેજી નુકસાઓનો તૈયાર સંગ્રહ.

## જુદાં જુદાં દરદો ઉપરની ગામઠી દવાઓના નુશકાઓ.



## અંગ્રેજી દવાઇઓનો કોશ.

# દરેક માણસનો વૈદ.

અથવા

# દરદીનો દોસ્ત.



## દરદો, તેમનાં કારણો, તેમના તરેહવાર તફાવતો અને બીજી બાબદો વિશે.

ઘણું કરીને ખુદરતી ઘટતી રીતીઓને અનુંસરતાં નહીં ચાલવાથી માણસજાત તરેહવાર જાતના દરદોના ભોગ થઈ પડેછે, અને તે દરદોને દફે કરવાનાં અથવા નરમ પાડવાનાં સાંધણો તરીકે ખુદરતેજ ઉત્પંન કીધેલી જુદી જુદી ચીજો અથવા વસાનાંઓ તરફ આપણને નજર પુગાડવી પડેછે. એવાં જુદાં જુદાં દરદોની ઉત્પતીઓના સબબોનું અગત જોગું ગ્નાન મેલવવાની અગત એ ઉપરથી ખોલ્લી દીસી આવેછે, અને તે સાથે તેવાં દરદો ઉપજ્યા પછે તેઓને પારખી કાહડવાની નીશાણીઓની, અને તેઓને દાબી દેવાના ઘટતા એલાજોની વાકેફગારીની જરૂરી આપણને તુરતજ માલમ પડી આવેછે, અને એવી જરૂરો આએજ રીતનાં ન્હાનાં પણ ઉપયોગી પુસ્તકો પુરી પાડી શકેછે.

હવે એકદમ જુદા જુદા રોગોની નીશાણીઓનાં, તેમનાં કારણોનાં, અને તેમના એલાજોનાં વરણન ઉપર જવા અગાઉ દરદોની સાધારણ રીતની તપાસ લેવાનું આપણને ચુકવું જોઈતું નથી.

દરદો જેમ જુદી જુદી જાતનાં તેમ જુદા જુદા વખતનાંબી હોય છે. સહીએદ અને બીજા કેટલાંએક ચામડીનાં દરદો એવી કીસમનાં છે કે તેઓ જેમ દુધમલ બાલક ઉપર તેમ અતીઘણી ઉમરે પુગેલા માણસો ઉપરબી હોમલો કરેછે. નવાં જનમેલાં બાલકને એક રીતની ચમક અથવા તાન થાયછે, અથવા તેનાં બદનનાં જુદા જુદા ભાગો ઉપર નજલાને મલતો પાણીનો જે જમાવ થાયછે, તેવી ચમક અને તેવો નજલો બીજી ચહડતી ઉમરે થતો નથી. સખત જાતનો 'ગુચનો થાંસો' બચાંઓ ઉપર તેમનાં દાંત આવવાના હીંગામમાંજ પોતાનો ઘાટકી હુમલો કરેછે.

'કોરીઆ' અથવા 'સેન્ત વીતસ ડેન્સ' નામનો લખવો આઠ વરસની વયની આગમચ અને સતર વરસની વયની પછી ભાગ્યેજ માલમ પડેછે. આખાં બદન ઉપર ફેલાતો લખવો ત્રીશમા વરસની ઘણો વખત આગમચ કે ચાલીશમા વરસની ઘણો વખત પછી કદાચજ જણાય છે. નજલો એવું એક દરદછે કે તે જુવાની અથવા માણુસાઈ હીંગામમાં આવવાની આગમચ, એટલે કે સોલથી અઢાર વરસની વય આગમચ ઘણું કરીને શરૂ થતુંજ નથી, પણ તે પછી શરૂ થઈ એટલો તો લાંબો વખત રેહેછે કે જીંદગીના અંતના વખત તુલીક્બી તે જતું નથી.

વળી જુદી જુદી રીતના ફેરફારો અને અટકાવો દરદોની ઉત્પતી કરવાને કામે લાગેછે. બદનમા હદથી જયાદા લોહીનું કમતીપણું, અથવા હદથી જયાદા લોહીનો વધારો, લાંબો વખત સુધી બેદરકારપણાથી ચાલુ રાખેલી કોઈ માંદગી—જેવો કે લાંબા વખતનો ઠાંસો, થોડો વખત આગમચ કોઈ સખત દરદથી ખમેલું તે, બદનનાં કેટલાંએક ખુદરતી કામકાજને તરફ રાખેલી બેપરવાહી, લાંબા વખતની વેહતી કોઈ પ્રવાહીનું એકદમ બંધ થવું, અતીસે નાકવતી ઉપજાવે એવું પ્રવાહોનું વેહવું. એ અને એને મલતી બીજી હાલતો છે, કે જે હાલતમાં શરીર તરેહવાર રોગોને વશ થવાથી બચતું નથી.

માણસોના ખાસ મીજાજ અથવા વીચાર ઉપરબી કેટલાંએક દરદો આધાર રાખેછે. જુદા જુદા ખોરાકો અથવા જુદી જુદી દવાઓ ખાનાર પીનારના મીજાજ અથવા વીચાર મુજબજ તેની ઉપર અસરો ઉપજાવાને ચુકતી નથી, અને એજ સબબને લીધે ઘણાએક દાખલાઓમાં કેટલીએક દવાઓએ પોતાના ખરા ગુણોથી ઉલટાજ ગુણોની અસરો દરદીઓમાં ઉપજાવીછે.

દરદોને ઉસકેરનારાં કારણોમાં—હજમ નહીં થાય એવો નુકસાન કરનારો ખોરાક, લાંબો વખત જે ખાધેલું તેની–તેજ વાણીનું ભોજન, હદથી જયાદા ખોરાક, અતીઘણો કમતી ખોરાક, ખાનું ખાવાના અચો કશ વખતો, ખોરાક પુરતી રીતે ચાવવાની બેદરકારી, ઈત્યાદી મેલી શકાશે. તીખો અને ખાટો ખોરાક અતીઘણો લેનારાઓ, અને તંબાકુ–અફીમ–ભાંગ–ગાંજા–ઈત્યાદી ના વયસનોમાં ચકચુર રેહનારાઓ દરદોના વારે ઘડીએ ભોગ બનેછે.

પુરતા પોશાકની તંગીથીબી અનેક દરદો, અને ઘણું કરીને છાતીનાં દરદો ઉભરેછે કે પુરતા પોશાક વગરના માનવીઓ, થંડી હવાની

ફુક સામે ઉધાડા રહ્યાથી, અને ભીનાં લુગડાંઓ ઘણો વખત પોતાનાં આંગમા રાખી મેલયાથી ફેફસાંના રોગોને આધીન થાયછે.

**તનની કે મનની આનઘટતી હદ સુધીની મેહેનત,** અતીઘણી મનની ચીંતા, છંછેરાયલી ઉંઘ, અને અંચીતા સખત જુસ્સાઓથી દરદો ઉભરાવાથી પછાત પડતા નથી. અને એ સઘલાં સાથે—રોગીશ્ત અથવા ગદલી હવાનું દમમાં લેવાવું, ઢાકેલાં બદન સાથે અતીઘણી ગરમ જગા ઉપર ઘણો વખત બેશી રેહવું, વલી શરીરને અતીઘણી થંડીમાંથી ખોલ્લું મુકવું, અને ભીનાશવાલી જગા ઉપર વસવું, એ સઘલાંથી દરદોના ઉભરાનાં ખરેખરા કારણો તરીકે ગણાઈ શકાયછે.

દરદના એલાજ કરવામાં ગુંટાયા આગમચ **દરદીને લગતી સઘલી બીનાઓ ધ્યાણમાં રાખવી** અને તપાસવી ભારે જરૂરનીછે. દરદીની વય, જાતી, મીજાજ, શરીરનો બાંધો, જીંદગીની રીતભાંતો; એ સઘલી ચીજોની પુરતી વાકેફગારી રાખવી સદા અગતનીછે. જુવાન અને જઈફના એલાજો વચે ઘણી વેળા મોહટો તફાવત રાખવો પડેછે, માટે તેની સંભાલ રાખવી. વળી ઘણાંએક દરદો એવાંછે કે જેથી મરદો નહીં પણ ફક્ત ઓરતોજ હેરાન થાયછે, મરદના કરતાં ઓરતમાં નેસ—તંતુઓની લાગણી વધારે તીક્ષણ હોયછે, વાસતે તેઓનાં દરદોની વેળાએ વધારે સાહુચેતી લેવી જોઈએછે. ઘરની એશઆરામની જીંદગીથી નાજુક થયલા પુરૂશને માટે મેહનત મજુરી કરનારા ખરટલ પુરૂશને એકમલતા એલાજો થઈ શકતા નથી અને તેવીજ દવાઓથી અપાતી નથી. મનની હાલત તપાસવી જોઈએછે; મગજ ઉપર અતીઘણું દબાન થવાથી, અથવા મન અતીઘણું ચીંતાતુર રેહવાથી ઉત્પંત થયલી માંદગીમાં દવા માત્ર એજ હોવી જોઈએ કે મનનાં ઉભરાતા વીકારોને નરમ પાડવા, મગજને શાંતી આપવી, અને હરેક રીતે દરદીને આનંદ—આનંદ રાખવો. દરદ પેહલ વેહલુંજછે કે જુનુંછે તે જાણવું, તેનાં કાંઈ છેલ્લાં નજદીકનાં કારણની સોધ કરવી, અને શરીરની સઘલી ઇંદ્રીઓ બરાબર પોતાનાં કામો કરેછે કે નહીં તે તપાશી જોવું. વળી **દરદીની રેહવાની** જગા ઉપરબી ધ્યાન આપવાને ચુકવું નહીં. નીચી ભીની જગાના દરદોથી ઉંચી જમીનના રેવાશીઓ અનજાણ્યા હોયછે, શેહેરીઓ ગામડયાઓ કરતાં વધારે દરદી રેહછે; એ સઘલી હકીકતો આપણને દરદીની જગાની હાલત વીશે ચોકાશી કરવાની અગત દેખાડેછે.

**છેલ્લે, દરદીના ખોરાક** ઉપર મજબુત સંભાલ અને તકેદારી રાખવી. ઘટતી ખોરાકીની મદદ વગર ગમે એવી મોતેબર દવાઓ લાંબો વખત સુધી પોતાની અસર ઉપજાવવામાં નીશફલ થાયછે, અને ઘણાંએક દરદો

માં ફક્ત ખોરાકનીજ તકેદારી અને ચાંપતી ઉપર દરદીનાં મરણ જીવનનો આધાર લટકી રેહછે. દરદથી કાઠો નબલો પડી જાયછે અને તેવા હીંગામમાં તેટલા માટે ખોરાક હલકો અને સેહલાઇથી જરપત થતો અપાવો જોઇએ. લાયક ખોરાકથીજ ઉપજતી ગુણગારી અસર ભલી ભલી કીંમતી દવાઓની અસરને શીકસ્ત આપેછે. ખોરાક ઉપરની નેગેહદારી સાથે—ખોલ્લી સ્વચ્છ હવા, અને અગત જોગી કસરતોના ફાયદા ઉપરખી નજર રાખવી જરૂરની છે.

દરદોની સાધારણ તપાસ એ રીતે લીધા બાદ હવે આપણે ચોકસ દરદોનાં ચોકસ કારણો—ચોકસ ચીન્હો—ચોકસ એલાજોના વરણન સરૂ કરીએ.

---

# તાવ:

## ( Fevers–ફીવર્સ. )

### તેને લગતી સાધારણ હકીકતો, તેની જુદી જુદી જાતો અને તેમના ચીન્હો અને એલાજો.

-શરીરમાં જયારે ખુદરતી અગતની ગરમી કરતાં વધારે ગરમી ઉત્પંન થાયછે ત્યારે તેને તાવનું નામ આપવામાં આવેછે. ખુદરતી શરીરની ગરમીની હદ 'થરમામીતર' અથવા પારાની શીશી મુકીને જોતાં ૯૮.૪) ડીગરી સુધીનીજ હોવી જોઇએ છે, અને એટલી ડીગરીથી વધારે ગરમી તાવનાં દરદ ઉપર આપણને લાવી નાખેછે. બદનના અંદરના ભાગમાં થયલાં કાંઇક બીગાડાથી અથવા બાહરના ભાગ ઉપર ખમાયલા કાંઇક જોખમથી ૯૮) ડીગરીની આ સાધારણ ગરમીમાં વધારો થાયછે, અને બદનના કોઇબી ભાગ ઉપર એકઠુ થયલું પરૂ અથવા રસીબી તાવની હાલત ઊપજાવેછે. એ ઊપરાંત બીજી જેહેરી અથવા ચેપી તાવોની ઊત્પંતી શરીરમાં અનજાણપણે પેવશ થયલી જેહેરી આબોહવાથી થાયછે. એટલા માટે કેટલીક તાવો નીરદોશ અને કેટલીક મરકીરૂપી થઈ પડેછે. સઘલી જાતની તાવો કેટલીક ચોકશ બાબદોમાં મલતીજ આવેછે, અને તે દરેકની વખતે શરીરમાં દાખલ થયલું વધતું-ઓછું જેહરજ તેની ઉત્પંતી તરીકે ગણાઇ શકાએછે.

મનની વગર કારણની બેચેની, ઉદાશી, ભુખનું ઉડી જવું, વગર નીયમનો જાહડો અથવા પેતનું આવવું, સાંધાઓનું કલવું ઇત્યાદી કેટલીક નીશાણીઓ તો દરેક જાતની તાવમાં સાધારણ રીતે નજર આવેછે.

તાવની વખતે શરીરની ગરમી ૯૮) ડીગરીથી ચહડતી ચહડતી છેક ૧૧૦) થી ૧૧૨) ડીગરી સુધી ચહડેછે. જેહેરી હુવાથી ઉપજેલી તાવ એમ જલદી માલમ પડી આવેછે કે જ્યારે એકાએક અનધારેલી રીતે તંદરોસ્ત બદનની ગરમી ૧૦૪) થી ૧૦૫) ડીગરી સુધી વધી જઈ થોડાજ કલાકમાં જહડફથી નીચે ઉતરેછે અને સાધારણ ડીગરીની બની જાયછે. ગરમી જાણવા માટે પારાની શીશી બરાબર ૯૮) ડીગરી સુધીજ ગોઠવી, તાવ જાણવા માટે તેનો ગોલ ભાગ દરદીની બગલની વચમાં દબાઈ રેહ એમ મુકવો અને પાંચ મીનીત બાદ તેને બાહેર કાહડી પારો કેટલો ચહડયો છે તે તપાસવો, અને એવી તપાસ દીવસમાં સવાર સાંજ બે વખત લેવી.

તાવમાં જે બીજી નીશાણીઓ જોવામાં આવેછે તે એ છે કે— ચામડી સુકી અને ખડબચડી બનેછે; થુક કમતી થાયછે, અને તેજ મુજબ હોજરીમાના જરપત કરનારા રસના જથામાંબી ઘટાડો થાયછે; જીભ સુકી અને વળ ખાધેલી બનેછે; મોહડું લગરીક ચીકાશવાલું અથવા તો તદન ભીનાશ વગરનું બનેછે; સોશ એટલીતો લાગેછે કે તે જીરવવી મુશકેલ પડેછે; ભુખ સદનતર નાબુદ બનેછે; પેટની કબજીઆત થાયછે; પેસાબ થોડી–થોડી થાયછે પણ તેનો રંગ ઘણો લાલ અને તેનો વાસ ઘણો સખત થાયછે, અને તે પડતી વેલા અગનબી બલવા વગર રેહતી નથી; ગરમીના વધારા સાથે નાડીની જહડફમાંબી વધારો થાયછે, અને તે એક મીનીતના ૧૨૦) થી ૧૪૦) ધપકારાઓ કરેછે; દમ લેવામાંબી વધારો થાયછે, તંદરોસ્ત હાલતમાના એક મીનીટના ૧૮) દમ, તાવની હાલતમાં ૪૦) થી ૫૦) સુધી વધી જાયછે; નસ–તંતુઓ અતીઘણો જોખમ પાંમતા દીસેછે, તાવની શરૂઆતમાં દરદી અતીઘણી નબલાઈ–નાકવતી–થંડીનાં લખલખાં–કામ કરવાની ના મરજી–માથાંના દુખારા–બેચેની ઈત્યાદીની ફરીયાદ કરેછે; કેટલીક સખત તાવોમાં બેશુદ્ધી, બંધ પડી જવું, સાંધાઓની ચમક, અને બેખબરીમાં થતો બકબકારોબી ઉપજયા વગર રેહતો નથી.

## તાવના સાધારણ એલાજો અને તદબીરો.

તાવમાં ઉપજતી અતીશય તરશ નરમ પાડવા માટે જવનું અથવા આમલીનું પાણી આપવું, પાણી અને મધ બેઉ સાથે ભેલીને આપવું, આઈસ–પાણી અથવા આઇસથી થંડો થયલો સોડા, અથવા આઈસના નાંધલા ગાંગડા ચુસવા માટે આપવા. હોજરીમાં રહેલી કાંઈ ચુંથારો ઉત્પન્ન કરનારી ચીજોની અસરથી ઉલટી અતીઘણી થાયછે, માટે ઉલટી

થવાનીજ હલકી દવા એ સમે ફાયદો કરેછે; થંડાં પીનાં પી હોજરીના ચું-
ઠારાને નરમ પાડેછે; પેટની ઉપર રાઈ મારવી; તોબી જો ચુંઠારો ચાલુજ
રેહતો 'ઈપીકેકુઆના વાઈન' (ipecacuanha wine) ના નાંધ-
લા–નાંધલા ડોઝ ઉપરાસાપરી લેવાથી અતીઘણો ફાયદો થાએછે; અને
એ સઘલાં છતાંબી જો નરમ નહીં રેહ તો 'સ્ત્રીકનીઆ' (strychnia)
ના અતીઘણાં નાંધલા ડોઝો ગુણગારા ઠડેછે. પેટની કબજીઆત જો
હોયતો જુલાપ આપવો, પણ જો પેટની ઘણી છુટ હોયતો તેમને બંધ
કરવાના ઉપાયો લેવા. એ વેલા હાજર રેહતો અતીઘણો માથાંનો દુ-
ખારો કમતી કરવા 'કોલોન વૉટર' મુકવું, આઈસ ફેરવવું, ગોલાબ
ચોપડવો, અથવા દલેલી સુંઠને ઉકલતાં પાણી સાથે મેલવી માથાં ઉપર
લગાડવી; માંથાં આસપાસ બાંધેલો મજબુત પાટોબી એ દુખારો હલ-
કો કરેછે; એ દુખારાથી આંખોમાં જો લોહીનો જોશ થઈ આવ્યો
હોયતો માંથાંને બેઉ ખુને થોડીક જલો મુક્યાથી ફાયદો થાયછે; ગરદન
ઉપર વેહેંટુર મુકવાં, અથવા નાંધલાં બલીશતરો ઉઠાડવાંબી અગતના
ઉપાયો તરીકે ગણાયછે. અતીઘણી નાકઉતી તથા બેખબરી થતી હો-
યતો કાફી અને એવીજ બીજી ઉસકેરનારી દવા આપવી. અને સાજા
થતી વેલાએ થોડો પુષ્ટીકારક ખોરાક આપવો, સ્વછ હવામાં રાખવો,
શકતી આવનારી દવાઓ આપવી, અને હવાની ફેરબદલી જો બની
શકેતો કરવાને ચુકવું નહીં. તાવની વેલાએ દરદીને તરશ અતીઘણી
પણ ભુખ બીલકુલ લાગતી નથી, અને તે વેલાએ તેને ઘણો સંગીન
ખોરાક લેવાની ઓંહશ કરવી એબી મુરખાઈભર્યું છે. તાવમાં અપા-
યલો સંગીન ખોરાક નુકશાન કરેછે. ખુદરત ઉપર એથી ગોયા અનઘ-
ટતું દબાન થાયછે, અને તે દરદને આગલ વધવામાં મદદ કરેછે; માટે
ખોરાક હલકો અને શેહેલાઈથી જરપત થાય એવો આપવો જોઈએ,
અને તે તરકારીનીજ જાતનો અગતનો છે. તાવના દરદીને ખોલ્લી
તાજીહવાની અતીઘણી જરૂર છે, એથી તેના મનને ચેન મલેછે, તેના
લોહીની ગરમી નરમ પડેછે, અને તેનો જુકતો જીવ તાજગી પામેછે.

---

## રોજીંદો અથવા આંતર્યો તાવ.

(Ague=એગ્યુ.)

**ઉંરપતીનાંકારણો.**—ગંધાતા પાણીના જઠામાંથી નીકલતી જેહરી
દવા. ઠલીયાવાલો મેવો વધારે ખાવો. કંગાલ ખોરાક. ભીનાશવાલાં

ભેરોમાં રેહવું. સાંજનો ઠાર ખમવો. ભીની જગા ઉપર સુવું અથવા બેસવું. અતીઘણી મેહેનત. અતીઘણી નીરાશી.

નીશાણીઓ.—એ તાવની શરૂઆત માથાં અને પગના દુખારા અને કલતરથી થાયછે. સાંધાઓ ઠાકી જાયછે. હાથ અને પગના છેડાઓ થંડા થઈ જાયછે, ઉલટી થાયછે, અને તે બાદ અતીઘણી તાહડનાં લખલખાં અને ધ્રુજરી થવા માંડેછે, અને આંગ ગરમ થાયછે. કેટલીક વખત એ તાવ એટલોતો અંચીતો આવેછે કે તંદરોસ્ત માણસે તેનો સ્વપનામાંબી વીચાર નહીં રાખ્યો હોય.

એલાજો.—થંડીના લખલખાં થતાં હોય તે વેલાએ દરદીને છુટથી જવનું પાણી, ગરમ પાણી, કેમોમાઈલની ચાહે, અથવા 'બ્રાંડી' પાવી. બીછાનાં ઉપર તેને સારી રવેશે ઓઢેલો રાખવો, તેની બગલ અંદર ગરમપાણીની બાટલીઓ આપવી. "લાડનમ" (Laudanum) નાં દશથી પંદર ટીપાંને "સલફ્યુરીક ઈથર" (Sulphuric Ether) નાં લગભગ એટલાંજ ટીપાં સાથ ભેલી એક વાઈન ગલાસ પાણીમાં નાખીં પાવું. લખલખાં ચહડ્યા અગાઉ જો વામીટની જરૂર જણાયતો "ઈપીકેકુઆના પાઉડર" (Ipecacuanha powder) ના પચીસથી ત્રીસ અથવા વધારે ગ્રેન ગરમ પાણીમાં ભેલીને દરદીને પાવું. તાવની વેલાએ જો પરસેવો અટકી ગયો હોયતો તેને છુટો પાડવા માટે—

લાઈકોર એમોની એસીટેટીસ (Liq. Ammon. Acet.)... આંઊસ ૧॥
એપસમ સાલ્ટ (Epsom Salts or Magns. Sulph.)... આંઊસ ૧॥
સ્પીરીત ઈઠર નાઈત્રીક (Sprt. Æther. Nitros.) ......... ડ્રાંમ ૨
કપુરનું પાણી (Aqua Comph.) ........................ આંઊસ ૬

એ દવાઈમાંથી પોણુ વાઈન ગલાસ સુધીનો ભાગ દાહડામાં ચાર વખત આપવો. શરીર અતીઘણું સુકું અને ખડબચડું લાગે તે નરમ પાડવા, અને તે સાથે ચામડીના સુરાખો ખોલ્લા કરવા, કુંકાં પાણીમાં વાદલું અથવા કાંઈ નરમ કપડું, બોલી તે બદન ઉપર ઘશી તુરતજ પાછો તે ભીનાશ લુછી નાખવો. એ ઊપાયોથી તાવ તમામ ઊતરી ગયા બાદ સહવારનાં પોહરમાં 'કવીનાઈન' દશ ગ્રેન સુધી આપવું પછી બપોરનાં બીજા પાંચ ગ્રેન, અને સાંજનાં બીજા પાંચ એમ સઘલું મલી વીશ ગ્રેન સુધી આપવું, અને બીજે દીવશે પંદર ગ્રેન, ત્રીજે દીવશે દશ ગ્રેન, એમ કવીનાઈન તાવ ગયા પછે થોડાક દીવશો સુધી ચાલું રાખવાને ચુકવું નહીં. જો પેતની કબજીઆત થઈ હોય તો—

કેલોમેલ (Calomel or Hydrarg. Subchlorid.)......... ગ્રેન ૪
એકશત્રેક્ત કોલોસીન્થ કૌંમપાઊનડ (Ext. Colocynth. Co.) ગ્રેન ૩

એ એની સાથે પાણીમાં પાવું અને એ બાદ બે ત્રણ કલાકે એપ-સમ-સાલ્ટ અને સુનામખી જુલાબ માટે આપવી.

એ તાવ માટેનો ગામઠી એલાજ નીચે મુજબનો છે.—

| | |
|---|---|
| અતવીશ | ડ્રામ ૧ |
| મોંથ | ડ્રામ ૧ |
| ગુલવેલ | ડ્રામ ૧ |
| સુંઠ | ડ્રામ ૧ |

એ સઘલાંનો ભુકો કરી તેમાંથી ૧૫ થી ૨૫ ગ્રેન જેટલો પાણીમાં ડોહવી, તાવની ગેરહાજરીમાં દરદીને ફકાડવો.

ખોરાક—એ વખતે ફકત સાબુચોખાની કાંજી, પીલાંનો રસ, દુધ, અને હલકી બીશકીટ ઊપરજ નીભાવ કરાવવો.

એ તાવથી પીડાતા માણસોએ થંડી અને ભીનાસના દીવસોમાં રાતની હવાથી બનતાં સુધી દુર રેહવું, બામદાદની ફુક આંગ ઉપર લેવી નહીં, અને જ્યાં સુધી કાંઈ ગરમ પ્રવાહી કે સંગીન ખોરાક હોજરીમાં ઉતારયો નહીં હોય ત્યાં સુધી થંડી હવામાં બાહેર પડવું નહીં. જો તાવ આવવો ચાલુજ રેહતો હવાની ફેરબદલી કરવી.

---

## જારી તાવ.

( Remittent Fever=રીમીતંત ફીવર. )

**ઉત્પંતીના કારણો.**—ખરાબ હવા. ભીનાશવાલાં ઘરમાં રેહઠાન. ખરાબ ખોરાક. જરૂરજોગી કસરતની ખુટ.

**નીશાણીઓ.**—ઘણીખરી રોજીંદા તાવને મલતી. એમાં ફરક એટલો કે ઘણા દીવસો સુધી તે બદનમાં હાજરજ રેહછે, જરા કમતી થાયછે પણ તદન નીકલી જતી નથી. બીજા બધાં ચીન્હો રોજીંદી તાવના કરતાં વધારે સખત રીતે જણાય છે. તાવ હોય ત્યારે ઉલટી અતીઘણી અને ઘણુંકરીને કાલા રંગની થાયછે. જીભ અતીઘણી સુકી રેહછે. ઘણી વખત કમળોબી માલમ પડેછે. સાંધાઓની કલતર અને માથાંનો દુખારો નહીં ખમાય એટલો વધી જાયછે.

**એલાજો.**—ઘણાખરા સઘલા રોજીંદા તાવને મલતાજ કરવા. બીજા સઘલા અગતના એલાજો—"તાવના સાધારણ એલાજો અને તદબીરો"—એવાં મથાલાં હેઠલ આપ્યા છે તે કામે લગાડવા. આંગ ધોતી વખતે ફુકા પાણીમાં થોડોક સેરડીનો સરકો ઉમેરવો. થંડી લાગીને

તાવની શરૂઆત થવા માંડે ત્યારે આ નીચલી દવામાંથી પોણું વાઈન ગલાસ જેટલી દીવસમાં ચાર વખત પાવી:—

| | | |
|---|---|---|
| લાઈકર એમોની એસીટેટીસ (Liq. Ammon. Acet.)...... | આંઉશ. | ૧॥ |
| ટીંકચર એકોનીટ (Tinct. Aconiti.)...................... | મીનીમ. | ૩૦ |
| સ્પીરીત ઈઠર નાઈટ્રીક (Sprt. Æther. Nitros.)......... | ડ્રામ. | ૨ |
| સીરપ લેમન (Syrup. Limonis.) ............ ...... | આંઉશ. | ૧ |
| સ્પીરીત એમોની એરોમેટીક (Sprt. Ammon. Arom.) | ડ્રામ. | ૨ |
| પાણી (Aqua)........................................ | આંઉશ. | ૩॥ |

જો નબલાઈથી દરદી બેખબર જેવો થતો લાગે તો બોચી ઉપર તુરતજ રાઈનુ પલાસતર શખત લગાડવું. જે વખતે તાવ જરા કમતી માલમ પડે તે વેલા આ નીચલી દવાનું પોણું વાઈનગલાસ દર ત્રણ કલાકે ફાયદો કરશે.—

| | | |
|---|---|---|
| શલફેત આફ બીબેરીઆ (Beberiæ Sulphas) ........ | ગ્રેન. | ૨૪ |
| ગુલાબનું સરબત (Syrup Rosæ Gallicæ)............ | આંઉશ. | ૧ |
| પાણી (Aqua)........ ............................. | આંઉશ. | ૬ |

તાવ ઉતરયા પછી કવીનાઈન, રોજીંદા તાવના એલાજમાં જણાવ્યા મુજબ, ચાલુ રાખવું.

ખોરાક—રોજીંદા તાવના વખતને મલતોજ આપવો.

---

## ચૌદ દીવસ ચાલુ રેહતો તાવ.

### (Typhus Fever=ટાઈફસ ફીવર.)

એ ધાસ્તી ભરેલો તાવ છે. આવતાંવારજ તે અતીશય નબલાઈ ઉપજાવેછે. ચઉદ અથવા એકવીશ દીવસો સુધી તે જારીજ રેહછે.

**ઉત્પતીના કારણો.**—તન તથા મનને નબલાં પાડનારી સઘલી અશરો. આધાપીધામાં ગેરઅંદાજે. અતીશય થાક. ખરાબ ખોરાક. નબલાં પાડનારાં દરદો થયાં હોય તે. હવાની આવજાવ વગરના ઘરમાં અથવા જગામાં ઘણાં માણસોનું રેહવું અથવા એકઠું મલવું. મોહટાં શેહરોમાં અને શીયાલાની ઋતુમાં એ રોગ ફાટી નીકલેછે.

**નીશાણીઓ.**—તાવ આવ્યા પછી પાંચથી છ દીવસમાં દરદીની ચામડી ઉપર, ગોવરાને મલતી આવતી, સામરા રંગની સેજ ઉપસેલી છાંટો દેખાય છે. પેહલે દીવસે એ છાંટો દાબવાથી અંદીઠ બનેછે, પણ ત્યાર બાદ તેમ અંદીઠ થવાને બદલે કાયમ રહી ચપટી થતી જણાય છે. પેહલાં એ છાંટો હાથ ઉપર થાયછે, પણ પીઠ અને ચેહેરા ઉપર કવચીતજ

નજર આવેછે. એ ઉડતો મરકીરૂપી તાવ છે. યુરોપમાં એ ઘણો સાધારણ છે, હીંદુસ્તાનમાં એટલો સાધારણ નથી. દશથી ચઉદ દીવસોની અંદર સારી યા નરસી એ તાવની વલણ જણાઈ આવેછે, મરણ નીપજવાનું હોય તે એટલાંજ અરસામાં નીપજે છે. શરૂઆતની નીશાણીમાં દરદીને સેજ થંડી, સુસતી, પીઠમાં દુખારો, તરસ, બેચેની, સુગ, ઉલટી, માથાંનો દુખારો, અને બદન અંદર થંડો સલસલાત લાગેછે, અને ભુખ ગુમ થઈ જાય છે. દરદીનો ચેહેરો સુસ્ત દીશેછે, ચેહેરો ભરાઈ આવેલો અને શામરા રંગનો બને છે, આંખોમાં લોહી ધાઈ આવેછે, પાંપણો જુમાઈ જાયછે, એક જાતનો ખાસ વાસ તેના બદનમાંથી નીકલે છે, સુસતીની હદ રેહતી નથી, બેસુધીનો બકબકારો ચાલુ થાય છે, મન સદા બેચેન, ઘેરાયલું, અને જાગરૂતજ રેહછે, માથું શખત દુખેછે, ચામડી ગરમ અને સુકી તથા ઝાડો કબજ રેહછે, પીશાબ થોડી અને રાતી થાયછે, જીભ સુકી ધુજતી અને પીળા રંગના થરાવાલી થાય છે અને મુશકેલીથી બાહેર ખેંચાય છે, નાડી જહડપમાં ચાલી ૧૫૦થી ૧૬૦ ધપકારા કરેછે, દમ જહડપમાં ચાલેછે, તાંવ જહડપમાં ૯૮ થી તે ૧૦૫ ડીગરી સુધી વધેલી માલમ પડેછે, અને દરદી તરસથી ભરપુર પરેશાન હાલતમાં રીબેછે.

થોડા દીવસમાં તાવનું નરમ પડવું સારી આશા આપેછે. નીરાશી ભર્યા કેશોમાં બારમાથી વીસમા દાહડાની અંદર જીભ અતીશે સુકી અને પીલી બને છે અને તે બાહેર કહડાતી નથી, જાગતી પણ નાતવાન હાલતમાં વધારો થાયછે, દરદીથી પોતાનાં બીછાણાં ઉપર કોરબી મંડાતી નથી કે હાથ પગબી ઊંચકાતા નથી, જીભમાં–હાતમાં–અને મોહડાંનાં માસમાં ઘણી ધુજરી ચાલેછે, ચેહેરો નખઈ જાયછે, અને ફેફસાંમાંથી નીકલતી હવાનો વાસ 'એમોનીઆ' નામની ગાસના વાસને મલતો આવેછે, (એ વાસ ઉપરથી એ તાવ ચોકસ રીતે પરખાઈ આવેછે), સેવટે દરદી બેભાન પડેછે, આંખો અરધી મીચેલી અને મોહડું ઊઘાડું રેહછે, ઝાડો અને પેશાબ પોતાની મેલેજ થાયછે, બેખબર હાલત જારીજ રેહછે, અને આખેરીની થોડીક તાનતોડ કરી દરદી મરણ પામે છે.

**એલાજો.**—જો ઘણીજ બકબક કરતો હોયતો માથાં ઉપર પુશ્કળ તાહડું પાણી રેડવું. તેને થંડાં પાણીનાં તબમાં પાંચ મીનીટ સુધી બેસાડી તરત બાહેર લાવી બદન જોરથી લુછી નાખી ગરમ કપડું ઓઢાડીને બીછાણાં ઉપર સુવાડવો, એમ કરતાં તે નબલો પડી ગએલો લાગે તો

તુરત થોડો બ્રાંડી પાવો. દારૂ આપવો ઘણો ગુણગારો છે, જો ઘણી સુસતી અથવા બેખબરી હોય તો બ્રાંડી એક બે ચમચા તેથી બેવડાં પાણીમાં આપવાને અચકાવું નહી. જો તાવ અને બકબકારાનું જોર ઘણું નહીં હોય તો બ્રાંડી, શેરીવાઇન તથા વીહેશકી આપવો. તાવની શરૂઆતના વખતમાં જો ઝાડો તથા ઊલટી ઘેરાઇ રહી હોય તો ઝાડો લાવવા જુલાબ આપવો અને ઊલટી થવા માટે આ નીચલી બે દવા સાથે ચાર ગલાસ મોળી ચાહે ભેલી એકજ વખતે પાઇ દેવી.

ઈપીકીકુઆના પાઊડર ( Powder. Ipecac. )... ગ્રેન ૨૦
એમોનીઆ બાઇકારબોન ( Ammon. Bicarb. ) ગ્રેન ૧૦

ઉલટી તથા ઝાડો થયાં બાદ "ડાઇલ્યુત ફોસફોરીક ઍશીડ," અથવા "ડાઇલ્યુત શલફ્યુરીક ઍશીડ" નાં દશ ટીપાં, પાણી સાથે ભેલીને દીવશમાં બે ચાર વખત પાવાં. એ માટેની બીજી દવા નીચે મુજબની છે. જે પોણુ વાઇન ગલાસ ભરી ત્રણ ત્રણ કલાકે પાવી:—

| | | |
|---|---|---|
| ક્વીનાઇનની સલફેસ ( Quiniæ Sulph. ) | ગ્રેન. | ૬ |
| એશીડ સલફ્યુરીક ડાઇલ્યુત (Acid. Sulphuric. Dil.) | મીનીમ. | ૧૬૦ |
| ઈઠર શલફ્યુરીક (Æther. Sulphuric.) | ડ્રામ. | ૨ |
| સીરપ જીનજીબર (Syrup. Gingeberis.) | ડ્રામ. | ૪ |
| જવનો ઉકાલો (Decoct. Hordei.) | આંઉસ | ૮ |

કેટલાએક વૈદો એવો વીચાર આપેછે કે એ તાવમાં ક્વીનાઇન થોડું નહીં પણ ઘણા મોટા વજનમાં આપવું, એટલે કે, દર બબે કલાકે દસથી બાર ગ્રેન આપવું. સુકી ચામડીના એલાજ તરીકે ચાર પ્યાલા કુકાં પાણીમાં આશરે દોહડ ગલાસ "ટાઇલેટ વીનીગર" ( Toilet vinegar ) નાંખી તે વાદલાં વડે શરીર ઉપર ફેરવી તુરતજ લુછી નાંખવું. પેશાબ કમતી જતી હોય તો થંડું જવનું પાણી, થંડો લેમોનેડ, આઇસ, અથવા એક શેર દુધમાં આશરે અરધો ડ્રામ સુરોખાર ઉકાલીને થંડું પાડી તે પાવું. દરદીના કપડાં અને બીછાનું ઘણું સોજ્જું રાખવું. ઓરડામાંની હવા 'કારબોલીક એશીદ' પાઉદરથી સાફ રાખવી, અને ત્યાં ઘણા માણસોની ગીરદી થવા દેવી નહી. દરદીનાં આંગ ઉપર પવન ફુકે નહી તેની સંભાલ રાખવી પણ ઓરડો ખોલ્લો રાખવો. દરદીનાં પેહેરેલાં કપડાંનો બનતાં સુધી નાશજ કરવો કે તેથી એ તાવનો ફેલાવો થતો અટકે. પરસેવાથી ભીંજાયલાં દરદીનાં કપડાં તેનાં ડીલમાં જરાવારબી રેહવા દેવાં નહી. તાવની શરૂઆત થતાંજ જે.—

*સાકરનું ચુનાનું પાણી .............. ચમચી ૮
દુધ .............................. શેર ૨

એ બંધેન ભેલીને પાશેર દુધ જો દર ત્રણ કલાકે પાવામાં આવેતો તે અતીઘણો ગુણ કરેછે એમ જણાયલું છે.

ખોરાક.—ખોરાક તરીકે ફક્ત દુધ, સેરવો, કાંજી ચાહે અને હલકી ખીશકીત આપવી. ભારે નબલાઈ થઈ હોય તે હીંગામમાં ઇંડા, માંછી, અને પીલાંનો શેરવોબી આપવો. દરદી સાજું થવા માંડે કે તેને પુષટી મલે એવો ખોરાક અને શકતી આપનારી 'તાનીક' દવાઓ આપવાને ચુકવું નહી.

## એકવીસો તાવ.

(Typhoid or Enteric Fever=ટાઈફોઈડ અથવા એનટ્રીક ફીવર.)

'ટાઈફાઈડ' અથવા એકવીશો તાવ 'ટાઈફશ' અથવા ચઉદ દીવસના તાવને એટલોતો એક મલતો આવેછે કે તેઓ બેઉ છેક અયાર તુલીક એકજ સરખા ગણવામાં આવતા હતા, પણ તેઓ બેઉ વચ્ચે થોડાક ખાસ તફાવતો હાલ નજર આવ્યાછે. જો કે એ તાવબી કાંઈ થોડો ધારતી ભરેલો નથી, પણ તે ટાઈફશના જેટલો ઊડતો અને મરકીરૂપી નથી.

ઊતપંતીનાં કારણો.—શેહેરનાં તંદરોસ્તીખાતાં તરફની બેદરકારીથી બગડી ગયલી ગટરો, તેઓમાં એકથી થયલી ગલીચી અને તેમાંથી સુરાખો વાટે બાહેર નીકલતી જેહેરી હવા. એવી ગલીચી તલાવો અથવા કુવાઓમાં પેવશ થયાબાદ તેમાંનું પીવામાં આવતું રોગીષ્ટ પાણી. એ ખરાબ હવાનું અથવા પાણીનું જેહેર બદનમાં દાખલ થયા બાદ દસ બાર દાહડા ગયા પછીજ એ તાવ પોતાનો દેખાવ દે છે. બાલક અને બુઢા, ગરીબ અને તવંગરને તે એક સરખી રીતે પકડે છે, અને જઈફીના કરતાં જુવાનીમાં તે વધારે દીસેછે.

નીશાણીઓ.—એ તાવના હોમલાની દસ બાર દીવસો આગમચથીજ દરદીનાં સાંધા કલેછે, મન બેચન રેહછે, સુસતી લાગેછે, પેટ છુટથી આવેછે અને તેનો રંગ ફીક્કો દીસેછે. ત્યાર બાદ ટાહડ વાગીને તાવ આવેછે, માથાંનો દુખારો થાયછે, નબલાઈ અને સુસતી ઊપજે છે, ઊંઘ આવતી નથી અને જો આવેછે તો સ્વપનાઓથી દુખ મલેછે. ભુખ તમામ જતી રેહછે, તરસ અતીઘણી લાગેછે. જીભ અણી અને કોરઆગલથી રાતી રેહછે પણ તેની વચમાં સફેદ ચીકણો થરો બંધાય છે.

ગાલો ઘણો રતાસ પકડેછે. દમની હવા પુશકલ ગંધ મારેછે. પેટ ફુગી આવેછે અને દાબવાથી દુખેછે. ઝાડો અને ઊલટી ઘણી થાયછે. દરદીને બેસવાની મરજી થતી નથી, અને જગાઓ બદલ્યાથીપી તેને આરામ થતો નથી. દીવસના કરતાં રાતના તાવનું જોર વધેછે. તાવ ૧૦૪ થી ૧૦૫ ડીગરી સુધીનો રેહ છે. કઊવત સઘલું નાબુદ બને છે. ચેહેરો ખવાઈ ગયલો ફીક્કો અને દલગીર દેખાય છે, આંખો અંદર પેસતી જાયછે, પેશાબ થોડી પણ ઘણા રાતા રંગની આવેછે. પેહેલે અઠવાડીએથીજ દરદીને બેચેનીના સબબથી બીછાણાં ઊપર રેહવા ગમતું નથી. તાવ આવ્યા પછી સાતથી ચઊદ દાહડામાં છાતી તથા પેટ ઊપર ગોલાબી રંગના દાણાઓ જુમખામાં ફુટેલા દેખાયછે, દાબ્યાથી તેઓ અંદર થાયછે, પણ પાછા તુરતજ દેખાયછે. એ દાણાઓ ત્રણ ચાર દીવસ રહી ગુમ થઈ જાયછે, પણ પાછા થોડા વખતમાં ફુટેછે અને એ હાલત તાવનો અંત આવે ત્યાંસુધી ચાલુ રેહછે. સેંકડે બાર કેસોમાં એ દાણાઓ મુદલ દીસતા નથી. સાજા થવાની નીશાની ત્રીજાં કે ચોથા અઠવાડીઆંથીજ જણાયછે. ત્યારે તાવ ધીમે ધીમે નરમ પડેછે, નાડીની જહડફ સરેસતા મુજબની થતી જાયછે, જીભ સાફ થાયછે, ભુખમાં સુધારો થાયછે, પુશકલ પેટ આવતાં બંધ પડે છે, બેસુધી કે બકબંકારો થતો નથી, અને દરદી બીછાણાં ઊપર સેહેલાઈથી બેસી શકેછે.

નાઊમેદી ભર્યા કેસોમાં બીજાં અઠવાડીઆમાંથીજ પેટ અતી ઘણું ફુગેલું અને ઢોલ જેવો અવાજ કરતું બનેછે, જમણી બાજુ દુખારો ચાલેછે અને ગગરેછે. તલ્લી મોટી થાયછે; સુગ, ઊલટી, અને ઝાડામાં ઘણો વધારો થાયછે. ઝાડાનો રંગ અધકચરા બાફેલા વટાણાનાં જેવો હોયછે, અને તે પાટલો ધુંછા જેવો, અને કાઈ વેલા લોહી સાથે પડે છે. નાડીની જહડફ અને આંગની ગરમી એ બેઊમાં અતીઘણો વધારો થાયછે. કાનમાં કસારાં બોલેછે, બેહરપણુ આવેછે, અને અતેસાર થાયછે. મનનો ગુંચવાડો વધેછે, બકબક ચાલુ થાયછે, ખાંશી થાયછે, દરદી ઘણી બેહોસ થયા પછેજ ખોરાક લેવાનું મન કરેછે, સેવટે બકબક બંધ થઈ તમામ બેસુધી ઊપજેછે, ધ્રુજરી થાયછે, પેટ અને પીશાબ પોતાની મેલે છુટીજાયછે, અને આખેરે તેવીજ બેખબર હાલતમાં દરદી મરણ પામેછે. જો ગુરદાનો વરમ હોયછે તો પિશાબ પડવી બંધ થવાથી તેનું ઝેહર આંગમાં ફરી વળેછે, દરદીને શનેપાત થાયછે, અને આખેરે લોહીથી ભરેલો ઝાડો અથવા ઊલટી કરી, થોડીક તાનતોડ કીધા પછે તે જીવ મુકેછે.

એલાજો.—સઉથી પેહેલાં ખરાબ હવાની જગામાંથી દરદીને બાહેર કાહડવો. દરદીને બીછાણાં ઉપરજ આપો વખત આરામેશમાં રાખવો. શરૂઆતમાં ઝાડો બંધ હોયછે માટે એરંડીવાંનો જુલાબ આપવો. જો પેટ દાબવાથી દુખતું હોય તો અલસીની એક મોહટી પોલતીસ પેટ ઉપર મુકવી. વારેઘડીએ ઉલટી ઘણી સખત થાયછે, માટે 'ડાઇલ્યુત નાઇત્રો-હાઇડ્રોકલોરીક એસીદ' (Dilute nitro—hydrochloric acid) ના દશથી બાર ટીપાં પાણીમાં ભેલી દીવસમાં ત્રણ વાર આપવાં. જો તાવ છેક ૧૦૫ થી ૧૦૭ ડીગરી સુધી વધી ગયો હોય, નાડી જહડફથી ચાલતી હોય અને દરદી બકબક કરતો હોય તો ૯૦ ડીગરી ગરમ પાણીનાં તબમાં તેને બેસાડવો અને તેને બેસાડયા પછી પાણી ૬૫ ડીગરી સુધી થંડું કરવું અને તેમાં દરદીને જ્યાં સુધી તાવ ૧૦૨ ડીગરી સુધીનો થાય ત્યાં સુધી રાખવો. જો તબમાં દરદીને લખલખાં ભરાવા માંડે તો તુરતજ તેને બાહેર કાહડી કામલીમાં લપેટી બીછાણાં ઉપર સુવાડવો. એ ઉપાય ઘણો ફાયદાકારકછે. પેટ સાથે જો લોહી પડતું હોય તો સફગ અંદર આઇસના ગાંગડા ખોસયાથી આરામ થાયછે. જુલાબ આપયાથી ઝાડો સાફ આવ્યા પછી જો દરદીનો બાંધો સારો હોયતો 'ઇનફ્યુઝન ડીજીતેલીસ' (Infusion of digitalis) નો અરધો આંઉસ આઠ આઠ કલાકે તેને પાવો, અને એમ પાંચથી છ દાહડા કરવું. જો દરદીને ઝાડોબી છુટથી આવતો હોયતો આ નીચલી ગુણકારી દવાના ચાર ભાગ કરી એક એક ભાગ દર ત્રણ કલાકે આપવો:—

| | | |
|---|---|---|
| સલફ્યુરસી એસીદ (Acid. Sulphuros.)................ | મીનીમ | ૬૦ |
| ટીંકચર આફ ઓપીઅમ (Tinct. Opii.)................ | મીનીમ | ૨૦ |
| એસીદ સલફ્યુરીક ડાઇલ્યુત. (Acid. Sullpuric. Dil.)... | મીનીમ | ૪૦ |
| સાકરનો શીરો (Syrup.)................ | આંઉસ | ૧ |
| પાણી (Aqua.)................ | આંઉસ | ૬ |

દરદીને જો ઝાડા સાથે લોહી પડતું હોય, અને પેટ દાબવાથી જો તેમાં દુખારો થતો હોય તો ફુકાં પાણીના વાદળાં ફેરવવાનો ઉપાય કરવો નહી. જો ઝાડો ઘણો ઉપરાસાપરી થતો હોય અને તે વધારે જફામાં થતો હોય, અને જીભ ઉપરબી સફેદ થરો થયો હોય ત્યારે

| | | |
|---|---|---|
| બ્લુ પીલ (Pil. Hydrag.)................ | ગ્રેન | ૧૨ |
| ઈપીકાકુઆના પાઉડર. (Pulv. Ipecac.)................ | ગ્રેન | ૨ |
| અફીન (Opium.)................ | ગ્રેન | ૨ |

એ ત્રણ ચીજો ભેલી તેને બાર ગોળીઓમાં વેહેચી નાખવી, અને

એકકી દર બે કલાકે ગળાવવી, પણ દાંતના પારાઓ જેવા સુજવા માંડે તેવી તે ગળાવવી બંધ કરવી. એ ગોળીઓ પેટ બંધ કરવાનો ગુણ ધરાવે છે. ઝાડા સાથે લોહી પડવું.જો જારીજ રેહતો એક ડ્રામ "લીકવીડ એ-કસત્રકત આફ અરગટ" (Liquid extract of ergot) લેઈ, તેને એક આંઉસ પાણી સાથે મેલવી બધું એકદમ પાવું અને તે પાવાનું દર બે કે ત્રણ કલાકે જારીજ રાખવું. અથવા નહીતો બે ગ્રેન મોરથુથુ સાથે બે ગ્રેન અફીન મેલવી તેની ચાર ગોળીઓ કરવી અને એકકી ગોળી ત્રણ–ત્રણ કલાકે આપવી. તાવની વખંતે હાંફનબી થાયતો પીઠ ઉપર પોલતીસ મુકવાને ચુકવું નહી. એ તાવ પછી તથા લખવાના એલાજ માટે દર્યાઆમાં નાહવું, અને હવા ફેરબદલ કરવી.

**ખોરાક.**—ખોરાક ઉપર, એ તાવની વખતે અતીશય ધ્યાન આપવું જોઈએછે. પેહેલાં ત્રણ અઠવાડીયાં તુલીકતો દુધ ચાહે અને કાંજીજ આપવી. એ મુદત પછે ઇડાં અને એવોજ બીજો સંગીન ખોરાક ધીમે-ધીમે સંભાલથી આપવો. તરકારી ખવાડવી નહી. કેટલાએક વૈદો હરેક વખતે ઇડાં આપવાને અડચણ લેતા નથી. કુમળી ચાહે અને કાફી બી લેતો અડચણ નહી. દારૂની કોઈ વખત અગત પડેછે, અને કોઈ વખત પડતી નથી, પણ જયાં અતીઘણી સુસ્તી અને બેખબરી ઉપજવાની ધાસ્તી હોય ત્યાંતો વાઈન અથવાતો બ્રાંડી વઠીકબી આપવો.

---

## ઝીંનો તાવ.

( Hcetic Fever=હેકટીક ફીવર. )

**ઉત્પંતીના કારણો.**—અતીશય નબલાઈ લાવનારાં અંદરનાં કોઈ સખત દરદનું જોર. બદનનો કોઈ ભાગ પાક ઉપર ચઢી તેમાં રસી જમાવ થાયછે. તે ખઈ, પાકું, કલેજાનુ પાકવું, મરડો ઈત્યાદી દરદોની સાથે એ તાવ સાધારણ રીતે નજર આવેછે.

**નીશાણીઓ.**—સવાર સાંજ લખલખાં ભરઈને તાવ આવેછે, પણ સાંજનુ વધારે સખત હોયછે, કે જે વેળા આખા દીવસની સુસ્ત અને નબળી હાલત દુર થઈ હુશીયારી આવેછે, આંખો ચલકતી થાયછે, વાતચીત જોસદાર બનેછે, અને ગાલો ઉપર અતી ખુબસુરત રતાશ ફેલાયછે. એવી હાલત પાંચ–છ કલાક રેહેછે, અને ત્યાર બાદ દરદીની રીત-ભાત અને દેખાવમાં અંચીતો તમામ ફેરફાર થાયછે, ચેહેરા ઉપરનો રતાશ ગુમ થાયછે, અતીશય પરસેવો પડેછે, અને દરદી તદન પરેશાન

હાલતમાં પડી રેહછે. દરરોજ એમજ થતું જાયછે, દરદી નાતવાન બનેછે, ઝાડો છુટી જાયછે, અને આખરે નબલાઈ અને ઠાકની અસરથી તે મરણ પામેછે.

**એલાજ**—જે દરદ એ તાવ લાવ્યું હોય તેને સોધી કાહડી તેનો પેહલાં ઉપાય કરવો, દરદીને મગરનુ તેલ, "કૅમીકલ ફુડ" વગેરે શક્તીની દવા આપવી. ઘણો પરસેવો પડવો જારીજ રેહ અને દરદીની શક્તી ખોહવાતીજ જાયતો.—

| | | |
|---|---|---|
| ટીંકચર બેલેડોન ( Tinct. Belladon.) | ............મીનીમ | ૪૦ |
| ટીંકચર ઓપાઈ ( Tinct. Opii ) | ....................મીનીમ | ૪૦ |
| પાણી ( Aqua ) | ..................................આંઉસ | ૬ |

એ તણેને મેલવી તેમાંથી પોણું વાઈન ગલાસ જેટલું દીવસમાં ચાર વખત દરદીને આપવું. અથવા અરધો ગ્રેન મોરફીયુ અને એક ગ્રેન અફીન એ બંધેને મેલવીને તેની એક ગોળી કરી રાતનાં ગળવા આપવી. અથવા ૭ થી દસ ગ્રેન "ગેલીક ઍશીદ" ( Gallic Acid ) ત્રણ ત્રણ કલાકે પાણીમાં ભેલી ફકાડવી.

**ખોરાક**—સરેસતા મુજબ હલકો લેવો, અને દારૂ બનતાં સુધી આપવોજ નહી.

---

## ઉટીયું ટુટીયું.

( Dengue Fever=ડેનગયુ ફીવર. )

એ તાવ અંચીતો આવેછે. એ ઉડતો અને મરકી રૂપીછે.

**નીશાણીઓ**—દરદી હાતની હથેલીનુ અને પગના ટલ્યાંનું માસ જડ થઈ જવાની અને તેમાં દુખારો થવાની ફરયાદ કરેછે. કેટલીક વખત આખું શરીર જડ થઈ જાયછે, અને પછી તુરતજ તાવ આવેછે. ચામડી ગરમ અને સુકી, અને જીભ ઘણી રાતી બનેછે. ચેહેરો ચલકતો લાલ રંગ પકડેછે. ખભાં, ઘુંટી અને હથેલીનાં સાંધાઓમાં કલતર ચાલેછે. બીજે દીવસે સઘલા નાંધલા સાંધાઓ સુજી આવેછે. પેટ મજબુત રીતે કબજ રેહછે. ત્રીજે દીવસે ચામડી ઉપર લાલ છાંત પડેલી નજર આવેછે જે એક કે બે દીવસ પછે જણાતી નથી. નાડી ૧૨૦ થી ૧૪૦ સુધી ચાલેછે, અને કેટલીક વખત ગરદન—બગલ—અને જાંગમાંની ગાંઠો સુજી આવેછે. ઘણું કરીને એક અઠવાડીઆં પછી એ તાવનું જોર નરમ પડેછે.

**એલાજો**—તાવ જોરમાં હોય તો—

લાઇકોર એમોની એસીટેટીશ (Liq. Ammon. Acet.) ...આઉંશ. ૧
સ્પીરીત ઈઠર નાઈત્રશ (Sprt. Æther. Nitros.).......ડ્રામ. ૨
ટીંકચર એકોનીત (Tinct. Aconiti.)....................મીનીમ. ૨૦
કપુરનું પાણી (Aqua Camph.) ......................આઉંશ. ૬

એ દવાનું પોણું વાઈન ગલાસ ત્રણ કલાકે આપવું. ઝાડો લાલાવવાની અગત હોય તો "કલોમેલ" (Colomel) ચાર ગ્રેન, અને વીશ ગ્રેન "રૂહબાર્બ" (Rhubarb) ભેલીને ફકાડવું. ફુક્કાં પાણીમાં વાદલું બોલી આંગ ઉપર ઘસવું, અને તુરતજ લુછી નાખવું, અને એની આગમચ સખત તાવ નરમ પાડવા માંટે

સેલીસીક એસીદ (Acid. Salicic.)....................ગ્રેન. ૬૦
લાઈકોર એમોની એસીટેટીસ (Liq. Ammon. Acet.)...આંઉસ. ૨
કપુરનુ પાણી (Aqua Camph.) ......................આંઉસ. ૪

એ દવામાંથી એકકું લીકર ગલાસ દર બે કલાકે આપવું.

ખોરાક—દારૂ બનતાં સુધી આપવો નહી. ખોરાક પુષટી આપે તેવો લેવો.

---

## રાતો તાવ.

(Scarlet fever=સ્કારલેત ફીવર.)

એ તાવ ઘણું કરીને જોકે બચાંઓ ઉપરજ હુમલો કરેછે, તોબી બીજે વખત જુવાનો અને અધીર વયનાંઓબી તેના સપાટામાંથી બચતા નથી. યુરોપમાં એ ઘણો સાધારણ છે. એબી જોકે એક ખરાબ તાવ.છે, પણ જો તેની પુરતી સંભાલ લેવામાં આવે, અને લાયક તેના એલાજો થાય તો તે ભય ભરેલો થઈ પડતો નથી.

એ તાવને ભલો તાવ અને ભુંડો તાવ એ બે જાતમાં વેહેંચી નાખવામાં આવ્યો છે.

**ભલો રાતો તાવઃ**—

**નીશાણીઓ**—ઘણી ખરી સઘલી સાધારણ બીજી તાવોની નીશાણીઓને મલતી આવેછે, ખોરાક ગલવાની અને દમ લેવાની મુશ્કેલી પડેછે. જીભ ઉપર સફેદ થરો બંધાય છે અને ઉભી ઉપસેલી રાતી છાંતો તેની ઉપર દીસેછે, એ એક ખાસ નીશાણી એ તાવની છે બીજે દીવસે જીની રાતી છાંટો સરૂઆતમાં ગરદન અને છાતી ઉપર

દેખાય છે, અને થોડા કલાકમાં આખાં બદન ઉપર ફરી વલેછે. પણ જે જગાએ ઉપર સુતાં સુતાં દબાન થતું હોય તે જગાએ ઉપર એ છાંટો વધારે જાડી અને વધારે રાતી દેખાય છે. પાંચમે અથવા છઠે દાહડે એ છાંટો નરમ પડતી જાય છે. અને વધારે ફીકી થાય છે અને આઠમે દાહડે તે બીલકુલ નાબુદ બને છે. એ તાવમાં ગલું સુજી આવે છે, ગલાતું નથી, અને જેમ સાંજ પડેછે તેમ એ સોજામાં, તરસમાં, અને બદનની ગરમીમાં વધારો થતો જાય છે.

એલાજે—દરદીને મોહટા હવાવાલા ઓરડામાં રાખવો, તેનું બીછાણુંબી ચોખ્ખું અને સાફ રાખવું. આંગ ઉપર પાણી અને સરકાનું વાદલું ફેરવવું. સરૂઆતમાં વીશ ગ્રેન 'રૂહબાર્બ' (Rhubarb) ને બેઆર ડ્રામ 'ક્રીમ આફ ટારટર' (Cream of Tartar) સાથે મેલવીને ફકાડવું, અને બીજે દાહડે એરંડીયાંનો જુલાબ આપવો. તાવનું જોર ઘણું હોય તો, સારા બાંધાવાલા દરદીને નીચલી દવા તેને પરશેવો ઘણો છુટે ત્યાં સુધીજ પાવી, અને પછી બંધ કરવી:—

| | | |
|---|---|---|
| સેલીસીક ઍસીદ (Acid. Salicic.) | ડ્રામ. | ૧ |
| લાઈકર એમોની ઍસીટેટીસ (Liq. Ammon. Acet.) | આંઉસ. | ૨ |
| ટીંકચર આફ આરેનટ (Tinct. Aurant.) | ડ્રામ. | ૨ |
| પાણી (Aqua.) | આંઉસ | ૪ |

એમાંથી એકએક આંઉશ દાહડામાં ત્રણ વખત આપવો.

જો ગલું સુજી આવ્યું હોય તો ૨ ડ્રામ ટંકણ ખાર ને છ આંઉસ પાણીમાં ભેલીને તેના કોગલા કરાવવા. અથવા સરકો, મધ અને પાણી ભેલીને તેથીબી કોગલા કરાવવા.

ખોરાક—દુધ, પાંઉ, બાફેલો પાટલો સેરવો, અને જુધની કાંજી આપવી. તરસ છીપાવા માટે રાસપબેરી આપેતો કંઈ નહી.

ભુંડા તાવમાં સઘલી નીશાણીઓ, ભલાને મલતીજ થાય છે પણ તેઓ અતીઘણી સખત રીતે માલમ પડેછે. ગલાંનો સોજો ઘણોજ વધી જાયછે, દમ ઘણી મુશકેલીથી લેવાય છે, માંથુ દુખે છે અને ફરેછે, અને ઘણી વેલા દરદી બકબકબી કરે છે.

એલાજે—ગલાંનો સોજો ઘણોજ વધી ગયો હોય તો, અરધો આંઉસ 'કલોરીનેટેડ સોડા સોલ્યુશન' (Chlorinated Solution of Soda) ને આઠ આંઉસ પાણીમાં ભેલીને કોગલા કરાવવા, અથવા

આઠ દશ સુકા મરચાં એક દાહડા સુધી પાણીમાં નાંખી તે પાણી વડે કોગલા કરાવવા.

એ ઉડતો જેહરી તાવ જાસ્તી ખરાબી નહીં કરે તેની ઘટતી સંભાલ રાખવી. પારકાઓએ દર્દીનાં કપડાને અને તેના બીછાણાનેબી અડકવું નહી, ઓરડામાં "કારબોલીક ઍસીદ પાઉડર" છંટાવી રાખવો.

---

## લુ.

( Sun-stroke=સન-સ્ટ્રોક. )

ઉત્પતીના કારણો.—ગરમ દેશોમાં ઊઘાડે માથે તડકામાં ઘણો વાર કીધેલું કામ. દારૂ ઘણો પીવાની ટેવ છતાં ઊઘાડે માંથે, ઘણો વાર તડકામાં ખોલ્લું રેહવું. એ તડકાની ગરમીથી ભેજાંમાં લોહીનો જોશ ચઢેછે. યુરોપીઅનોને એ રીતે માંથે લોહી ચહડી જવાથી ઘણું ખમવું પડે છે. એવી રીતના લોહીના જોશથી તાવ આવે છે. એમાં ધાસ્તી ઘણી હોયછે.

નીશાણીઓ.—અંચીતો માણસ ભોંય ઉપર પછડાઇ પડે છે, બેખબર થાયછે, બોલાતું નથી, આંગ ગરમ થાયછે, ઊલટી થવા માંડેછે, હેડું જોરથી ધબકે છે, દમ મુશકેલીથી લેવાય છે, બદનમાં ખેંચતાણ થાયછે, અને જહડકથી ઊપાયો નહી લેવાએ તો તેનું મરણ નીપજે છે.

એલાજો.—દરદીને છાયડામાં લેઇ જવો, તેનાં મોહડાં ઊપર જોરથી થંડા પાણીના ઝટકા મારવા, માંથાં ઊપર આઇસ મુકવું અથવ-ઊપરથી થંડું પાણી રેડવું. ગરદન ઊપર રાઇ અથવા બ્લીસતર મુકવું. જો દરદી ગળી શકતો હોય તો દસ ગ્રેન કવીનાઇન પાણીમાં ડોહવી પાવું. થંડો લેમોનેડ અથવા સોડા પાવો. નીચે જણાવેલું શરબત પાવું:-

| | |
|---|---|
| તાજાં નીલોફર | રતલ ૧॥ |
| અથવા સુક્કાં નીલોફર | રતલ ૧ |
| સાકર | રતલ ૧ |
| પાણી | રતલ ૩ |

એ સઘલાંને બંધ વાસણમાં ઊકાલવું અને એક રતલ જેટલું રાખી થંડું પાડી એકેક ગલાસ પાણીમાં ભેલીને પાવું.

ખોરાક.—સેરવો, દુધ ઇત્યાદી આપવું.

---

## ગોવરૂં.

(Measles=મીઝલ્સ)

બચ્ચગીનો વખત એ દરદના એકબી હુમલા વીના ખાલી જતો નથી, સળીએદની મીસાલ એબી સાધારણ છે. એ કોઈ કોઈ વાર મોટા માણસોનેબી થાયછે.

**નીશાણીઓ**—તાવની શરૂઆતની સાધારણ નીશાણીઓથી એબી શરૂ થાયછે. ખાંસી થાયછે, આવાજ ધાડો થાયછે, દમ લેવાની મુશકેલી પડેછે, ઊપરાસાંપરી છીંક આવેછે, આંખ અને નાખ ગળે છે, જીભ ઊપર થરો બંધાયછે, ઊલટી થાયછે, અને નાડી જહડફમાં ચલેછે. ત્રીજે દીવશે જીની રાતી છાંટો દેખાયછે, પેહેલાં ચેહરા અને ગરદન ઊપર અને પછી આખાં શરીર ઊપર. પાંચમે દીવશે છાંટાનો રંગ ભુરો થાયછે, બે ત્રણ વધારે દીવશોમાં છાંટો ગુમ થઈ, ચામડી જીની–જીની છાલોમાં નીકલવા માંડેછે. એ વખતે પેટ ઘણા આવેછે, અને તે ઊ-ટાવલે બંધબી કરવાં નહી. ગોવરાંમાં **નાઊમેદી ભરેલી નીશાણીઓ** એ છે કે—તાવ અતીઘણી વધી જાયછે, ચામડી બેહદ સુકી અને ગરમ બનેછે, દમ ઊટાવલે પણ થોડો થોડો લેવાય છે, અને નાડી તપાસતાં તે ઘણી કઠણ લાગેછે; દરદી સેવટે બકબક કરેછે. બેખબર થાયછે, તેવી હાલતમાં અતેસાર થાયછે, અને સેવટે તેનાથી દમ નહીં લેવાઈ શકાયાના, અને ભેજાં ઊપર ઘણું દબાણ થયાના સબબથી તે પ્રાણ મુકેછે.

**એલાજો**—ઝાડો કબજ હોયતો એરંડીયાંનો અથવા બીજો કોઈ હલકો જુલાબ આપવો. દરદીને હવાવાલા ઓરડામાં રાખવો. ઘણાં ગરમ કપડાં પેહડાવવાં યા ઓરાઢવાં નહીં. તરસ ઘણી લાગે તો લીંબુનો રસ અને જવનું ઊકાળેલું પાણી, એ બે મેલવી તેમાં સાકર નાંખી પાવું. ગરમ પાણી અને શરકો ભેલી તેનું વાદલું ફેરવવું, અને ધીમેથી જલદી લુછી નાંખવું. છાંટો દેખાવા પછી જો બેશી જાય અને જાંબુરો રંગ પકડે તો તે ખરાબ નીશાણી છે, અને તેથી બચ્ચાંને, ગરમ પાણીમાં રાઈ નાખી, તેમાં બેસાડવું, અને ૫ થી ૭ ટીપાં "ઍરોમેતીક સ્પીરીત આફ ઍમોનીઆ" (Aromatic spirit of Ammonia) પાણીમાં ભેલી દર.ચ્યાર કલાકે પાવાં. હલકો જુલાબ આપવો, અને થંડો સોડા અથવા લેમોનેડ પાવો. જો આંખો આવી હોય તો વીશ ગ્રેન "સલફેટ આફ ઝીંક" (Sulphate of Zinc) અને એક ગલાસ પાણી બંને

મેલવી તેમાં કપડું બોલી તે આંખો ઊપર મુકવું, અને ખસખસના પોસનો સેક આંખો ઊપર કરવો. જો ખાંશી ઘણી જોરમાં હોય, દમ થોડો લેવાતો હોય, અને છાતીનો દુખારો થતો હોય તો છાતી ઊપર રાઈ મારવી, અને અલસીના આટાનો સેક કરવો.

ખોરાક—સાગુચોખાની, અથવા આરારૂટની કાંજી આપવી.

---

## શાહીએડ અથવા શીતલા.

( Small-pox=સ્મૉલ-પાક્સ )

ગોવરાંનીજ મીશાલે શાહીએડના હુમલાથીબી કોઈ બચું છટકી શકતું નથી. એ દરદ જેમ બચાંને તેમ મોહટાંનેબી થવા વગર રેહતું નથી. મોહુટા માણુસો અને હમેલદાર સ્ત્રીઓના કેશમાં તે ઘણું ધાસ્તી ભરેલું ગણાયછે, અને હમેલદાર ઓરતોમાંતો ઘણી વેલા તે નાશકારક પરીણામો નીપજાવે છે. શાહીએડને બે જાતમાં વેહેંચી નાખવામાં આવ્યાછે—ભલા અને ભુંડા.

નીશાણીઓ—સરૂઆતમાં તાવની સઘલી સાધારણ નીશાણીઓ જણાય છે, પેત દાબતાં તે બહુ દુખે છે, અને ઉલટીબી થાય છે. ચામડી ગરમ અને સુકી થાય છે, નાડી ઉતાવલી ચાલે છે અને ભરેલી લાગેછે, સુસ્તી લાગેછે, કોઈ વખત બેસુધી અને તાનતોડબી થાયછે. ચાર અથવા ત્રણ દીવશો પછે જીની કઠણ રાતી છાંટો પેહેલાં ચેહેરા અને ગરદન ઉપર અને પછી આખાં સરીર ઉપર ફેલાયછે. પાંચમે દીવશે એ છાંટો મોહટી થાય છે અને નીતરાં વગર રંગના પાણીની ભરાય છે. એ પછે છઠ દાહડે એ પાણી બદલાઈને રસી અથવા પરૂનું રૂપ લેછે, અને એ ઉપરથી દરેક છાંટ એક્કા ફુલ્લા જેવી બને છે. છઠાથી આઠમાં દીવસ સુધીમાં જ્યારે પાણી પરૂના રૂપમાં ફેરવાએ છે, ત્યારે દરેક છાંટ ભુરા રંગની અને ઘટ બને છે. એ પછી તેઓ સઘલી ફુટે છે અને માંહેથી રસી નીકલે છે, અને તે બાદ ચામડીની પોપડી ખરવા માંડેછે. છાંટમાં પરૂ બંધાવાના વખતે હમેશાં બદન સુજી આવેછે, અને તેમાં મોહડા અને ગરદનનો સોજો ઘણો હોય છે. કોઈ વખત તો માથુ બેહદ મોહટું થાય છે, અને ત્યારે દરદી બકબક કરે છે, છાતી ભારી રેહછે, અને દમ લેવાની મુશકેલી પડેછે. એ સઘલી ભલા સહીએડની નીશાણી સમજવી.

ભુંડા સહીઍડમાં ફરક એ રેહછે કે ઉપલી સઘલી નીશાણીઓ ઘણીજ સખત રીતે જણાયછે. છાંટા ઘણી, અને વધારે ઘટ ઊગે છે. પરૂ બંધાવાની વખતનો સોજો ભય ભરેલી રીતે વધે છે, એટલા સુધી કે દરદીનું મોહડું ઓળખાતું નથી, ફેફસાં અને દીલને નુકશાન પોંહચે છે. અને વલી 'દુખ ઉપર દાહામ,'—જે તાવ આવેછે તે 'તાઈફોઈડ' જાતનો હોય છે. નાઊમેદી ભરેલી નીશાણીઓ એ હોય છે કે—છાંટા એકાએક અંદીઠ બને છે, મોહડાંનો સોજો બેસી જાય છે, બીલકુલ નાતવાની થાય છે, ચામડી એકાએક ફીક્કી પડી જાય છે, અને ઝાડો છુટી જાય છે.

એલાજો—માંદગી જેવી સરૂ થાય તેવી મોહટા માણસને ૨૦ ટીપા "સલફ્યુરસ ઍસીડ" (Sulphurous Acid) પાણીમાં નાંમીને દીવસમાં ત્રણ વાર પાવી, અને બચાંને ફકત બેથી ત્રણ ટીપાં પાણીમાં નામીને દીવસમાં ત્રણવાર આપવા. ઝાડો કબજ રેહતો હોય તો હલકો જુલાબ આપવો. જો ઉંઘ ન્હી આવતી હોય અને દરદી બકબક કરતો હોય તો નીચલી દવાના બે ભાગ કરી એકેકો ભાગ સવાર સાંજ મોટી વયના દરદીને પાવો:—

| | | |
|---|---|---|
| લૉડનમ (Laudanum) | મીનીમ. | ૩૦ |
| શલફ્યુરીક ઈઠર (Sulphuric Æther) | મીનીમ. | ૩૦, |
| કૅમફ્ર વાટર (Camphor-water) | આંઉસ. | ૩ |

બચાંને જો એવી બેચેની થતી હોય તો ફકત ૧ થી ત્રણ ગ્રેન "ડોવર્સ પાઉડર" (Dover's Powder) નું પડીકું મધમાં મેલવી રાતે સુતી વેલા ચટાડવું.

ખોરાક—દુધ, કાંજી, બીસકીત, ઈડાં ઈત્યાદી આપવા, અને પાછલા દાહડા ઉપર જો નબલાઈ ઘણી માલમ પડે તો વાઈને, બીફ ટી, સેરવો, ઈત્યાદી આપવો.

નાહનપણમાંજ મુકાવેલા સહીઍડ એ દરદનો ફરીથી હોમલો થવા દેતા નથી, અને જો પાછા આવે તો ત્યારેબી તે મુકાવેલાની અસર એવી સરસ છે કે તેથી ચામડીમાં ચાઠાં અથવા ખાડા પડતા તે અટકાવે છે.

### સહીઍડથી ચામડીમાં પડતાં ચાઠાં.

એલાજો—સહીઍડવાલી હાલતમાં દાણા તૈયાર થયા હોય ત્યારે "જીલેટીન," (Gelatine) "ગલીસરીન," (Glycerine) અને

પાણી, સરખે ભાગે મેલવી તેમાં "કારબાલીક ઍસીદ" (Carbolic Acid) ના થોડાં ટીપાં નાંખી તે મેલવણી નરમ પીછી વડે દાણાઓ ઉપર લગાડવી. અથવા ગ્યુડમે દાહડે, "આલીવ ઑઇલ," (Olive Oil) ઉજલું મીન, અને ચોખ્ખી ચરબીને સરખે ભાગે મેલવી ગરમ કરીને, જીણા સુતરાઉ કપડાનો કટકો તેમાં બોળી મોહડા ઉપર મુકવો, અને સુકાય એટલે ફરીથી ભીંજવવો. અથવા દાણાઓમાં પાણી-જ્યાં સુધી હોય ત્યાં સુધીમાં, તેઓ ઉપર "નાઇટ્રેટ આફ્ સીલવર" (Nitrate of Silver) લગાડવું. અથવા સહીએડની શરૂઆતમાં, દાણાઓ પાકે તે આગમચ "ટીંકચર આફ્ આયોડીન" (Tincture of Iodine) નરમ પીછીથી લગાડવું.

---

# હોજરી અને આંતરડાને લગતાં દરદો.

## અજીરણ.

(Indigestion or Dyspepsia=ઇનડીજેસચન અથવા ડીસપેપસીઆ.)

ઉત્પતીનાં કારણો.—કોઇપી જાતના દારૂનો અથવા અફીન અને તંબાકુનો હદથી જયાદા ઉપયોગ. ઘણાજ ઉંચા અને કીંમતી ખોરાકનું ખાવું, એકની એક જગાએ પડી રેહવું, અને ઘટતી કસરતની ખુટ. સાધારણ રીતે આખાં શરીરની નબલાઇથી ઉપજતી કોઠાનીબી નબલાઇ. વખતસર ખોરાક નહીં લેવો અથવા બરાબર નહીં ચાવવો. ગલીચ હવામાં રેહવું. હોજરીનાં પડમાં થયલો વરમ અથવા શોજો. હોજરીમાંનાં જઠરસ અથવા પાચન કરનારા રસનું કમતી થવું. શરદીમાં ઉઘાડું રેહવું. કલેજાને પોંહચેલું કાંઇ નુકશાન.

નીશાણીઓ.—ભુખ જતી રેહછે. હોજરી મોહટી થાયછે અથવા ખેંચાઇ જાયછે. નજીસ અતકારો આવેછે. નબલાઇ, સુસ્તી, નાઉમેદી, શુગ, ઇત્યાદી ઉત્પંન થાયછે. ખાધા પછી પેટ ઉપર ભાર પડયો હોય એમ લાગેછે. છાતી ઉપર દાહે બલેછે. ઝાડો કબજ રેહછે અથવા ઘણો છુટી જાયછે. દીલ જોરમાં ધપકેછે; હમેશાં થોડો ઘણો માથાંનો દુખારો તો ચાલુજ રેહછે, અને તેથી આંખોબી ઝાંખી થાયછે અને તેઓને તહરેવાર આકારો અને દેખાવો દીસેછે. કાનમાં ગંન-ગાન અવાજ થાયછે. જીભ ઉપર ઉજલો થરો રહેછે. મોહડું વાસ

મારેછે, અને તેમાં ખરાબ સવાદ આવ્યા કરેછે. વામીટબી અવારનવાર થાએછે. એ નીશાણીઓમાંની સઘલીજ કાંઈ એકી વખતે દીસતી નથી, પણ થોડી થોડી દીશેછે.

**એલાજો.**—ખોરાક જરપત થાય એવો લેવાની સંભાલ રાખવા છતાંબી જો અજીરણ ચાલુ રેહ તો ચાર ગ્રેન "પેપસીન" અને એક ગ્રેન એલીઓ સાથે મેલવીને ખાનું ખાધા પછી આપવો. અથવા—

| | | |
|---|---|---|
| જેનશીઅન રૂટનો ઉકાળો (Infus. Gentian. Co.)...... | આંઉસ | ૩ |
| ટીકચર આફ કાશકરીલ (Tinct. Cascarril.)......... | ડ્રામ | ૧॥ |
| ટીકચર આફ આરેન્ટ (Tinct. Aurant.) ............ | ડ્રામ | ૧॥ |
| ટીકચર આફ કારડેમમ (Tinct. Cardamom. Co.)...... | ડ્રામ | ૧॥ |

એ દવાઈ મેલવી, તેના ત્રણ ભાગો કરી એકેકો ભાગ દાહડામાં ત્રણ વાર પાવો. જો પેટમાં દુખે અને અમળાય તથા ઉછાલા થાય તો બે ત્રણ "બીસમથ લૉઝેનજીસ" (Bismuth Lozenges) ચુસવી. થંડો સોડા વૉટર અથવા લીથીઆ પોટર પીવો. નબલી થયલી હોજરીને જોર આપવા માટે નીચલી દવાઓ મેલવી તેની ચાર ગોળીઓ બનાવવી, અને તેમાંની એકેકી દર ત્રણ કલાકે પાણી સાથે ગળવી.—

| | | |
|---|---|---|
| કવીનાઈન સલ્ફ (Quiniæ. Sulph.)........................ | ગ્રેન | ૬ |
| ઈપીકેકુઆના પાઊડર (Pulv. Ipecac.) .................... | ગ્રેન | ૨ |
| એકસટ્રેકટ આફ નકસવામીકા (Ext. Nucis.-Vomicœ.)...... | ગ્રેન | ૨ |
| એકસટ્રેકટ આફ જેનશીઅન (Ext. Gentian.)................ | ગ્રેન | ૧૦ |
| ફ્રીડયુસ્ડ આઈરન (Ferrum. Redac.)...................... | ગ્રેન | ૬ |

અથવા, ગુલવેલ, કરીયાતું અને મોથ, એ સઘલું દોહડથી બે ડ્રામ સુધી લઈ છુંડીને દસ આંઊંસ ખખલતાં પાણીમાં નાખવું અને થંડુ પડેને ગાલી કાહડી ૧॥ આંઊસ, દીવસમાં ત્રણ વાર, પીવું.

**ખોરાક**—એ દરદ ઊપર ખોરાકની શંભાલજ મુખ્ય દવાઈ છે. કાઈબી જાતની મીઠાઈ, ઘણી તરકારી, વીલાતી પનીર, ચીકાસીયાં પકવાનો, જલદ અને ગરમ ચાહે તથા કાફી, દારૂ, તંબાકુ તથા અફીમ કદી પણ લેવું નહી. પીલાંનુ અથવા સરસ બકરાનું ગોસ્ત, ઇડાં, તાજી માછલી, "કાલી ફ્લાવર" ની તરકારી, ભીંડા, ભાજી, લીલી દરાખ ઈત્યાદી ખોરાક તરીકે લેવી. ચુનાનું પાણી દુધ સાથે ભેલીને પીવું. જો હોજરીની નબલાઈ ઘણી થઈ હોય તો સરૂઆતમાં ફકત દુધ ને ચુનાનું પાણી, કાંજી અને સેરવોજ લેવો, અને આસ્તે આસ્તે બીજા ખોરાક ઉપર આવવું. ખાધા પછી આલસાઈને તેમજ ઘણી મેહેનતને તરક કરવી.

બીજા એલાજો એ કે-મનને ચીંતાતુર નહીં પણ ખુશી રાખવું. રાતનો ઉજાગરો છોડી દેવો. પાલીઆની પેઠ ખાવું નહી. ખોરાક વખતસર અને ચાવીને ખાવો. અને જો બને તો થંડાં પાણીએજ નાહવું.

---

## પાણીની ઉલટી.

( Pyrosis or water-brash=પાઈરોસીસ અથવા વૉટર-બ્રેશ. )

ઉત્પતીના કારણો—જુદાં જુદાં કારણોથી થયલી હોજરીની નબલાઈ. એશમાં પડી રેહવાની આદત. ઉતાવલથી ખાનું ખાવું અને તેને બરાબર ચાવવું નહીં.

નીશાણીઓ.—આએ દરદની નીશાણીઓ ઘણું કરીને સહવારે કે બપોરે જ્યારે કોઠો ખાલી હોય ત્યારે શરૂ થાય છે. હોજરીમાં ભારે અગન બલે છે અને તે ઉપર ખેંચાઈ જતી હોય એમ લાગે છે. એ ચીન્હ શાંત પાડવા માટે દરદી પોતાના હાથો છાતી ઉપર વાલેછે અને બદનને આગલ નમતું કરેછે, પછી એક અટકાર આવે છે, અને દરદી બે થી ચાર આંઉસ સોગ્નું નીતરૂં પાણી ઉલટી કરી બાહેર કાહડે છે, એ પાણી કોઈવેલા ખાટું અને કોઈ વેલા તદન સવાદ વગરનું હોય છે. મરદો કરતાં ઓરતોને એ દરદ વધારે થાય છે.

એલાજો.—હોજરીને કવતી આપનારી દવાઓ આપવી, પણ તે અગાઉ એક જુલાબથી કોઠો સફા કરવો.

નાઈટ્રેટ આફ બીશમથ (Bismuth. Subnitras.)........ગ્રેન ૪૦
રેહબાર્બ પાઉડર (Pulv. Rhoi.)........................ગ્રેન ૨૦
જીંજીબર.પાઉડર ( Pulv. Gingiber.)..................ગ્રેન ૧૨

એ ત્રણેને મેલવી તેનાં છ પડીકાં કરવાં અને એકકું સવારે સાંજે અને રાતે જેલી અથવા મધમાં આપવું. અથવા નીચલી ગોળીઓ ખવાડવી.—

નાઈટ્રેટ આફ સીલવર (Argent. Nitras.)..............ગ્રેન ૨

( એનો બારીક ભુકો કરવો અને તેમાં "રેહબાર્બ પાઉડર"ના ત્રીસ ગ્રેન ઉમેરવા અને પછી "એકસ્ટ્રેક્ત આફ જેનશીઅન" (Extract of Gentian) પુરતું લઈ તે વડે તેમની બાર ગોળીઓ બનાવવી અને એકકી, દીવસમાં ત્રણ વખત, લેવી.

ખોરાક.—કાંજી, સેરવો અને બીજો હલકો જરપત થાય એવો લેવો.

---

## ઉછાળો અને ઉલટી.

( Nausea and Vomiting=નોશીયા એંડ વોમીટીંગ.)

ઉત્પતીના કારણો.—અજીરણ, નબલો કોઠો, સ્રીની હમેલદાર હાલત, પેટમાં થયલો ખતારા, ભેજાને થયલો વરમ ઉલટી કોઈ વખત તમામ ખાધેલાંની થાયછે, કોઈવાર પીત પડેછે, અને કોઈવાર લોહી પડેછે.

એલાજો.—થંડો સોડા પાવો, પીપડી ઉપર રાઈનું પ્લાશતર મુકવું. તથા નીચલી દવાના ચાર પડીકાં કરવાં અને તેમાનું એકકું દર ચાર કલાકે બરફના પાણી સાથે પાવું:—

કેલોમેલ (Calomel) ....................................ગ્રેન ૪

કારબોનેટ ઑફ મેગનીશીયા ( Magn. Carb. )............ગ્રેન ૨૦

બીસમથ સબનાઈટ્રાશ ( Bismuth. Subnitras.).........ગ્રેન ૪૫

અજીરણના જોરથી અથવા ઉછાલો ઉત્પન્ન કરનારી કોઈ ચીજ ખાધામાં આવ્યાથી જો ઉલટી આવતી હોય તો તેને અટકાવવી નહીં પણ ઓર વધારવી, અને તે માટે નીમબનું ગરમ પાણી, અથવા પંદર ગ્રેન સુધીનો "ઈપીકેકુઆના પાઉડર" (Ipecacuanha Powder) પાણીમાં પીવો. જો છાતીમાં અગન બલતી હોય તો એક ગલાશ ચુનાનું પાણી શોડાવાટર સાથે ભેલીને પાવું, અથવા બીશમથની ટાંકલીઓ-( Bismuth Lozenges ) ચુશવી. પેટ ઉપર ગરમ કપડું રાખવું. ઘણી મેહનત કરવી નહીં.

જો ઉલટી હમેલ વખતે થતી હોયતો થોડી કુશ ખોલાવવી, અને નરમ જુલાબથી કોઠો સાફ રાખવો. હમેલદાર ઓરતો ઘણું કરી સહવારના પોહરમાં ખાલી કોઠા સાથે બીછાણાં ઉપરથી ઉઠતાં વાર ઉલટી કરેછે, તે માટે ઉઠવા અગાઉ બીછાણાં ઉપરજ ચાહ અથવા કાફી પીને અને કાંઈ હલકો નાસ્તો જમીને ઉઠવાની તદબીર રાખવી. એવી ઓરતોએ પોતાનાં તન અને મનને આશુદગી આપવી. ઘણું થોડું અને ઘણું વધારે તેઓએ ખાવું નહીં. જો કોઠો નબલો હોય તો થંડું પાણી અને જરા ઓંડી પીવો.

આલુ રેહતી ઉલટીની ટેવને નરમ પાડવાના ઉપાય તરીકે કેટલા-એક ખોરાકમાં કાલુ માછલી થોડી થોડી ખાવાની ભલામણ કરેછે.

ખોરાક.—કાંજી અને ચુનાના પાણી સાથે ભેલેલું દુધ, શેરવો ઇત્યાદી લેવો. કાલુ માછલી ખાવી. મીઠાઈ, મેવો, ચાહે તથા કાફી ઘણી પીવી નહીં.

---

# ચુંકો.

( Colic=કોલીક.)

ઉત્પંતીના કારણો.—આ બેહદ દુખ દેનારાં દરદનાં કારણો અતીઘણાં છે. એ ખરાબ દુખારો, જેમ બાહેરની અસરોથી તેમજ કોઠાને પુગેલાં નુકસાનથી ઉત્પન્ન થાયછે. બાહેરના કારણો એ છે કે— પીડું ઉપરની ચામડી ઉપર ભીનાં કપડાંનો કટકો અંચીતો મુકવો અથવા લગાડવો. ભીના પગો રાખવા, ઘણા ગરમ થઇને આવ્યા હોઇએ તે વેલા એકદમ આંગ ઉપરનો દગલો અથવા કપડાં કાઢી નાખવાં. અંદરની સબબો એ છે જે-ઘણો કાચો અથવા ખાટો મેવો અથવા ફલો ખાવાં, જરપત થવા વગરના ખોરાકનું હોજરીમાં એકઠું થવું, ખાટી પ્રવાહીઓ પીવી, બદનમાં પીતનું એકઠું થવું, અને લાંબા વખતની ઝાડાની કબજીઆત.

નીશાનીઓ.—પીડુનો નીચેનો ભાગ મોટો થઈ આવે છે. આંતરડાંઓ વળ ખાતાં ખાતાં ભયંકર દુખારો ઉપજાવેછે, તેઓમાં ગગરતો આવાજ થાયછે, બીમારી અતીઘણી વધી જાયછે, અને ઉલટી પણ થાયછે. જેમ જેમ પીડુનું ખેંચાણ અને કઠણાઈ વધતી જાયછે તેમ તેમ પેટના અથવાં પગ અને જાંગના માસનાં લોચાઓમાં ચમકની અસર ઉત્પન્ન થાયછે. દુંટી અંદર ખેંચાઇ જતી લાગેછે.

એ દરદ આંતરડાંના સોજાના દરદ સાથે ભેલાઈ શકે એવું છે પણ તફાવત જાણવાની નીશાણી એ છે કે ચુંકાની વખતે પીડુ ઉપર દબાન કીધાથી દુખારો નરમ પડેછે, પણ આંતરડાના સોજાની વખતે એમ થતું નથી.

એલાજો.—દુખારો નરમ કરવાની સઘલી તજવીજ કરવી. પગો ગરમ પાણીમાં બોલવા, અને પેટ ઉપર ગરમ પાણી અને તરપેનટાઈનમાં બોળીને નીચવેલા ફલેનલના કટકાનો શેક કરવો, અથવા પેટ ઉપર રાઈ

મુકવી. મોટા માણસને બે ચમચા એરંડીઆમાં "લાડેનમ" (Laudanum)ના વીશથી ચાલીશ ટીપાં નાખીને પાવાં. બનેતો ગરમ પાણીએ નાહવું. જો પેટમાં પવન ઘણો હોય અને તે આએ દુખાવો ઉપજાવતો હોય તો નીચલી દવા પરઈ દેવી અને અગત હોય તો ચાર પાંચ કલાક ચાલુજ રાખવી.

| | |
|---|---|
| રુહબાર્બ પાઉડર (Pulv. Rhei.) | ગ્રેન ૨૦ |
| મેગનીશીઆ કારબોનેત (Magn. Carb.) | ગ્રેન ૩૦ |
| સ્પીરીત આફ નટમેગ (Sprt. Myristicæ.) | ડ્રામ ૧ |
| સ્પીરીત આફ શાલવોલેતાઇલ (Sprt. Ammon. Aromat.) | ડ્રામ ૧ |
| પાણી (Aqua) | ઔંસ ૨ |

અથવા નીચલી ગામઠી દવાઓ મેલવીને અરધા અથવા એક ડ્રામ જેટલી આપવી:—

| | |
|---|---|
| અફસનતીન | ડ્રામ ૨ |
| અનીશું | ડ્રામ ૩ |
| કરફશ | ડ્રામ ૩ |
| ગારીકુન | ડ્રામ ૩ |
| બુંદ બેદશતર | ડ્રામ ૦॥ |

અથવા નીચલી દવાઓનો જીણો ભુકો કરી તેમાં મધ ભેલી પાક બનાવવો અને તેમાંથી અરધી ચમચી જેટલો દીવસમાં ત્રણવાર ખવાડવો:—

| | |
|---|---|
| સુવા | ડ્રામ ૪ |
| અનીશું | ડ્રામ ૧ |
| કેશર | ડ્રામ ૧ |
| સુકો કુડનો | ડ્રામ ૦॥ |
| કરફશ | ડ્રામ ૧ |
| અશારન | ડ્રામ ૦॥ |
| શીહાજીર | ડ્રામ ૩ |
| કાળાં મરી | ડ્રામ ૧ |

ચુંકાની બીજી જાત રંગારીના ચુંકાને નામે ઓલખાય છે. એ ચુંકો રંગારીઓને તેઓના રંગમાં નાખેલાં સીસાંની અસરથી થાયછે. પણ જો તેઓ, ખાવા બેસવાની આગમચ પોતાનાં હાથ ધોવાની સંભાલ રખે તો એ દરદ તેઓને થવાના સંભવ થોડા રેહછે. સાધારણ ચુંકાની સઘલી નીશાણીઓ ધીમે ધીમે જણાયછે, વળી હાથો એટલા

તો ધુજતા જણાય છે કે તેથી લકવાની અસર ઉત્પન્ન થાય છે, અને આગેલાનાં કરતાં એ ચુંકો વધારે હઠીલો હોયછે.

**એલાજો.**—સઘલા સાધારણ ચુંકાને મલતા કરવા. અને નીચલી દવાના આઠ ભાગ કરી એકેકો ભાગ દર ત્રણ કલાકે આપવો:—

| | | |
|---|---|---|
| એપસમ સાલત (Epsom Salts.) | આંઊસ | ૨ |
| એલમ (Alum) | દ્રામ | ૧ |
| લાડેનમ (Laudanum) | મીનીમ | ૮૦ |
| પાણી (Aqua) | આંઊસ | ૮ |

અથવા અફીન, અને "એકસત્રેકટ આફ બેલેડોના" (Extract of Belladonna) બેઊ બબે ગ્રેન જેટલાં મેલવી તેમની ચાર ગોળીઓ બનાવવી અને એકકી ત્રણ કલાકે ખવડાવવી, અને બીજે દાહડે "એપસમ શાલત" (Epsom salts) નો ચાર થી પાંચ દ્રામ સુધીનો જુલાબ આપવો. અથવા

| | | |
|---|---|---|
| આયોડાઇડ આફ પોટેશીઅમ (Potas. Iodid.) | ગ્રેન | ૫ |
| પાણી (Aqua) | આંઊસ | ૧ |

એ બેઊની મેલવણી દીવશમાં ચાર વખત પાવી, અને જરૂર હોય ત્યાં તુલીક તે ચાલુ રાખવી.

---

# પીતવીકાર.

(Biliousness=બીલ્યસનેસ.)

**ઊત્પંતીનાં કારણો.**—ખાધાપીધામાં બેદરકારી, ઘણો મીઠો, ઊચો, ચરબદાર, અથવા ચીકાશયો ખોરાક, ઘણો દારૂ પીવાની ટેવ, અને ભારી પકવાન, પૂરતી કસરતની ખુટ, શરીરની નજીસાઈ, દમમાં લીધેલી નઠારી હવા ઈત્યાદી કારણોથી શરીરમાં પીતનો વધારો થાયછે.

**નીશાણીઓ.**—ભુખ ધીમે-ધીમે ઓછી થાયછે; ચામડી સુકી થાયછે; તરસ લાગે છે; માથું દુખેછે; મોહડાંમાં કડવો સવાદ આવે છે; આંખને જાંખ લાગેછે; પીઠ અને કમરમાં દુખારો થાયછે; શુગના ઊછાલા થાયછે; અને કોઈવાર પેટ આવેછે. એ સઘળી નીશાણીઓ આસ્તે આસ્તે વધતી જાય છે, પેટ એટલાં આવે છે કે તેઓ અતેસારનું રૂપ પકડે છે. પેશાબ થોડી અને રાતી થાયછે અને રાખવાથી તેને તલીએ રાતો થરો જમાવ થયલો દીશે છે.

**એલાજો.**—પેટ આવતાં હોય અને ઊલટી થતી હોય તો તેઓને એકદમ અટકાવવાં નહી, પણ જો પેટ નહી આવતાં હોય અને ઊલટી નહી થતી હોય તો તે બેઉ લાવવાની દવા આપવી, કારણ કે એ એ રીતથી ખુદરત પીતનોબધો કચરો સાફ કરવાને ચાહે છે. એ દરદના સઘલા સખત કેશોમાં ગરમ પાણીએ નાહવાનું અને એક જાડા ટુવાલે ભાર મુકીને આંગ નુછવાનું કદીબી ભુલવું નહી. એ પછી નીચે જણાવેલી મેલવણીની છ ગોળીઓ બનાવી તેમાંની એકેક દાહડામાં ત્રણ અથવા ચાર વખત આપવી:—

બ્લુ પીલ (Pil. Hydrarg.)....................સ્કૃપલ ૧
કમપાઊન્ડ રૂહબાબ પીલ (Pil. Rhei. Co.)......ગ્રેન ૧૫

એક નાંખલું રાઈનું પ્લાસતર પેટ ઊપર મારવું, અને જો માંદગી ઘણી સખત હોય અને સુસતી ઘણી થઈ હોય તો આ હુશીઆરી લાવનારી અને ગુણ કરનારી દવા નીચે જણાવ્યા મુજબ મેલવીને પાવી:—

દવાઈ. ક { કારબોનેટ આફ ઍમોનીઆ (Ammon. Carb.)...સ્કૃપલ ૨
કારબોનેટ આફ પોટેશ (Potas. Carb.) .........ડ્રામ ૦॥ }

એ બેઊને છ આંઊસ પાણીમાં પીગલાવવું. એ પછે:—

દવાઈ. ખ { ટારટેરીક ઍશીદ (Acid. Tartaric.)............ડ્રામ ૧
પાણી (Aqua.)....................................આંઊશ ૫
બ્રાંડી. (Brandy.) ...............................આંઊશ ૧ }

એ સઘલાંને મેલવવાં અને ટારટેરીક ઍશીદને પીગલવા દેવી, અને તે પીગલ્યા બાદ, ક દવાઈમાંનાં બે ચમચા એક ટંબલરમાં નામવા, અને તેમાં ખ દવાઈના બે ચમચા ઊમેરવા, એ બેઊની મેલવણીને હીલવી અને જેવો જોશ થઈ ફીન ઊપર ચહડે કે તુરતજ તે દરદીને પાઈ દેવું.

જો ઊછાલો ઘણો થતો હોય તો ૨૦ ગ્રેન ઈપીકેકુઆના પૌડર (Ipecacuanha Powder) ગરમ પાણીમાં ડોહવીને પાવો અને તે બાદ એક ડ્રામ "કારબોનેટ આફ સોડા" (Carbonate of soda) અને છ આંઊસ "કમપાઊનડ ઈનફ્યુઝન આફ જેનશીઅન" (Compound Infusion of Gentian) એ બેઊને મેલવીને તેમાંથી પોણુ વાઈન ગલાસ દીવસમાં ત્રણવાર પાવું.

**ખોરાક.**—સઘલો ઊંચો, મીઠો, ચીકાસદાર ખોરાક, સઘલાં ભારી પકવાનો દુર કરવાં. ખાધાપીધામાં અંદાજે રાખવો. કસરત ખોલ્લી હવામાં કરવી. કોઠાની સ્થીતી ઉપર હમેશ ધ્યાન આપવું. ઘંડાં,

દુધ, પુડીંગ, મરઘી, એ સઘલું ખાવું નહી. અને થોડો વખત ફકત પરેટા, ભુંજેલું અથવા બાફેલું ગોસ્ત, રોટલી, અને થોડા વીહસકી અથવા થંડા બ્રાંડી ઊપર, શરીરનો નીભાવ રાખવો. બીજા સઘલી જાતના દારૂ દુર કરવા, ફકત જે જરૂર હોય તો શેરી વાઇન પાણીમાં ભેલીને થોડો લેવો.

---

## અતીસાર અથવા અતી ઘણો ઝાડો આવવો.

( Diarrhœa=ડાયરીઆ.)

એ દરદ ન્હાના અને મોટાં સર્વેને એક સરખી રીતે થાયછે.

ઉત્પંતીનાં કારણો.—રૂતુના અચીતા ફેરફારો. ગરમ આંગને લાગેલી એકદમ થંડી. કંઈ કઠણ, જરપત ન થાય એવી વસ્તુનો લીધેલો ખોરાક. ઘણા મેવાનો, ઘણી તરકારીનો અને ઘણી કાકડીનો ખોરાક.

નીશાણીઓ.—પેટના નીચલા ભાગ ઉપર વજન અને બેચેની લાગેછે. વારેઘડીએ ઝાડો આવેછે, પેટમાં સખત કપાએછે અને અમંરાએછે, ઉછાલા અને ઉલટી થાયછે. તરસ ઘણી લાગેછે, જભાં ઉપર થરો બંધાયછે, ચામડી સુકી થાયછે અને પગ તાહડા પડેછે.

એલાજો.—ઘણુંકરીને એ દરદ એક હલકા જુલાબથી શરૂઆતમાં નરમ પડેછે,માટે મધ્યમ સર એરંડીયુ આપવું,અને જો પેટમાં થતો અમરાત અને દુખારો ઘણોજ હોયતો એરંડયાંની સાથે વીસથી પચીશ ટીપાં "લાડેનમ" (Laudanum) મેલવીને પાવું. પગને ગરમ પાણીનો સેક આપવો. જો ઝાડો ઘણોજ થતોહોયતો એક ચમચી ભરીને "ટીંચર આફ કાઈનો" (Tincture of Kino) એક ગલાસ પાણીમાં ડોહવી તે દરએક કલાકે અથવા બે કલાકે જયાં સુધી ઝાડો બંધ પડે ત્યાં સુધી આપવું. અથવા નીચે લખેલી દવાઈમાંથી બે બે ચમચા કલાક-કલાકે આપવાઃ—

| | | |
|---|---|---|
| કારબોનેત આફ અમોનીઆ ( Ammon. Carb.)............ | ડ્રામ | ૦॥ |
| પ્રીપેર્ડ ચાક ( Creta. Præparata. )...................... | ડ્રામ | ૬ |
| એકસ્ટ્રેકત આફ કેતચુ ( Ext. Catechu. )................... | ડ્રામ | ૧ |
| પેપરમીંત વાટર ( Aqua. Menthæ Piperitæ.)........... | આંઉસ | ૬ |
| સ્પીરીતસ આફ શાળ વાલેટાઇલ ( Sprt. Ammon. Aromat.) | ડ્રામ | ૧ |

જો અમરાત અને દુખારો ઘણો હોયતો એ દવાઈમાં એક ડ્રામ "લાડેનમ" (Laudanum) ઉમેરવું.

છેલ્લે ઝાડો બંધ થવા પછે, કોઠાને શક્તી આપવા માટે "ઈનફ્યુઝન આફ કેમોમાઈલ" (Infusion of Camomile) ના બે ચમચામાં દશ ગ્રેન "કારબોનેટ આફ શોડા" (Carbonate of soda) પીગલાવી, તે દીવશમાં બે વાર પાવું.

ખોરાક.—બનતા સુધી પ્રવાહી ખોરાક ઓછો લેવો. તમામ દુધનો ખોરાક લેવો, સેહજ કોકમની કઢી અને ચાવલ ચાલશે. થોડાં ઈંડાંબી લે તો અડચણ નહી. તરકારી, મેવો, અને સેરવો દુર કરવો. ઝાડો બંધ થયા પછેબી નહીં જરપત થાય એવો ગોસનો અને તરકારીનો ખોરાક લઈ નબલી હોજરી ઉપર અનઘટતું દબાન કરવું નહીં, પણ રોજીંદા ખોરાક ઉપર ધીમે ધીમે આવવું.

---

## મરડો.

(Dysentory=ડીસેનટ્રી.)

ઉત્પતીનાં કારણો.—ગરમ થયલું આંગ થંડીમાં ખોલ્લુ મુકવું. પરસેવો પડતો અટકવો. ભીનાં બીછાણાં ઉપર સુવું અથવા ભીનાં કપડાં પેહેરવાં. નઠારો અને જરપત નહી થનારો ખોરાક. ખરાબ હવા. કાચા મેવાનો અને કોહેલી માછલી અને ગોસનો ખોરાક. ઘણું કરીને એ દરદ દેશમાં ઉંડો રહેલા રોગથી લાગુ પડેછે, અને એટલા ઉપરથી એવા દરદીઓ આગલ જવા અગાઉ ઘણી સાહુચેતી રાખવી જોઈએછે. હીંદુસ્તાનમાં એ ઘણું સાધારણછે, ભીની જગામાંથી નીકલતી રોગી હવાવાલા ભાગોમાં એનો ફેલાવો ઘણોછે. અને આગષ્ટ, સપટેંબર અકટોબર અને નવેંમબર મહીનાઓમાં એ દરદ ઘણું દીસેછે.

નીશાણીઓ.—આંતરડાંમાં સખત દુખારો થાયછે, ઝાડો થવાની ઓમા થયા' કરેછે, અને ઝાડો આવેછે તો તેમાં થોડું ઘણું લોહી દીસેછે. એની શરૂઆત તાવની સઘલી નીશાણીઓથી થાયછે. પેહેલાં ઝાડા સાથ સીમત પડેછે, પછી લોહીની છાંટો દેખાયછે અને આખરે નરદમ લોહીનો ઝાડો થાયછે. ઝાડો કરતી વેલા દરદીને એવું લાગેછે કે જાણે સઘલાં આંતરડાંજ બાહેર નીકલી પડતાં હોય, અને કેટલીક વખત તો, એમજ આંતરડાંનો છેડેનો ભાગ જરા બાહાર નીકલીબી પડેછે, અને તેથી બેહદ અડચણ થાયછે. જયારે ઘરડાં અથવા નાજુક માણસો ઉપર, અથવા નજલાથી અને બીજા દરદોથી; નબલાં થઈ ગયલાં માણસો ઉપર મરડો હુમલો કરેછે ત્યારે તેમાં ઘણું કરીને મરણ નીપજેછે. ઉલટી અને સખત

ખાંસી થાય તો તેબી ખરાબ નીશાણીઓ સમજવી કેમકે તેથી હોજરીનો વરમ અથવા સોજો થયલો માલમ પડેછે; જો સફરામાં પીચકારી વડે દાખલ કીધેલી દવા તુરતજ બાહેર નીકલી પડે અથવા એ જગા એટલીતો ચપત બંધ થઈ જાય કે પીચકારી મરાઇ શકાયજ નહી તો તેબી સારી નીસાણી સમજવી નહી; ધીમી પડતી નાડી, હાથ પગનું થંડુ થવું, ગલવાની મુશકેલી, અને તાણતોડ, એ મોહતની નીશાણીઓ સમજવી.

મરડાની બીજી નીશાણીઓ એ છે કે—ઝાડો વાસ ઘણોજ ખરાબ મારેછે, અને સફરામાં અને મોટાં આંતરડાંઓમાં અગન બલવાં માંડેછે. એક વખત ઝાડો થયા પછી કરાર મલેછે, પણ થોડાજ વખતમાં દુખારો પાછો શરૂ થાયછે. તાવનું જોરબી ચાલુ રહેછે, અને જીભ ઉપર થરો બંધઇ રેહછે. પેહલાંતો પેટ દુખારાના સબબથી અંદર ખેંચાઈ જાયછે, પણ પછી તુરતજ આંતરડાંમાંના પવનથી તણાઈ આવેછે. ઉછાલા અને ઉલટી પણ થાયછે, અને પેશાબ છુટથી થતી નથી.

ઘણા સખત કેશોમાં,તાવ ઘણીજ હોયછે, ઝાડો ઘણો થાયછે, પેટ જરાકબી દાબતાં દુખેછે, અમરાત અને દુખારામાં અતીઘણો વધારો થાયછે, ઝાડો લોહીથી ભરેલો પડેછે, ભુખ ઉડી જાયછે, મન સુરત પડી જાયછે, અને દરદી બકબકબી કરેછે. ઝાડો સેવટે કાલાસ પકડતો જાયછે, અને તેમાં અંદરની પાતલી ચામડીના કકડાઓબી પડેલા દીસેછે. શરીર આતસ જેવું અને હાથપગ થંડા રેહછે,દરદી વારેઘડીએ બંધ પડી જાયછે, ચેહરો ભયંકર રીતે ખેંચાઇને બદલાઇ જાયછે,અને ઝાડો પોતાનીજ મેલે પડયો જાયછે. નાંખમાંથી લોહી ગલેછે, ચામડી ઉપર કાલા ચાઠાં પડેછે, અને થોડા દીવશોમાં મોહત નીપજેછે. ઘણી વેલા પેટ વાથી ફુગઇ આવેછે, અને મરણ અગાઉ દુખારો અને અમરાત થાયછે. મરણ નીપજે છે તે અતયંત થાકથી, બંધ પડી જવાથી, લોહીના જવાથી, અથવા આંતરડાંમાં સુરીખો પડયાથી. આશા આપનારા કેસોમાં છ થી આઠ દીવશોની અંદર દરદનો છેડો આવેછે, તાવ કમતી થાયછે, ઝાડામાંથી લોહીનો જઠો કમતી થાયછે, પેટ ઉપરા સાપરી આવતાં નથી, દુખારા નરમ પડેછે, નાડી ચઢેછે, જીભ જીની થાયછે, અને ચેહેરાનો દેખાવ અને તનનું જોર સુધરેછે. શક્તી ઘણેજ લાંબે વખતે આવેછે.

**એલાજો.**—જો પેટ ઉપર જરાબી દબાન થતાં તે ઘણુંજ દુખાતું હોય તો જલો વલગાવવી ઉપયોગની ઠરેછે. શરૂઆતમાં દરદીને બીછાંણાં ઉપરજ રાખવો, અને એરંડીયાંનો જુલાબ આપવો. "ઇપીકેકુઆના પાઉડર" (Ipecacuanha Powder) અરધો દ્રામ લેઇ તેને પાણીમાં

ભેલી દર ત્રણ કલાકે આપવો, એનેથી ઉપજતી ઉલટી અતીઘણો ગુણ કરેછે; પણ જો તેની ઉલટીને અતકાવવી હોયતો પેટ ઉપર એક મોટું રૂાઈનું પલાસતર મુકવું. પેટ ઉપર ગરમ ગરૂમ પોલટીસો મુકવી, અને જો અમરાત અને ખેંચીણ અતી ઘણું હોયતો આઈસની ઝીણી ગાંગડીઓ સક્રાની અંદર મુકવાથી ઘણો ફાયદો થશે. ખોરાકની બરાબર ગોઠવણ, હવાની ફેરબદલી, અને ચામડી ઊંપર ગરમ કપડાંનું અડોઅડ ઢાંકણ એ એલાજો ઊપર દરદી સાજો થતો હોય તે વેળા ધ્યાણ આપવાને ચુકવું નહી. માંદગીના હીંગામમાં 'ધાસ્તીથી ભરપુર, નીરાશ અને ગમગીન થયલા દરદીને હીંમત આપવાને, આશાવંત કરવાને, અને ખુશ રાખવાને જરૂર યાદ રાખવું.

જલ્દ મરડો થયો હોયતો આ નીચલી દવાઓ મેલવીને દીવસમાં ત્રણ વખત પાવી:—

સેલીસીલીક ઍસીડ ( Acid. Salicic. )........................ગ્રૅન ૪૦
લાઈકૅાર ઍમોની ઍસીટેટીશ ( Liq. Ammon. Acet.)...આંઉસ ૦॥
ગુલાબનું શરબત. (Syrup. Rosæ. Gallicæ.)............આંઉસ ૧
પાણી ( Aqua. )........................................આંઉસ ૧

મરડો જો બચાંને થયો હોયતો નીચલી દવાઓને મેલવી, તેનાં ચેઆર પડીકાં કરી, એકકું પડીકું દર ત્રણ કલાકે સાકરના શીરા સાથે મેલીને ચટાડવું:—

બીસમથ સબનાઈત્રસ (Bismuth. Subnitras.)......ગ્રેન ૨૦ થી ૩૦
ડોવર્સ પાઉદર (Pulv. Ipecac. Co.)............ગ્રેત ૪ થી ૮
કમપાઉન્ડ ચાક પાઉડર (Pulv. Creta. Co.)......ગ્રેન ૨૦
હાઈડ્રારજીરમ કમ ક્રીટા (Hydrarg. Cum. Creta)...ગ્રેન ૩

ગામઠી દવા નીચે મુજબ છે:—

શાબરશીંગનો ભુકો......................તોલા ૨॥
ગુંદર....................................તોલા ૧॥
સાકર. ..................................તોલા ૨
ખખલતું પાણી ........................બાટલી ૦॥।

ઉપલી સઘલી જીનશો મેલવીને ગાંધી તેમને ચુલા ઉપર ગરમ કરેછે અને અરધી બાટલી જેટલું રાખી ઉતારી પાડી થંડું કરી તેને ચાર ભાગોમાં વેંહેચેછે, અને એકકો ભાગ પાયછે.

અથવા શંખજીરૂં વીશથી ત્રીસ ગ્રેન જેટલું લઈ ખાંડમાં મેલવીને ત્રણ-ત્રણ કલાકે ફાકવું. "લીકવીડ એકસત્રેક્ત આફ બેલ"

(Liquid Extract of Bael) એક અથવા દોઢ ડ્રામ પાણીમાં મેલી દીવશમાં ત્રણવાર પાવો. જો પુષ્કળ લોહી જતું હોય તો "લીકવીડ એક્સત્રેક્ત આફ અરગટ" (Liquid Extract of Ergot) એક ડ્રામ પાણીમાં દાહડામાં ચાર વાર પાવો.

અથવા નીચલાં વશાનાંઓ છુંદી તેમને આઠ આંઉસ પાણીમાં ઉકાલવાં અને છ આંઉસ જેટલું રાખી તે સઘલું એક દાહડામાં ત્રણવાર મલી પાઈ દેવું:—

| | |
|---|---|
| કુદની છાલ | ડ્રામ ૧ |
| વાલાનાં મુળીયાં | ડ્રામ ૧ |
| મોથ | ડ્રામ ૧।। |
| લોધર | ડ્રામ ૧ |
| દ ડમની છાલ | ડ્રામ ૨ |

ખોરાક.—શાગુચોખા અથવા આરોરૂટ અથવા ચોખાની કાંજી, ઘણાં સરખાં દુધમાં બનાવી આપવી. દારૂ ખચીત કરીને દુર કરવો જોઈએ છે. માસનો ખોરાક, જેવો કે ગોસ્ત અને માજલી, બીલકુલ આપવી નહીં. ચુનાનું પાણી અને દુધ સાથે ભેળીને આપવું. જેમ સાજો થતો જાય તેમ દરદીને શોરવો દુધ ઈત્યાદી આપવું. સારાં પાકેલાં ફલો ખવડાવવાં; જેવાં કે—શાફરચંદ, દરાખ ગુસબેરી, સ્ટ્રાબેરી, સરડા ઉપર પાકેલાં તાજાં ફલો ઘણી ફાયદાકારક અસર ઉપજાવેછે, અને તેની સારી ફ્રુટ દરદીને ગમે એટલી ખાવા દેવી. પણ તે જરૂર ઉંચી જાતની, તાજી અને પાકેલી હોવી જોઈએ.

---

## એશીયાટીક કૉલેરા.

(Asiatic Cholera=એશીયાટીક કૉલેરા.)

ઉત્પતીનાં કારણો.—ભીની જગામાંથી, લાંબા વખતના કોહતા પાણીમાંથી, અથવા કોહેલી તરકારીમાંથી નીકલતી ખરાબ જેહેરી હવા. નીચી જમીનો. ખાધાપીધામાં બેદરકારી. તનની નબળાઈ. ગંધીલી જગાઓની ગીચો-ગીચ વસ્તીમાં રેહઠાણ. શેહેરની ગટરની બાંધણીની ખામી. શેહેરમાં ચાલેલા રોગનું ઉડેલું જેહેર.

ઘણું ભયંકર, ઉડતું, મરકીરૂપી એ દરદ છે. કોઈબી ઉમરે એનો હુમલો થાયછે.

**નીશાણીઓ.**—**પહેલા નરમ આકારમાં** તો પેટ છુટી જાય છે, ઝાડો ચોખા ધોયલા પાણીના જેવો શફેદ પડેછે, અને ઉલટી થાયછે. એ ઝાડા ઉપર અફીમની કાંઇ અસર કરતું નથી. **બીજા આકારની** શરૂઆત ચોખા ધોયલાં પાણી જેવા ઝાડાથી અને ઉલટીથી થાય છે, અને તુરતજ તે પાછલ આકરાં આવે છે, દમ મુશકેલીથી લેવાય છે, બદન શીશાંના જેવા રંગનું અને થડું થાય છે, નાડી ધીમી ચાલે છે, અને દરદી બંધ પડે છે. પેહલા ઝાડા જે આવેછે તે સાધારણ ઝાડા જેવા વગર દુખાગઓ આવે છે, તુરતજ પછી તેઓ ઘણા અને પાણી જેવા થતા જાય છે, અને ચોખા ધોયલાં પાણીના જેવો રંગ લેછે, ઘણું કરીને તેઓનો કાંઈ વાસ હોતો નથી પણ કોઈ વખત એક ચોકસ જાતનો વાસ તેમાંથી નીકલે છે. ઝાડાની સાથે અથવા તે પછી સખત ઉલટીઓ થાય છે, ઉલટી પેહલાં તો પેટના જેવાજ રંગની હોય છે પણ પાછલથી તેમાં પીધેલી દવાઓ અને પીત પડેલો દેખાય છે. ઉલટી કોઈ વખત એટલી તો સખત થાય છે કે એક ચમચો આઈસનું પાણી પીધેલુબી ટકી શકતું નથી. એક બે કલાક વીત્યા પછી પીડુમાં સખત દુખારો ચાલે છે અને આંગલાઓમાં અને ટેટાંઓમાં આંકડાં આવે છે. દરદી તદન સુસ્ત થઇ જાય છે, પીડું અંદર ખેંચાઇ જાયછે અને તેની કરચલી વળેળી દીસેછે, અને હાત લગાડતાં તે જડ થયલું લાગે છે. જીભ ઉપર પાટલો થરો બંધાય છે, અને તે બે હોતો વચેથી બાહર નીકલી આવે છે. ચેહેરો શોહરાઈ જાય છે; નાખ પાટલું અને અનીદાર થાય છે; ગાલો બેશી જાયછે; મોહડું ફીકકું, શોહરાયલું અને કદરૂપું બને છે; આંખો પેશી ગયલી અને પોકલ જેવી જણાય છે; તમામ બદન થંડું અને શીશાના રંગનું બને છે; આંગલાઓ પાટળાં અને કરચલીદાર થાય છે; નખો બલુ રંગ પકડે છે; અને હાથોનો સામટો દેખાવ જાનવરોના પંજાને મલતો થાય છે. નાડી અતીઘણી જહડફથી ઉડેછે, અને મુશકેલીથી હાથને લાગે છે. પેશાબ થોડી પડે છે, અથવા તદન બંધ પડે છે. દમ એકસરખો ચાલતો નથી. શ્વાસ થંડો નીકલે છે, અને આવાજ ઘાડો પણ ધીમો થાયછે. મન સેવત સુધી પોતાંની હુશીઆરી તજતું નથી, દરદી સેવત સુધી જીવવાની આશા રાખે છે, પણ થોડા કલાકમાં તેના બદનના વજનનો પાંચમો ભાગ કમ થઇ જાય છે. તે બીછાણા ઉપર એકજ બાજુએ પડી રેહછે, હાથો એમથી તેમ અફાડે છે, અને જાણે પોતાના બદનની ગરમી નરમ પાડવા માટે બીછાણા ઉપરના કપડા ઉરાડી નાખવા માગે છે. વખતે—

વખતે તે પાણી પીવા માગે છે, અને સ્વાસ લેવાની મુશકેલીથી તજવીજ કરતો જણાય છે.

કૉલેરાના કેટલાએક ઘણાજ સખત કેસોમાં, ઉલટી કે ઝાડો ઘણાજ થોડો થાયછે અથવા કાંઈજ થતો નથી, સઘળું પેહેલેથીજ બંધ રેહ છે, અને દરદી થોડાજ વખતમાં દબાયલી અથવા બંધ પડેલી હાલતમાં મરણ પામે છે.

**આરામ આપનારા કેસોમાં** ધીમે ધીમે ઉલટી અને તરશ નરમ પડે છે; શરીરની ગરમી મધ્યમસર થાયછે, ચેહેરો રતાશ પકડે છે; દમ અને લોહીનું ફરવું સાધારણ મેજાન ઉપર આવે છે; બેચેની નરમ પડે છે; પેશાબ છુટેછે; અને ઝાડાનો રંગ કાલો થાય છે, પણ હજુર તેની ખરાબ ગંધ જતી નથી.

કાલેરાની માંદગીના ત્રણ તબક્કા કરવામાં આવ્યા છે. પેહેલા તબક્કામાં, નીતગં પેટ અને વામીટની શરૂઆત થાય છે, અને પેશાબ થોડી થતી જાય છે.

બીજા, તબક્કામાં, માંદગીમાં ઘણો વધારો થાય છે, નાડી નબ-લી પડે છે; પેટ અને વામીટ પુષ્કલ થાય છે; બદન તાહડું પડે છે, અને તેમાં આંકરાં આવે છે અને તાનતોડ થાય છે; અને ચેહરો સોહરાયલો અને ફીક્કો બને છે.

ત્રીજાં, તબક્કામાં; દરદીની નબલાઇનો સુમાર રેહતો નથી; નાડી ઘણી જહડફથી ચાલેછે પણ એટલી તો ઝીની અને નબલી થાય છે કે હાથને લાગતીજ નથી; તાનતોડ, બેચેની, આંકરાં, પેટ અને વામીટ બેહદ વધે છે, અને દરદી બેહદ નબલાઈના સબબથી સુધીમાં અથવા બેસુ-ધીમાં મરણ પામે છે.

**એલાજે.**—શરૂઆતમાં, ઝાડાનો રંગ બદલાય તે માટે—"ઑક્સ બાઇલ" (Ox Bile) બે ગ્રેન લઈ તેને અરધો ગ્રેન કેલોમલ અને એક ચમચી, પાણી સાથે મેલવવો, અને તે મેલવણી અરધે-અરધે કલાકે પાવી. અથવા દશ ગ્રેન "કેલોમેલ" (Calomel) એક ચમચો પાણી-માં ડોહલીને દાહડામાં બે વખત આપવું, ઝાડાનો રંગ બદલાય કે તે પાવું નહી, અને ત્યાર પછી, એક ચમચી એરંડીયાંમાં પેપરમીટના તેલનું એક ટીપું નાખી તેનો હલકો જુલાબ આપવો. પાંચ ગ્રેન કવી-નાઈન દર બબે કલાકે આપવું, પણ જો વામીત ઉપરા શાપરી થયાથી દવાઓ ટકી શકતી નહી હોય તો પેટ ઉપર રાઈ મુકવી, બરફ ચુસવા આપવું, અથવા ચુનાના પાણીમાં બરફનું પાણી નાખીને આપવું, પણ

બનતાં સુધી ઘણી પ્રવાહી ચીજો આપવી નહી. જો ઉલટી અતીઘણી થતી ચાલુ રેહ તો પાંચ ગ્રેન "કલોરલ હાઇડ્રેત" (Chloral Hydrate) એક ચમચી થંડા પાણીમાં ડોહવીને પાવું. અથવા સાકરના શીરામાં ભેલીને પાંચથી દશ ટીપાં "કલોરોફાર્મ" (Chloroform) પાવું. અથવા ઉલટી બંધ કરવા માટે પાંચ ટીપાં "લાઈકર સ્ત્રીકનીઆ" (Liq. Strychnia)ના પાણીમાં ભેલીને બબ્બે કલાકે આપવાં. દરદીના બીછાણાની આગલ ગંધક અથવા આયોડીન આખો દાહડો બાલવું, ઘણું નજદીક હોય તોબી ચીંતા નહી. પાણી સાદું પાવું નહી પણ એક બાતલી પાણીમાં બે ચમચી નીમખ નાખી તેમાંથી જોઈએ ત્યારે આપવું.

| | | |
|---|---|---|
| ક્વીનાઈન વાઈન (Vin. Quiniæ) | આંઉસ | ૪ |
| સાઈટ્રેટ આફ આયરન (Ferri. Citras) | ગ્રેન | ૩૦ |

એ બેઉ મેલવી અરધે અરધે કલાકે એમાંથી ચાર દ્રામ જેટલું આપવું.

જો આંકરાં ઘણાં સખ્ત થતાં હોયતો તે દરદી ભાગ ઊપર "ટીંકચર આફ બેલેડોના" (Tinct. Belladonnæ) અને "ટીંકચર આફ ઓપીઅમ" (Tinct. opii) એ બેઊ ભેલીને લગાડવું.

કોલેરાનો સફેદ ઝાડો થવાની આગમચ જ્યાં સુધી ઝાડાનો રંગ પીલો હોય ત્યાંસુધીમાં નીચલી દવા આપવાથી કોલેરા પેવસ થતોજ અટકશે: —

| | | |
|---|---|---|
| ચોક આફ (Creta. Praeparata) | દ્રામ | ૨ |
| ટીંકચર આફ ઓપીઅમ (Tinct- Opii) | દ્રામ | ાા |
| ટીંકચર આફ કેતેચુ (Tinct. Catechu.) | આંઉસ | ૧ |
| ઍસીદ ગેલીક (Acid. Gallic.) | ગ્રેન | ૧૫ |
| સીનેમન વાટર (Aqua. Sinnamomi.) | આંઉસ | ૬ |

એ સઘલાંને મેલવી દર અરધે કલાકે એક આંઉસ આપવી અથવા

| | | |
|---|---|---|
| અફીન | ગ્રેન | ૧ |
| કાળાં મરી | ગ્રેન | ૨ |
| હીંગ | ગ્રેન | ૩ |

એ બધાંના એક ગોળી બનાવવી અને એજ દર બબ્બે કલાકે આપવી ચાલુજ રાખવી.

તરસ ઘણીજ લાગે તો બરફના કટકા મોહમાં આપવા; દશ બાર આંઉસ પાણીની પીચકારી સફરા વાટે મારવી, અને સફરા આગલ દાબી ધરવું કે તેથી દાખલ કીધેલું પાણી બાહેર નીકલી પડે નહી; અથવા "સે-

કરેટેડ સોલ્યુશન આફ લાઈમ" (Saccharated solution of Lime) એક ચમચો, અને એક આંઊસ થંડા કાપેલો સોડા સાથે ભેલીને તે પાવો.

દરદીના બીછાણા આગલ કપુર બાલવો. ચમાીન થંડા કાપેલો થોડો થોડો આપવો. હાત અને પગો ઊપર ગરમ શેક કરવા, અને તેને પુરણ આશાયશ આપવાની તજવીજ કરવી. બદનુ તમામ તાહકુ પડી ગયું હોય તો બગલમાં તથા પગનાં ટેટાં ઉપર રાઈની પોલટીસ મુકવી, ગરમ પાણીની બાટલીઓનો સેક કરવો. જો દરદી બેસુધ થાયતો બરફ માથાં ઉપર મુકવું અને ફેરવવું; બ્રાંડી અથવા વાઇન આપવો અને સુંઠ દીલે મસલવી. બંધ થયલી પેશાબ છોરવાને માટે પીડુ ઉપર સેક કરવો, અને દસથી પંદર ગ્રેન "કલોરેટ આફ પોતેશ" (Chlorate of Potass) પાણીમાં ભેલી દર બે કલાકે પાવું.

એ રોંગ લાગુ પડતાં વારમાં કોઇ ઉપાય હાજર નહી હોયતો આ નીચે લખેલી જીનસોને ખોખરી કરી તેમને એક શેર પાણીમાં ઉકાલવી અને તેમાંથી અરધું રેહ એટલે ઉતારી પાડી જે રેહ તેમાંથી અરધું એક વખત અને બીજુ અરધું બીજે વખત એ મુજબ આપવું:—

| | | |
|---|---|---|
| સુંઠ.................................. | તોલો | ૧ |
| પીપરી મુલ.......................... | તોલો | ાા |
| સરકચુરો.............................. | તોલો | ાા |
| કોલમ................................... | તોલો | ાા |
| કાલાં અથવા સફેદ મરી............ | તોલો | ાા |

શેહેરમાં ફેલાયલો રોગ ઘરમાં દાખલ નહી થાય તેટલા માટે ઘરને જાહાડીને ધોઈને સાફ રાખવું, અને બારણાં બારી ખુલ્લાં રાખવાં. લોબાન, બોથ, સુખડ, અગર, ડામર, કાશી ઈત્યાદી નો ધુંવાડો આખો દાંહડો ઘરમાં જારી રાખવો. ઘેરમાં સરકો છાંટવો, અને લોહડાંની ચમચી તપાવી તેની ઉપર સરકો રેડી તેનો ધુંવાડો કરવો. છોલેલાં લસનોનાં હારડા બારી બારણાંઓ ઉપર તાંગી રાખવા. પેહરવાના વસ્ત્રો ખુશબોથી ભરપુર કરવાં. ગટર તથા મોરીઓનાં નલો સાફ કરાવવા. ઘરમાં સઘલે ચુનો લગડાવવો, સંડાસ સોજા રાખવા, અને જગે-જગે કારબોલીક પાઊડર છંટાવવો.

આંગ દરરોજ નાહીને સુઘડ અને સાફ રાખવું, અને પેટ ઊપર ફલાનેલનો કટકો બાંધેલો રાખવો. ઉજાગરો દુર કરવો, સકારે સુઈ સકારે ઉઠવાની ટેવ રાખવી. રોગ રખે હુમલો કરે એવી ફીકર મનમાં રાખ

ખવી નહી. સવારસાંજ ગંધક અથવા કપુર અથવા આયોડાઇન બાલીને તેનો ધુમાડો શ્વાસમાં લેવો. બનેતો પેહરવાનાં કપડાંઓને કારબોલીક ઍસીડ સાથે ભેલેલા પાણીમાં ધોઇને સુકવીને પેહેડવાં; એક ભાગે ઍસીડ અને સો ભાગ પાણી લેવું.

ખોરાક—તાજો સોજો અને હલકો ખોરાક લેવો. સુકો તથા લીલો મેવો. કોહેલો મેવો, વાશી ગોસ્ત, સુકી માછલી ઇત્યાદી નહી ખાવું. પાણીમાં નીમખ શેજ ભેલીને પીવું. પાણી જરૂર કરીને બરાબર ગાળીને પીવાને ચુકવું નહી. દરદીને થંડું કઢેલું દુધ, થંડો સોડા, થંડું પાણી, અથવા આઇસના ગાંગડા ચુસવા આપવા.

---

## કૉલેરા મૉરબસ અથવા ઇંગલીશ કૉલેરા.

### Cholera Morbus or English Cholera.

એ દરદ ઇંગલંદમાં ઘણું સાધારણ છે, ત્યાં એટલું સાધારણ નથી.

ઊતપતીનાં કારણો—ગરમ આંગને લાગેલી અંચીતી સરદ હવા. હોજરીમાં રહેલો નઠારો, ભારી અને જરપત નહી થનારો ખોરાક. કાચાં ફરૂતોનો ખોરાક. રાતની થંડી હવામાં ખોલ્લું ફરવું.

એ દરદ એશીયાટીક કાલેરા સાથે અથવા મરડા સાથે ભેલાઇ જવાનો સંભવ રેહછે, પણ મરડાથી તે એમ ઓલખાઇ આવેછે કે તેના ઝાડામાં લોહી પડતું નથી પણ પીત પડેછે.

નીશાણીઓ.—હોજરીમાં અચેની લાગ્યા કરેછે, સુગ લાગેછે અને ઉલટી થાયછે, પવન દોડેછે, આંતરડાંમાં સખત અમરાત થાયછે, અને ત્યાર પછી તુરતજ પીતથી ભરેલા મોટા ઝાડાઓ આવેછે, અને તે બાદ પીતનીજ ઉલટીઓ શરૂ થાયછે. એટલા અરસામાં દુખારો સઘલે ઠેકાણે ફરી વલેછે, પીઠમાં અને જાંગમાં આંકરાં આવેછે, અને સઘલે ઠેકાણે માસના લોચાઓની ચમક દરદીને ભયભરેલી રીતે હેરાન કરેછે. બદનની ગરમી, તરસ, અને નાકઉવતી ઘણીજ વધેછે. નાડી ધીમે ધીમે ઉછલેછે. જો દરદનું જોર ઘણું હોય તો ચામડી થંડી લાગેછે, જોર જહડફથી ઉતરતુંજ જાયછે, ઠંડો પરસેવો છુટેછે, ચેહેરાનો રંગ સામરો અને કદરૂપો બને છે, અદગરી થાયછે, અને થોડી ઘણી તાનતોડ થયા બાદ, દરદી બંધ પડીને મરણ પામેછે. **નાઉમેદી ભર્યા કેસોમાં,**—થંડો પરસેવો છુટેછે, અદગરી થાયછે, દમ ઉતવલમાં ચાલેછે, અને તાનતોડ માલમ પડેછે. પણ આશા આપનારા કેસોમાં મધ્યમ ગરમી બદનની રેહછે, દુખારો નરમ અને જીભ ભીનાસ વાલી રહેછે, અને સારી ઉંઘ આવેછે.

એ દરદમાં મોટી અડચણ એમ ઉપજેછે કે ઉલટી કરતાં બધો માદો ખેંચાઈ જાયછે, અને ઉલટી કીધેલો પીત જો કે થોડો પણ એટલો તો તીખો હોય છે કે તેથી ગલું અને મોહડું બળી જાયછે એમજ નહી પણ જો તે ઝાડા વાટે પડેછે તો સફરાની ચામડીની ઉપાડી કાહડેછે.

એલાજો.—એટલા માટે પ્રેહેલી દવા તો એ કરવી કે જેથી ઉલતી કરવાનું અને પેટ આવવાનું સેહલું થાય અને પડતા પીતનો તીખાશ ઓછો બને. તેથી "લીનશીડટી" અથવા અલસીની ચાહે ઘણી સરખી તૈયાર રાખવી તેમાં થોડાક આંઊસ "ગમ ઍરેબીક" અથવા ગુંદર મેલવો અને તે મેલવણી દરદીને ઘણી પાવી કે તેથી હોજરીમાં પાણી ઘણું ગયાથી ઉલટી કરવી શેહેલી થશે, અને બીજુ એ કે તેથી પીતનો તીખાસ એટલોતો ઓછો થશે કે ગલાંને કે સફરાને તેથી નુકસાન પુગશે નહી. એ પછી દરદીને પાંચ મીનીટ સુધી ગરમ પાણીએ નહવડાવેતો, ત્યાર બાદ ગરમ પાણીની બાટલીઓ પગ જાંગ અને ટલીયાં ઉપર લગાડવી. પેટ ઉપર ગરમ કપડું બાંધવું. આ નીચલી દવાઓ મેલવી તેમની છ ગોળીઓ કરી એકી ગોળી એક અથવા બે અથવા ત્રણ કલાકે આપવીઃ—

કેમફર પાઊદર (Pulv. Camph.) ............................ગ્રેન ૬.
ઓપીઅમ પાઊદર (Pulv. Opii.) ............................ગ્રેન ૬.
કુલોમેલ (Hydrarg. Subchlorid.) ...... ....................ગ્રેન ૧૨.
એકસત્રેકત આફ ડેનડીલીઓન (Ext. Taraxaci.) પુરતો જોઇએ એટલો લેવો.

હજુર જો ઉલટી કરવાની ખેંચતાન કમતી નહી થતી હોય તો દશ ગ્રેન "કારબોનેત આફ સોડા" (Carbonate of Soda) અને દશ ગ્રેન "તારતારીક ઍસીદ" (Tartaric Acid), એ બેઉને જુદાં-જુદાં ગલાસોમાં નાખી પાણીમાં મેલવવાં, અને પછી બેઉ ગલાસોમાંનું પાણી એકજ તબલરમાં નાખી જેવો ફીન ચહડીને જોશ આવે તેવુંજ પાઈ દેવું. જો એ વખતે દરદીનો જીવ જુમાઈ જતો હોય અને તેનો જોશ તે ખોહી દઈ બંધ પડી જવાની ધાસ્તીમાં હોય તો તેની હુશીઆરી ટેકવી રાખવા સારૂં આ નીચલી મેલવણીના બબે ચમચા દર બે અથવા ત્રણ અથવા ચાર કલાકે (જેમ અગત જણાય તેમ) આપવાઃ—

કાર્બોનેત આફ એમોનીઆ (Ammon. Carb.) ............ડ્રામ ૧.
કેમફર મીકસચર (Mist Camph.)........................આંઊશ પાા.
લાડેનમ (Laudanum or Tinct Opii)....................ડ્રામ ૨.
સલફ્યુરીક ઇથર (Æther Sulphuric)....................ડ્રામ ૧ાા.

અથવા જો ઝાડો ઘણો જોરમાં આવતો હોય તો આ નીચલી

મેલવણી એક ચમચી બ્રાંડી તથા પાણીમાં ભેલીને પાઈ દેવી, એ ઘણો ફાયદો કરશે.

| | | |
|---|---|---|
| ટીકચર આફ઼ ઓપીઅમ (Tinct. Opii)........................ | ડ્રામ | ૩. |
| કમપાઊનડ ટીંકચર આફ઼ કૅમફર (Tinct. Camph. Co.)... | ડ્રામ | ૩. |
| સ્પીરીત આફ઼ ટરપેનટાઇન (Sprt. Terebinth.)............ | ડ્રામ | ૩. |
| ઑઇલ આફ઼ પેપરમીન્ટ (Ol. Menth. Piper.) ............ | મીનીમ | ૩૦. |

અથવા બાર ગ્રેન સુગરલેડ અને ચાર ગ્રેન અફીણને મેલવી તેની ચાર ગોળીઓ કરી એકકી ફર બબે કલાકે ગળાવવી.

શરીર તાહડું થઈ ગયું હોય તો બ્રાંડી–પાણી આપવું, ગરમ પાણીની બાતલીઓનો શેક કરવો, ટેટાં, પગ અને બગલમાં રાઈની પોલતીશ મુકવી. આંકરાં આવે તે ભાગને બાંધવો, અથવા હાથે મજબુત પકડી રાખવો.

એ કોલેરાના, ઘણાએક કેસો, શરૂઆતમાં કીધેલા આ નીચલા એલાજથી સાજા થયાછે, પણ યાદ રાખવું એ દવા શરૂઆતની નીશાણીઓ જણાંતાવાર તુરતજ લીધાથી ફાયદો કરશે, તે એ છે કે પેપરમીંતના પાણીમાં પચીસ ટીપાં લાડેનમનાં નાખી અને તેમાં બે ચમચી એરંડયું નાખીને પી જવું, જો જો અચીતી ઊલટીથી એ દવા બાહેર નીકલી પડે તો તુરતજ બીજો ડોઝ લેવો.

ખોરાખ—કંઈપણી કઠણ કે ભારી ખોરાક આપવો નહી પણ ઘણોજ હલકો, સેરવો ઈત્યાદી આપવો.

---

## પવનના જોરથી પેટમાં થતો દુખારો અને તેનું તણાઇ આવવું.

### (Drum Belly or Tympanites=ડ્રમબૅલી અથવા ટીમપેનાઈતીસ.)

**ઊતપતીનાં કારણો.**—હોજરીમાં ખોરાક પચી શકતો નથી, અને તેથી પેટની ગરમીથી ખટાસ થઈને વા પકડેછે,

**નીશાણીઓ.**—પેટ તણાઇ આવેછે, કારણ કે આંતરડામાં વાનો મોટો જથો એકઠો થયલો હોયછે; પેટમાં સખત અમરાય છે; દુટીની આસપાસ ચુંકાને મલતો દુખારો ચાલેછે; પેટ કબજ રેહછે; પેશાબ કરવાની વારંવાર હાજત થાયછે; બદનની ગરમી અને તરસમાં વધારો

આયછે; અને નબળાઈ ઘણી થાય છે. ભુખ લાગતી નથી, અને પેટ એટલું તો ખેંચાઈ જાયછે કે આંગળાંએ કરી ઠોકતાં તે પડઘામના જેવો આવાજ કરેછે. એ દરદ પેટનાં જલંદર સાથે ભેલાઈ જાય એવું છે, પણ એ બાજુથી આંગળી ઠોકતાં પાણીની હીલચાલ નહી જણાયાથી તે પરખાઈ આવેછે. ઘણી વખત છાતીમાં દાહેખી ઘણી બલેછે.

ઈલાજો.—જો દાહે ઘણી બળતી હોય તો એક ગલાસ ચુનાનું પાણી પીવું અથવા આ નીચલી દવા અર્ધું ગલાસ ત્રણ ત્રણ કલાકે પીવી:—

કારબોનેત આફ સોદા (Sodæ Carb.)...........ડ્રામ ૧
ટીકચર આફ જીન્જીબર (Tinct. zingiber-)...... ડ્રામ ૩
એકસ્ત. કેમોમાઈલ (Ext. Anthemidis.)........ગ્રેન ૨૪
પાણી (Aqua.)..............................આંઉસ ૬

જો ઝાડો ભીન્જલા રંગનો અને ઘણો આવે તો થોડા દીવશ ત્રણ ગ્રેન "બલુ-પીલ" (Pil. Hydrarg.) તથા પાંચ ગ્રેન "કમપાઊંડ ચાક પાઊડર" (Pulv. Creta Co.) એ બેઊને મેળવીને તેની બે ગોળીઓ બનાવી દર રાતે ગલવી. અથવા ત્રણથી છ ગ્રેન "પેપસીન" પાણીમાં મેલવીને ખાનું ખાધા પછી પીવું. અથવા નીચલી દવાનું પોણું વાંઈન ગલાસ ત્રણ-ત્રણ કલાકે પીવું:—

એરોમેતીક સપીરીત આફ એમોનીઆ (Sprt. Ammon. Aromat.)...ડ્રામ ૨
ટીકચર આફ બેલેડોન (Tinct. Belladon.) .................... ડ્રામ ૧
ટીકચર આફ એસેફેટીડા (Tinct. Assafœtidæ.)................ ડ્રામ ૨
ડીલ વાટર ( Aqua. Dill. )......................................આઊસ ૬

જો ઊછાલો ઘણો થતો હોય અને માથાનો દુખારો પણ ઘણો હોય તો દસ ગ્રેન "કારબોનેત આફ એમોનીઆ" (Carbonate of Ammonia) ને એક ચમચો લીબુના રસમાં ભેલીને પાણી સાથે પીવું.

જો બચાંના પેટમાં એવો વાનો દુખારો થઈ આવે તો નીચલી દવામાંથી બે ચમચી પાવી:—

કારબોનેટ આફ મેગનીશીયા. (Magn. Carb.)....................ગ્રેન. ૨૦
એરોમેટીક સ્પીરીત આફ એમોનીયા, (Sprt. Ammon. Aromat.)...મીનીમ. ૧૨
ડીલ વાટર (Aqua. Dill)....................................આંઉશ. ૧

અથવા નીચલી દવા દીવશમાં ત્રણ વાર પીવી:—

લાઈકર્સ સોલ્યુશન (Liq. Potas Arsenies.)...........મીનીમ ૧
ઈનફ્યુઝન આફ કેલમબા, (Infus. Calumbœ.)...........આંઉશ. ૧॥

ઉપલી દવા ઘણી ગુણગારી અસર કરે છે.

ખોરાક.—મીઠાઈ, તરકારી મુદલ ખાવી નહી ગોસ્ત, ભુંજેલી માછલી, દુધ ઈત્યાદી લેવું. ગરમ ચાહ તથા કાફી પીવી નહી. હલકી કસરત લેવાને ચુકવું નહી. પાલીઆની ફેંડ ખાવું નહી, પણ થોડુંજ ખાવું. પોરટર, વાઈન, કે ચેમપેન, કે એવરૂં કોઇબી જાતનો દારૂ લેવો નહી, ફકત એક ચમચો સરસ બ્રાંડી ભોજન જમતી વખતે પીવો.

## પેટની કબજીઆત.

(Constipation=કોન્સતીપેશન.)

ઘણાએક તંદરોસ્ત માણસોને આદત મુજબ દરરોજ એકેકું પેટ આવવા વગર રેહતું નથી, પણ ઘણાઓ બીજા વલી એવાબી છે કે જેઓને બણ ચાર અથવા વધારે દીવશો સુધીબી એકબી ઝાડો આવતો નથી અને તે છતાં તેઓને કશી બેચેની જણાતી નથી. પણ જયારે એ કબજીઆત તેની હદની બાહેર જાય છે ત્યારે તે નુકશાનકારક અને બીજા દરદોને ઉત્પંન કરનાર થઈ પડે છે.

ઉત્પંતિના કારણો.—ખોરાકમાં તરકારીના ભાગનું કમતીપણું; કશરતની ખુટ; એકજ જગોએ બેશી રહીને કરવાનું કામ; અથવા આલશાઈ ભરી આદતો; અથવા ખુદરતી હાજતે વખત શર નહી જવું. એ રીતે વખતસર હાજતે નહી જવાથી આંતરડાંમાં નરખનો જહો એકઠો થાય છે અને તે કઠણબી થઈ દુખારો ઉપજાવે છે.

નીશાણીઓ.—લાંબા વખતની કબજીઆતથી માથાંનો દુખારો થાય છે, ભુખ મરી જાય છે, બેચેની ઉપજે છે, અજીરણનાં ચીન્હો દેખાવ દે છે, ઉછાલા થાય છે, અને પવન ઘણો ઉત્પંન થયાના સબબથી પેટ તણાઈ આવેછે.

એલાજે.—ગરમ પાણીએ નહવડાવવો; પા અથવા અરધો આંઉશ એરંડીઉં દર બબે કલાકે આપવું; અથવા બે ગ્રેન "એકસ ત્રેકત આફ એલુઝ" (Extract of Aloes) અને બે ગ્રેન "હાર્ડ સોપ" (Hard Soap) સાથે ભેલી તેની એક ગોળી બનાવી આપવી, અને ત્રણ ત્રણ કલાકે એમ આપયા જવું; અને બે આંઉસ એરંડીયાને એક પેંટ ગરમ સાબુના પાણીમાં નાખી તેને પીચકારી વડે ધીમે ધીમે શફરામાં દાખલ કરવું. સોડાવાટર, ચેમપેન, બરફના કટકા ઈત્યાદી આપવા. દુખારો થતો હોય તો તે નરમ પાડવા "લાડેનમ" (Laudanum) ના પંદરથી વીસ ટીપાં પાણીમાં અવાર નવાર આપવાં. ભુલકાંઓ અથવા

બાળકોને અફીમ નહી આપવું, અને "લાડેનમ" બી તેઓના કેશમાં વાપરવું નહી. હમેશનીજ જો ઝાડો કબજ રેહતો હોય તો મગરનું તેલ* સવારના બીછાણા ઉપરથી ઉઠવા અગાઉ ‘ીપડીના ખાડા આગલ મશલવું. અથવા નીચલી મેલવણીની ચોવીશ ગોળીઓ બનાવવી અને બબે ગોળીઓ રાતે સુતી વખત ગળવી:—

| | | |
|---|---|---|
| પાઉડર આફ એલોઝ. (Pulv. Aloes) | ગ્રેન. | ૩૫ |
| પાઉડર આફ જેલપ. (Pulv. Jalapœ) | ગ્રેન. | ૨૪ |
| પાઉડર આફ કાલોશીન્થ. (Pulv. Colocynth) | ગ્રેન. | ૧૨ |
| રેવનચીના શીરાનો ભુકો. (Pulv. Gambogiæ) | ગ્રેન. | ૭ |
| હાર્ડ શોપ. (Sapo. Durus) | ગ્રેન. | ૧૦ |
| આઇલ આફ કેરેવે. (Oleum Carui) | મીનીમ. | ૨૦ |

*જુચાંને ચટાડવા માટે નીચલી દવાઓનો પાખ કરવો અને રાતે સુવાડતી વેલા એક ચમચી જેટલો આપવો:—

| | | |
|---|---|---|
| સુનામખીનો ભુકો | આંઊશ. | ૬ |
| જેઠી મધનો ભુકો | આંઊશ. | ૬ |
| વરીઆળી | આંઊશ. | ૩ |
| ગંધકનાં ફુલ | આંઊશ. | ૩ |
| સાકર | આંઊશ. | ૧૮ |

એક પ્યાલાં થંડા પાણીમાં એક ચમચો નીમખ ડોહવીને દરરોજ સહવારના પીવાથી, અને એમ દશ પંદર દીવશ ચાલુ રાખવાથી દરરોજ અકેકો સાફ ઝાડો આવે છે અને કબજીઅત મુદલ થતી નથી. અથવા નીચલી જીનશોને છુંદીને ચાર આંઉશ પાણીમાં ઉકાળવી, અને ઉકલયા બાદ પાણી થંડું પડે કે ગાળી નાખી તેના બે ભાગો કરી અકેકો ભાગ પાવો:—

| | | |
|---|---|---|
| સુઠ | ગ્રેન. | ૧૦ |
| કાળી દરાખ | ડ્રામ. | ૨ |
| સુનામખી | ડ્રામ. | ૧ |
| ગરમાળો | ડ્રામ. | ૩ |
| માના | આંઉશ. | ૦॥ |

અથવા નીચલી જીનશો મેલવીને ત્રીશથી ચાલીશ ગ્રેન જેટલું દીવશમાં ત્રણ વાર ફાકવું:—

| | | |
|---|---|---|
| ઈનદરવાના | ડ્રામ. | ૦॥ |
| અલીયો | ડ્રામ. | ૦॥ |
| અલબીદાના | ડ્રામ. | ૦॥ |
| હરડે | ડ્રામ. | ૨ |
| પીપળ | ડ્રામ. | ૧ |

ખોરાક.—જેનો ઝાડો કબજ રેહતો હોય તેને થુલાંનું પાણી, છ-લતાં સાથના ભુંજેલા ચના, અને સ્ટ્રાબેરી અથવા રાસ્પબેરીની જેલીનો ખોરાક ખાધામાં લેવો. ફટકીના ભાગવાલું પાણી, કેરીની ગોટલી, દાડમપાક, ઈ૦ ખાવું નહી.' દારૂ પોરટર અથવા બીર અથવા સીરાઝ-વાઈન લેવો. તરકારી અને ગોસ્તના સરખા ભાગોવાલો ખોરાક લેવો. અંજીર, કેળાં, સંત્રા, મોસંબી, પેર, કાળી દરાખ. પપેનાસ ઈ૦ મેવો લેવો. ખાધા પછી ચાલવાની ટેવ રાખવી.

---

## અડગરી અથવા હેડકી.

(Hiccup=હીકપ.)

ઊતપંતીનાં કારણો.—બદહજમી; ભારી ખોરાક; પેટમાં થયલો ખટાસ; વાઈનું જોર; તીખાં પકવાનો. (બચાંને એ મરજ ખરાબ દુધ પાવાથી અથવા ભારી ખોરાક આપવાથી થાયછે.) ઘણો વખત ભુખ્યા રેહવું; અથવા થંડું પાણી પીવું.

નીશાણી.—ચમકનાં જેવો એક આંચકો આવેછે, દમ લેવાની નલી અને તેનાં માસનાં સાંધાઓ ખેંચાયછે, અને એક 'અંક' એવો આવાજ નીકલેછે.

એલાજો.—એક ચમટી તપખીર અથવા બીજી કોઈ છીકવાંની ભુકી શુંઘાડ્યાથી અડગરી નરમ પડે છે. જો તેથી નહી મટે તો એક ચમચો "ટીંકચર આફ વેલેરીઅન" (Tincture of Valerian) ગરમ પાણીમાં મેલવીને પાવું. અથવા કુડનાનો રસ અથવા ખાટા દાડમનો રસ જરા ગરમકરીને પાવો. અથવા "ઈલીકઝીર આફ વીત્રીઓલ" (Elixir of Vitriol) દસથી ૨૦ ટીપાં સુધી થંડાં પાણીમાં મેલવીને તેમાંથી દાહડોમાં એક અથવા બેવાર પાવું. ચાર પાંચ દાહડા સુધી જો અડગરી ચાલુ રેહતો:—

કવીનાઈન સલફ્રસ (Quinœ. Sulph.)....................ગ્રેન ૧૨
સબનાઈટ્રેટ આફ્ બીસમથ (Bismuth. Subnitras.) ......ગ્રેન ૨૦

એ બેઊ મેલવીને તેનું પડીકું કરી ફાકવું, અને જરૂર હોય તો એજ ફરીથી લેવું. અથવા ગળાંની પાસેનાં જે હાડકાં (હાંસડી) હોયછે તે બેઊને ગલાંની નીચે અંગુઠાથી થોડી મીનીટ સુધી મજબુત દાબવાં. બે ડ્રામ "બ્રોમાઇડ આફ્ પોટેશીઅમ" (Bromide of Potassuim) ને છ આંઊસ પાણીમાં ભેલી, તેમાંથી પોણું વાઈન ગલાસ બરફમાં થંડું

કરીને ત્રણ-ત્રણ કલાકે પીવું અને વચમાં સોડાવાટર પીયા કરવો. અથવા વીસ ગ્રેન 'આયોડાઈડ આફ પોટેશીઅમ" પાણીમાં ડોહવી દર ત્રણ કલાકે પીવું.

અથવા નીચલી જીનસોને મેળવીને તેની બાર ગોળીઓ કરી એકકી દાહડામાં ત્રણ વાર લેવી.

| | |
|---|---|
| હીંગ | ગ્રેન ૨૦. |
| એલીઓ | ગ્રેન ૨૦. |
| કેશતીલ સોપ | ગ્રેન ૨૦. |
| પેપરમીંતનું તેલ | ટીપાં ૨૦. |

વીશ ગ્રેન સુંઠનો ભુકો તથા ૪૦ ગ્રેન ગોળ, એ બેઊને મેળવીને તે ખાવું. અથવા અજમો, સુંઠ, પીપળી, ફુદનો, જીરૂં, અને હીંગ એ સરવે થોડું થોડું લઈને તે પાણીમાં ઊકાળીને થોડું પીવું. અથવા બાર ગ્રેન "પ્રીપેર્ડ ચાક," તથા બાર ગ્રેન "રૂહબાર્બ" એ બેઊ ભેલીને ફકાડવું.

---

## હોજરીમાંથી થતી લોહીની ઓકારી.

(Hæmatemesis=હીમેટેમેસીસ.)

હોજરીમાંથી પડતું એ લોહી જઠરની સાથે ભેલાયલાના સબબથી કાલા રંગનું હોયછે, મોટા જથામાં પડેછે, અને કોઈ કોઈ વાર તે ખોરાક સાથે ભેલાયલું હોયછે.

**ઊતપતીનાં કારણો.**—હોજરીની ઉપર કાંઈ મજબુત વાગવાથી, દસતાન ચઢવાથી, હરસનું લોહી પડતું અટકયાથી, તીખાં પકવાનો ખાધાથી, પેટ કબજ રહ્યાથી, ઘણો જલદ દારૂ પીધાથી, હોજરીમાંની બારીક નસો તુટવાથી, હોજરીમાંનું લોહી પડવા માંડેછે, કે જે ખઈમાં પડતાં લોહીથી એ રીતે પરખાયછે કે આગલામાં ખોરાકનો ભાગ પડેછે અને તેનો રંગ કાલો હોયછે.

**નીશાણીઓ.**—જો લોહી મોટા જથામાં પડતું હોય તો, તે પડેછે તે અગાઊ ચીન્હો માલમ પડેછે, અને તે ચીનહો હોજરીમાં લોહીથી ભરેલી હોવાથી અથવા શરીરની સઘલી લોહીની નસોના સાધારણ રીતે ખાલી થવાથી ઊતપંત થાયછે, જેવાં કે—દરદીને અતીશય નબલાઈ લાગેછે; હોજરી ઊપર દબાન થવાની તે ફર્યાદ કરેછે; તેને ઊછાલા થાયછે; ચેહરો ફીક્કો પડેછે; ચામડી ટાઢી પડેછે; આંખોમાં તરેહવાર દેખાવો ન-

જર આવેછે; કાનમાં આવાજો થાયછે; ચક્કી અને ફેર આવેછે; મોહડાંમાં મોઠો અથવા ખારો સવાદ આવેછે. એ ચીન્હો પછી તુરતજ લોહીની સાથે ભેલાયલા ખોરાકની ઊલટી થાયછે. ઘણીવેલા લોહી આંતરડાંમાં ઊતરેછે અને ઝાડા સાથ ભેલાઈને પડેછે. એ સઘલા કેસોમાં બેસુધ થવાની નીશાણી હમેશાં સારી ગણાયછે; એથી અંદર લોહી બંધાઈ અથવા ઠરી શકેછે અને વધારે પડતું અટકેછે. એ દરદથી તુરતજ થતાં મરણ ઘણાં થોડાં નીપજેછે: એમાં સુસતી અથવા થાક અતીઘણી થાયછે, અને ધીમે-ધીમે આગલી હાલત ઊપર અવી શકાય છે. એમાં વલી દરદીને જલંદરની થાયછે, અને લોહીની નેસો ફરી પાછી ભરાયછે. યા તો જલંદરથી જતું રેહછે, કે યા તો દરદી મરણ પાછે.

એલાજો.—દરદીને સંપુર્ણ આસાયશ આપવી, મુદલ હીલવા ચાલવા દેવો નહી. અને બીછાણાં ઉપરજ સુવાડી રાખવો. હાત અને પગ ઉપર રૂમાલ અથવા દોરી બાંધી રાખવી જેથી લોહીનો જોશ અટકે. પેટ ઉપર રાઈ મુકવી; થંડુ પાણી પાવું યા બરફના ગાંગડાઓ ગળાવવા; અથવા "લાઈકાર ફેરી પરનાઈત્રેટીશ" (Liquor Ferri Pernitratis) ના દસથી ૧૫ ટીપાં એક ગલાસ પાણીમાં ભેલીને પાવાં. જો પેટમાં દુખતું બી હોયતો વીશ ગ્રેન ફટકી તથા એક ગ્રેન "ઍશીટેટ ઑફ મારફીઆ" (Acetate of Morphia) એ બેઉ મેલવી તેના ચાર પડીકાં બનાવવાં, અને તેમાંનું એકેક ત્રણ ત્રણ કલાકે ફકાડવું. અથવા અરધો દ્રામ "લીકવીડ એકસત્રેકત આફ અરગટ" (Liquid Extract of Ergot) પાણીમાં ભેલી ત્રણ ત્રણ કલાકે પીવો. અથવા નીચલી જીનશો મેલવીને તેમાંથી અરધાથી એક દ્રામ જેટલું દાહડામાં ત્રણ વખત ફાકવું:—

| | | |
|---|---|---|
| માજુફલ | દ્રામ | ૧ |
| દાડમની છાલ | દ્રામ | ૦॥ |
| હબુલ આશ | દ્રામ | ૧૧ |

અથવા નીચની મેલવણી ત્રણ ત્રણ કલાકે પોણુ વાઈન ગલાસ ભરી પીવી:—

| | | |
|---|---|---|
| ડાઈલ્યુત શલફયુરીક અસીદ (Acid. Sulphuric. Dil.) | દ્રામ | ૧ |
| એપસન સાલ્ટ (Magns. Sulphas.) | ચમચો | ૧ |
| ગુલાબનું સરબત (Syrup Rosœ. Gallicœ) | આંઊસ | ૨ |
| પાણી (Aqua) | આંઊસ | ૬ |

જો નાડીની જહડફ ઘણી હોય અને તે જોરમાં ધબકતી હોય તો નીચલી મેલવણીમાંથી પોણું વાઈન ગલાસ ત્રણ ત્રણ કલાકે લેવું:—

ટીંકચર આફ ડીજીટેલીસ ( Tinct. Digital. )........મીનીમ ૪૦
ડાઈલ્યુત સલફ્યુરીક ઍસીડ (Acid. Sulphuric. Dil.)...ડ્રામ ૧
ટીંકચર આફ આરેનજ (Tinct. Aurant.)................ડ્રામ ૨
ક્રીમ આફ ટારટર (Acid. Potas- Tartras.)............ડ્રામ ૪
સાકરનો શીરો ( Syrup. )..........................આંઉસ ૧
પાણી ( Aqua. )...................................આંઉસ ૬

ખોરાક.—ફકત કાંજી અને દુધ લેવું. આઈસક્રીમ કરીને ખાવું.

---

## હોજરીમાંનો ખટાસ.

(Acidity of the stomach=એસીડિતી આફ ધી સ્તમક.)

કુદરતીજ નબલી પાચણ શક્તીનાં કેટલાંએક માણસો, અથવા જેઓની હોજરી, કાંઈ દરદોથી, બેદરકાર જીંદગીથી, લાંબા વખતની માંદગીથી અથવા અનઘટતી દવાઓથી, બગડી ગઈ હોય અથવા નબલી પડી હોય તેઓ એટલાતો અભાગ્યા હોય છે કે, તેઓની સઘલી સંભાલ છતાં, જે તેઓ ખાયછે તે દરેક ચીજ હોજરીમાં જઈ નુકસાન અને અડચણ કરનારા ખટાસમાં બદલાઈ જાયછે.

ઉત્પતીના કારણો—થોડાંએક તો ઊપરના ફકરામાં જણાવ્યાં છે. બીજાં,—એકજ જગોએ બેસી રહી કરવાનો ધંધો; મનની ચીંતા; ચાલુ રેહતી પેટની કબજીઆત; લાંબો વખત ખાધેલો તરકારીનો ખોરાક; અને ખોરાકને બરાબર ચાવવા વગર ગળી જવાની ઘણીજ બેવકુફી ભરેલી આદત.

નીશાણીઓ—ભુખ મરી જાયછે; સુસ્તી લાગેછે; ચાલાકી ગુમ થાયછે; ખાનું ખાધા પછી હોજરી તણાઈ આવેછે; ખાટા ઓડકાર આવેછે; વાં સરેછે; છાતી ઊપર દાહ બળેછે; હોજરીમાં દુખારો થાય છે; અને ખોરાક ખાધા બાદ તુરતજ અતીઘણી નબલાઈ માલમ પડેછે. કેટલીએક વખતે વલી ઊછાલા થાયછે; માથું અતીશય દુખેછે; પેટ સખત રીતે કબજ રેહ છે, કે યાતો એટલાં છુટે છે કે અતીસારનું રૂપ લે છે; ચામડી સુકી અને ગરમ રેહ છે; જીભના પાછલા ભાગ ઊપર થરો રેહછે, આગલો ભાગ લાલ જણાયછે; પેશાબને ઠરવા દીધાથી તને ટલીએ રાતો અથવા સફેદ થરો બેસેછે.

ઈલાજો—હોજરીમાંનો ખટાસ કાહડી નાખવા માટે "કમપાઊન્ડ રૂહબાર્બ પીલ" (Pil. Rhei. Co.) અને "બ્લુ પીલ" (Pil.

Hydrarg.) એઊના પંદર-પંદર ગ્રેન લેવા અને તેની છ ગોળીઓ બ-નાવવી; જો પેટ કબજ હોય તો રાતના સુતી વખત બે ગોળીઓ બે રાત સુધી લેયા કરવી, અને જો પેટ આવતાં હોય તો માત્ર એકજ ગોળી ગળવી; અને દર દીવશે, ખાનું ખાધાની એક કલાક આગમચ, નીચલી જીનશોની બનાવેલી છ ગોળીમાંથી, એકકી ગોળી ગળવી:—

ડ્રાઈડ કારબોનેત આફ સોડા (Sodæ Carb. Exsiccata).....ગ્રેન ૨૦
રૂહબાર્બ પાઊડર (Pulv. Rhei).....ગ્રેન ૬
જીનજર (Pulv. Zingiber).....ગ્રેન ૪

એક ચમચો "મેગનીશીયા" (Magnesia), અથવા અરધો ચમચો "કારબોનેટ આફ સોદા" (Carbonate of Soda) એક ગલાસ પાણીમાં ભેલીને પીવાથીબી ઘણો ગુણ થશે.

હમેલદાર ઓરતોને એ મરજથી ઘણુ ખમવું પડેછે, માટે તેઓ-એ "કારબોનેત આફ મેગનીશીયા" (Carbonate of Magnesia) અરધો દ્રામ સુધી પાણીમાં લેવો, એ ફાયદો કરશે.

ખોરાક—તરકારી, સેરવો, પટેટા, અથવા પુડીંગનો ખોરાક બંધ કરવો, અને ફકત પાંઊં અને ભુંજેલાં અથવા બાફેલાં ગોસ્તનુંજ ખા-વાનું રાખવું. ખાના સાથે ઘણું થોડુંજ પીવું, થોડું પાણી અથવા તેમાં ઊમેરેલો થોડો બ્રાંડી બસ થશે. હોજરીમાં દર ચાર કલાકે કંઈ ખોરાક પડવો જોઈએ, અને તે માટે ફકત અરધી ખોશાકીત પુરતી પડશે. પણ એટલું ખચીત યાદ રાખવું કે કોઈબી ખોરાક ખાતી વેલા તેને બરાબર ચાવીનેજ અને બરાબર થુક સાથે મેલવીનેજ ગળે ઊતારવો.

---

## હોજરીમાં આવતાં આંકરાં.

(Spasms of the Stomach=સ્પાઝમ્સ આફ ધી સ્તમક.)

ઊત્પતીનાં કારણો—લોહીનું કમતીપણું; બીજા દરદોની અસર; હોજરીમાંનો ખટાસ; નાલાયક દવાઓ; લાંબા વખતનો અપવાસ; અને થંડા પીણાંઓ.

નીશાણીઓ—દુખારો થોડે થોડે વારે થાયછે, અને વચમાં-વચમાં તે તદન નરમ પડી જાયછે. કોઈ વળ દેતું હોય એવું અંદરથી અ-મરાય છે, અને ચુંકો ન સોસાય એવો આલેછે; તેથી ચેહરો ફીકો પડછે, સુધી જતી રેહતી હોય એમ લાગે છે, હાથ પગ થંડા પડી જાયછે, પેટનો

ઊપરનો ભાગ ફુગી આવેછે, પણ દાબવાથી તે દુખાતો નથી; જ્યારે હુમલો થવા માંડેછે ત્યારે તે આસરે અડધો કલાક સુધી જારી રેહછે.

એલાજે—ઊભા થઇને પેટ બંધે હાથે ખુબ તરેહથી મસલવું, એથીબી દુખારો નરમ રેહશે. ઊલટી કરવા માટે જ્યાં સુધી તે થાય ત્યાં સુધી દસગ્રેન "ઇપીકેકુઆના પાઊડર" (Ipecacuanha Powder) કલાકે-કલાકે લેવો. એરંડયામાં થોડાં ટીપાં "એસન્સ આફ પેપરમીંટ" (Essence of Peppermint) નાખીને પીવાં, અને તે બાદ નીચલી મેલવણીનું પોણું વાઇન ગલાસ દર બેથી ત્રણ કલાકે પીવું, અને બચાંને ઊમર પ્રમાણે એકથી બે ચમચી ઊપલેજ વખતે પાવીઃ—

| | | |
|---|---|---|
| સુલફ્યુરીક ઇઠર, (Æther. Sulphuric)............... | ડ્રામ. | ૧ |
| કલોરીક ઇઠર, (Æther Chloric)......................... | ડ્રામ. | ૧ |
| એશીટેટ આફ મારફ્યા, (Morph. Acetas)............... | ગ્રેન. | ૧ |
| આઇલ આફ એનીશી, (Oleum. Anisi)................... | મીનીમ. | ૧૦ |
| પાણી, (Aqua)... ..................................... | આંઊંશ. | ૬ |

પેટ ઉપર રાઇ મુકવી, ગરમ પાણીનો શેક કરવો, અથવા નીચલી દવાઓ સરખે ભાગે મેલવી તે પીપડી આગલ લગાડવીઃ—

કમપાઉન્ડ લીનમેંત આફ કેમફર, (Linmt. Camph. Co.)
ટરપેનટાઇન (Oleum Terebinthinæ.)
કલોરોફાર્મ (Chloroformum)

---

# કરમ.

## ( Worms=વર્મસ. )

કરમ જેમ બાલકને તેમ ઉમરે પુગેલાં માણસોને એક સરખી રીતે થાય છે. બદનમાં કોઇબી એવો સાખો નહી હશે કે જ્યાં એ રીતના કીડાઓ રેહતા અને ઉધરતા નહી હોય. બચાંના જેટલી મોટા માણુશમાં તેઓ બીમારી ઉપજાવતા નથી. ઘણું કરીને મોટાઓ તો તેઓ બાહેર પડે છે ત્યારેજ તે બાબે જાણે છે. તેઓને ત્રણ મુખ્ય જાતોમાં વેહેંચી નાખવામાં આવ્યા છેઃ—

Thread Worm=પાતળ કરમ, (અથવા જીના દોરા જેવા.)

Large Round Worm=મોટા ગોળ કરમ.

Tape Worm or the Tœnia=ચપટા કરમ.

**ઉત્પંતીનાં કારણો,**—બધી જાતના કરમોની ઉત્પંતી લગભગ એકસરખાંજ કારણોથી થાય છે, પણ તેઓ ઘણા ખરા નબળા અને

ઢીલા કોઠાઓમાં માલમ પડે છે, અને ઘણું કરીને જ્યારે બદહજમી હોય ત્યારે. ચાલાક અને ઉપયોગી માણસ કરતાં આલસુ અને એસગાં જીંદગી ગુજારનારાઓમાં તેઓ વધારે દીશે છે. અને જેઓ કાચી ફ્રુટો ઘણી ખાય, અથવા કાચા ભાજી મુળ્યાનો ઘણો ખોરાક લે, તેઓને બી વધારે થાય છે. કોઈકોઈને પેહેડી દર પેહેડી એ મરજ ઉતરતો આવે છે. વારેઘડીએ એક ઘરના સઘલાંજ બાલકોને એકજ જાતના કરમ થયલા જોવામાં આવે છે. વલી ઘણું કરીને તેમનું કારણ ધવાડનારીઓ બનેછે, એકજ ઘરના થોડાં છોકરાં એક ધવાડનારીથી ઉછર્યા હોય તેઓ બધાંને કરમ થાય છે, અને બીજી ધવાડનારીવાલાં બાકીના છોકરાંને થતાંજ નથી. કાચું અથવા અધકચરૂં રાંધેલું ડુક્કરનું ગોશ્ત ખાધાથી પણ થાય છે, કેમકે તેથી કરમના ઈંડાં હોજરીમાં ઉતરે છે અને તેઓ કરમને ઉપજાવે છે. ડુક્કર જેવું એક ગલીચ પ્રાણી નરખનું અથવા ગંધાતું પાણી પીવાનો શોખ ધરાવતું હોવાથી તેના કાચા ગોસ્તથી એ મરજ ઉપજે છે. વલી કરમના ઈંડાં કેટલીક વખત ભાજીતરકારીમાં સૅલેડમાં, શેપ, પેર તથા ખજુરમાંબી હોય છે અને તેથી તેનો ખોરાકબી ઘણો લીધાથી તે ઈંડાં હોજરીમાં જઈ કરમને જનમ આપે છે.

---

## ૧—પાતળ કરમ.

(Thread Worm=થ્રેડ વર્મ)

એ કરમમાં કોઈ એકથી બે ઇંચ, તો કોઈ પાંચ ઇંચ સુધી લાંબા હોય છે. તેનો આકાર દોરા જેવો, આગલથી પાતલો અને પાછલથી જાડો હોય છે. એમાં નર તેમજ માદાબી હોય છે. તેઓનું રેહઠાણ મોટા આંતરડામાં અને સફરામાં હોય છે. તેઓ ઘણી મોટી સંખ્યામાં ઝાડા સાથે પડે છે, અને કોઈ વખત એટલા તો બારીક હોય છે કે શોહેલાઈથી જણાતાબી નથી. ઘણું કરીને બચાઓનેજ તેઓ પકડે છે.

નીશાણીઓ.—તંદરોસ્તી બગડી જાય છે; હોજરીનો ઠડો બગડી જાય છે; દરદી પેટમાં થતા અમરાતની, દુખારાની અથવા બેચેનીની ફર્યાદ કરે છે; તરશ ઘણી લાગે છે; નાક અને શફરામાં ચીડ ઘણી લાગવાને લીધે બાલકને આંગલા વડે ઠુંખ્યા વગર ચાલતું નથી; ઉછાળા થાય છે, સુધીબી કોઈ વખત જતી રેહ છે. જીભ ઉપર થરો બંધાય છે; ઓડકાર આવે છે; મોહડાનો વાસ ખરાબ નીકલે છે; થોડાં પેટ આવેછે; પેટમાં પવન થાય છે, અને તે તણાઈ આવે છે. બાલક ઉંઘ

શુવે છે, તેનો ઝાડો પાટલો અને જરા લીલાશ પર થાય છે અને તેમાં એ દોરા જેવા કરમ છીલચાલ કરતા દેખાય છે.

એલાજો.—એખલા પાણીની અથવા પાણી સાથે થોડા નીમખની મેલવણીની પીચકારીઓ સવાર સાંજ બાલકના સફરામાં મારવી. અથવા, જો પેટ કબજ હોય તો, એકથી બાર વરસની વયના બાલકને એક ચમચીથી તે બે મોટા ચમચાં સુધી (ઉમર પ્રમાણે) "સલફેટ આફ મેગનીશીઆ" (Sulphate of magnesia) એક ગલાશ પાણીમાં ડોહવીને તે પીચકારી વડે સફરામાં દાખલ કરવું, અને પાછું બાહેર નહી નીકલી પડે માટે થોડોવાર સફરા આગલ કપડાનો દુચો ધરી રાખવો.

અથવા એક ચમચો એરંડીયું અને એક ડ્રામ "સ્પીરીત આફ તરપેનટાઈન" (Spirit of Turpentine) ભેલી તેની પીચકારી મારવી; અથવા એક ડ્રામ "શલફ્યુરીક ઈથર" (Sulphuric Æther) અને બે આંઊશ ચુનાનું પાણી સફરામાં દાખલ કીધાથી સઘળા કરમોના ધાન નીકલી જશે.

ગામઠી એલાજ મુજબ, આ નીચલી મેળવણીમાંથી બે થી ત્રણ ડ્રામ સુધી મોટા માણુસે ફાકવું, અને પાંચથી દશ ગ્રેન જેટલું ત્રણ ત્રણ કલાકે બાલકને ફકાડવું:—

| | |
|---|---|
| કરમાની અજમો | ડ્રામ ૧. |
| વાંયવરંગ | ડ્રામ ૧. |
| સાકરનો ભુકો | ડ્રામ ૩. |

---

## ૨—ગોળ કરમ.

### ( Large Round Worm—લાર્જ રાઉંડ વર્મ )

એ જાતના દરેક કરમનો આકાર જમીનમાંનાં કીડાના આકારને મળતો આવેછે. તે લાંબો ગોળ અને બેઊ નાંકેથી અનીદાર હોયછે. તેની લંબાઈ ચારથી વીસ ઇંચ સુધીની છે અને જાડાઈ એક દોરી જેટલી યા તેથી વધતી છે. તે મજબુત તણાઈ શકાએ એવો, અને ફીકા પીલા રંગનો છે. તરતનોજ બાહેર પડયો હોય ત્યારે તે પારદર્શક હોયછે અને તેથી તેનો અંદરનો માદો જોવાઈ શકાએ છે. તેઓનુ રેહઠાણ નાંધલાં આંતરડાંમાં છે, પણ તેઓ જુદાજુદા ભાગો ઊપરણી પગલાં ભરેછે, ઘણી વખત ઊપર ચઢેછે, અને હોજરીમાંથી મોહડાંને રસ્તે બાહેર પડેછે.

નીશાણીઓ.—મોટાં માણુસમાં એની કાંઈ ચોકસ નીશાણીઓ જાણુતી નથી, અને કેટલીક વખત તો તેઓ પોતેજ બાહેર પડે નહી ત્યાં સુધી માલમની પડતા નથી. ઘણી વખત, જ્યારે તેઓ ઘણાં હોય ત્યારે તેઓ આંતરડાંમાં અટકાવ તરીકે થઈ પડેછે. બાલકોમાં થતી સાધારણ નીશાણીઓમાં પેટ ફુગી આવેછે, અને તેમાં દુખાવો ચાલેછે. દરદી નાખ ફુંખ્યા કરેછે; તેની ભુખ મરી જાયછે; મોહડું ખરાબ વાસ મારેછે; ઊલટી થાયછે; આંખો ફડકયાં કરેછે; ઝાડો કબજ રેહછે અથવા એકદમ છુટી જાયછે. અને આરામ ત્યારેજ થાયછે કે જ્યારે ઝાડામાં મોટો ગોળ કરમ પડેછે.

એલાજો.—નીચલી જીનસોનાં ચાર પડીકા બનાવી એકકું દીવસમાં ચાર વખત સાકરના શીરા સાથે આપવું અને જો અગત જણાય તો ચાલુ રખાવું:—

| | |
|---|---|
| સેનતોનીન (Santoninum.) | ગ્રેન ૬. |
| કેલોમેલ (Hydrarg. Subchlorid.) | ગ્રેન ૩. |
| પાઊદર આફ શકેમની (Pulv. Scammoni.) | ગ્રેન ૪. |
| પાઊદર આફ જેલપ (Pulv. Jalap.) | ગ્રેન ૧૫. |

ઊપલી દવા આપતી વેલા સંભાલ રાખવી કે જો બાલક નબલું અને નાતવાન હોય તો "કેલોમેલ" એ મેળવણીમાંથી રદ કરવું, તે ખવાડયાથી નબલાં બલકને નુકસાન પુગશે, અને જો ઘણાં પેટ આવતાં હોય તો ઊપલી મેળવણી બીલકુલ વાપડવી નહી અને દવાઈના પડીકાંમાં ફકટ "સેનતોનીન" નોજ ઊપયોગ કરવો.

અથવા નીચે આપેલી જીનસોની મેળવણી કરીને રાખી મેલવી જ્યારે અગત પડે ત્યારે તેમાંથી બાર ગ્રેન જેટલી દીવશમાં એક અથવા બે વાર બચ્ચાંને ચટાડવી:—

| | |
|---|---|
| પાઊદર આફ જેલપ (Pulv. Jalap.) | આંઊંશ ૦॥ |
| ક્રીમ આફ તારતર (Acid. Potas. Tartras.) | આંઊંશ ૦॥ |
| સુંઠનો ભુકો (Pulv. Zingiber.) | ડ્રામ ૦॥ |
| મધ (Mel.) | આંઊંશ ૧ |
| સેક્રેરેતેડ કારબોનેટ આફ આયરન (Ferri Carb. Sacch.) | આંઊંશ ૦॥ |

ખોરાક.—મીઠી ચીજો, સાકર, ખજુર, બતાશા, ઈ૦નો ખોરાક તદન બચ્ચાંને આપવો નહી. એનું કારણ એ કે એવી મીઠાશવાળી ચીજો ઊપર માંખો અને એવાજ બીજાં જાનવરો બેશેછે, અને તેઓ ઊપર છેરેછે, તે છેર હોજરીમાં દાખલ થઈ કરમ ઊપજાવેછે. પેટમાં જમેલા

કરમ મારી નાખવા માટે દરરોજ ખોરાક સાથે નીમખ ભેલીને આપવું, અથવા જો હોજરીમાં ખટાસ્ખી થતી હોય તો બે ચમચી ચુનાનું પાણી દાહડામાં બે વખત પીવું.

---

## ૩—ચપટા કરમ.

(Tape Worm, or the Tœnia Solium—
ટેપ વર્મ અથવા ટીનીઆ સોલીઅમ.)

આ ચપટા કરમ જે શખશો ડુકરનું ગોસત મજાહ લેઈ ખાયછે તેઓમાં અતીઘણા સાધારણ છે. વળી તેઓ ખાટકીઓ અને બબરચીઓમાંખી ઘણું કરીને દીશેછે, કારણકે તેઓને કાચું ગોસ્ત ખાવાની ટેવ હોયછે. એ કરમ સફેદ રંગનો અને ચપટા આકારનો છે. તેની લંબાંઈ પાંચ ફીતથી તે પંદર વાર સુધીની ભય ભરેલી મોટી હોયછે. તેનો આકાર સરખો નથી; તેનું શરીર ન્હાના ન્હાના કટકાનું જોડાયલું દીશી આવેછે. તેનું રેહેવાનું નાંધલાં આંતરડાં અંદર હોયછે, અને તેનાં જીનાં કાંતાઓની મદદથી તે આંતરડાંનાં પડોને વળગી રેહછે. તે એકાંત રીતે એકજ જગોએ રેહનારો છે. એ જાતના કરમ ડુકરોનાં આંગમાં ઘણાંજ મોટા જઠામાં હોયછે, અને તેથી એ જાનવરોનાં ગોસ્તનો ખોરાક તેઓની ઉતપતી માણસનાં પેટમાંખી કરેછે. એ કરમ મોટી વયનાં માણસોને થાયછે.

નીશાણીઓ.—તેઓનાં કાંતાઓથી થયલા જખમોને લીધે આંતરડાંઓમાં સુરાખો પડેછે અને તેમાંથી લોહી પડેછે. વળી આંતરડાંઓનો સોજો અને તેઓમાં થતાં ઘડોખી એનીજ હાજરીથી થાયછે. તેઓ કળેજાંમાં અને શ્વાસ લેવાની નળીમાંખી પગલાં ભરેછે અને તે વખતે એકાએક બંધ પડી જતા અથવા ગુંગલાતા હોઈયે એવું લાગેછે, સુકી ચમકના જેવી ખાંશી થાયછે, અને દમ લેવાની નળીમાં દુખારો થાયછે. પેટમાં ચુંકાને મળતો દુખારો થાયછે. માથાંમાં સખત ધોંકા મારેછે; ધાસ્તી પડ્યા કરેછે; તાણ, ફીકરૂં અને ચમકાખી થાયછે; મોહડું વાસ મારેછે, પેટ કોઈ વખત કબજ તો કોઈ વખત છુટાં રેહછે.

એલાજો.—કુસુ નામનાં ફુલો દસ આંઊસ જેટલાં લઈ પાણીમાં ઊકાળીને પીવાં. અખરોટ અથવા કાકડીનાં મગજ ખાવાં. જો ઝાડો કબજ હોય તો દર સહવારે એરંડ્યાંનો હલકો જુલાબ લેવો અને ત્યાર પછી "લીકવીડ એકસત્રેક્ત આફ મેલ ફ્ને" (Liquid Extract of

Male Fern ) વીસ થી ચાળીસ મીનીમ સુધી ગુલકંદમાં ભેલીને દર રાતે ચાટવાનું ચાલુ રાખવું. અથવા નીચલી જીનસોને સારી પેઠ છુંદી પાણીમાં ભીંજવવી અને તે બાદ ગાળી કાહાડી તેમાંથી એક અથવા બે આંઊશ જેટલી પીવી, બચાંને એક થી ત્રણ ડ્રામ જેટલી આપવી:—

| | | |
|---|---|---|
| દાડમની છાલ | ડ્રામ | ૨ |
| કાશનીનાં બીજ | ડ્રામ | ૩ |
| કુલફાનાં બીજ | ડ્રામ | ૨ |
| ધાણાં | ડ્રામ | ૩ |
| થંડું પાણી | આંઊશ | ૩ |

અથવા કોહળાંના સુકાં બીજ એક આંઊસ છોળીને ખાવાં, અને બચાંને સાકર સાથે મેળવીને થોડાં ખવડાવવાં.

કરમમાં જો ઝાડો કબજ રેહતો હોય તો નીચલી જીનસો મેળવી તે સાકરનાં શીરામાં એકથી બે ડ્રામ જેટલી પીવી:—

| | | |
|---|---|---|
| કમપીલા | ડ્રામ | ૧ |
| વાયવરણ | ડ્રામ | ૧ |
| હરડે | ડ્રામ | ૧॥ |
| નીમક | ડ્રામ | ૧ |

પણ જો ઝાડો થતો હોય તો ત્રણ ડ્રામ દાડમની છાલનો ભુકો છ આંઊશ ઊકલતાં પાણીમાં નાંખી તે કાહવામાંથી એકેકું લીકર ગુલાસ મોટાં માણસને, અને એકથી બે ચમચી ભરી બચાંને દીવસમાં ત્રણ વખત પાવો.

| | | |
|---|---|---|
| શીતાબ | ગ્રેન | ૩૦ |
| સુંઠનો ભુકો | ગ્રેન | ૬૦ |
| ટંકણખાર | ગ્રેન | ૩૦ |
| કાળાં મરી | ગ્રેન | ૬૦ |

અથવા ઊપલી દવાઓ મેળવીને પંદરથી ત્રીશ ગ્રેન જેટલી દીવસમાં ત્રણ વખત ઊમરના દરજજા મુજબ આપવી.

ખોરાક.—બરાબર પકાવેલો ખોરાક ખાવો. ડુકરનું ગોસ્ત ખ-સુસ કરીને અધકચરૂં નહીં ખાવું. પાણી ગાલેલું અને સ્વછ પીવું.

---

## આંતરડાંમાંથી પડતુ લોહી.

(Melœna=મીલીના.)

**ઊતપંતીના કારણો.**—કલેજાને પુગેલું કંઈ નુકશાન; લાંબા વ-ખતની ઝાડાની કજીઆત; કલેજાં, તલ્લી, અથવા હોજરીમાં લોહીના

ફૂલાવાનો અને ફરવાનો થયેલો અટકાવ; કાંઈ બાહેરનું વાગેલું ઇ૦.

**નીશાણીઓ.**—એ દરદની એક ખુબી એ છે કે તેથી મુદલ દુખારો કે દરદ થતું નથી, અથવા ઘણુંજ કવચીત થાય છે, તો જો કે તે ઘણીવેલા તદન નબલા થયલાં અને ચાલુ બદહજમીવાલા માણસનેજ થાયછે. આંતરડાંમાંથી પડતું લોહી રંગમાં કાલું અને કટકા–કટકામાં બંધાઈ ગયલું હોયછે.

**એલાજો.**—ત્રણ ગ્રેન "ગ્રે પાઊદર" (Grey Powder) અને પાંચ ગ્રેન "ડોવર્સ પાઊદર" (Dover's Powder) ભેલીને આપવા, અને અવારનવાર એરંડયાંનો જુલાબ લેયા કરવો. જો પેટ આવતા નહી હોવાથી લોહી પડતું હોય તો પેહેલાં થંડાં પાણી અને સાબુની પીચકારી સફરામાં મારવી, અને ઝાડો આવ્યા પછી એક ડ્રામ "ટીંકચર આફ ઓપીઅમ" (Tincture of Opium) ને બે આંઊસ થંડા પાણીમાં ભેલી તેની પીચકારી સફરામાં મારવી. ગુલકંદ ખાવો. પેટ સાફ આવ્યા પછી અરધો ડ્રામ "લીકવીડ એક્સટ્રેકત આફ અરગટ" (Liquid Extract of Ergot) પાણીમાં દર એકથી બે કલાકે પીવું. બાહેરથી થયલાં કંઈ નુકસાનથી, પડેલા મારથી અથવા જમીન ઊપર પડી જવાથી જો એ રીતે લોહી જતું હોય તો નીચલી જીનસો મેલવી તેમની આઠ ગોળીઓ બનાવવી અને તેમાંથી બબે ગોળીઓ અવારનવાર ગળવી:—

| | |
|---|---|
| ગૅલીક ઍશીદ (Gallic Acid) | ગ્રેન ૪૦ |
| સુગરલેડ (Sugar-Lead) | ગ્રેન ૧૨ |
| અફીણ (Opium) | ગ્રેન ૩ |

જો પાકું નીકલવાને લીધે નબલાઈ ઊપજવાથી લોહી ઘણુજ વેહતું હોય તો બરફના પાણીની પીચકારી સફરામાં મારવી, પેટ ઊપર પાટો બાંધવો, અને "લીકવીડ એક્સટ્રેક્ત આફ અરગટ" અરધો ડ્રામ પાણીમાં પીવું.

**ખોરાક.**—થોડા દીવસો સુધી ફકત દુધજ પીવું. પાંચ છ દાહડા પછી દુધની સાથે ઇડાંની સફેદી મેલવીને પાવી, એજ ખોરાક બે ત્રણ અઠવાડીયાં તુલીક ચાલુ રાખવો, અને ખાત્રી રાખવી કે જેટલા વધારે દાહડા એ ખોરાક ચાલુ રેહશે તેટલો વધારે ફાયદો થશે. જો નબલાઈ ઘણી થઈ હોય તો બ્રાંડી અથવા "બ્રાંડી મીકસચર", વાઈન, સેરવો, કાચા ઈંડાં ઇત્યાદી ખોરાક આપવો. રાબેતાના ખોરાક ઊપર સંભાળથી ધીમે ધીમે આવવું.

## આંતરડાંનો વળ.

(Intussusception—ઈનટસાશાશીપશન.)

કાંઈક અંચીતા અકસમાતથી કોઈવેળા આંતરડાંનો એક ભાગ બીજા ભાગ સાથે વળ ખાઈ જાયછે, અને તેથી તે ભાગનો માર્ગબી અટકી જાયછે. બચાંઓમાં તથા બુઢા માણસોને વધારે થાયછે.

**નીશાણીઓ.**—પેટમાં અંચીતો દુખારો થઈ આવેછે; ઘણા દીવશોનો અટકી રહેલો ઝાડો મોહડાં વાટે બાહેર પડેછે; ઊછલા અને ઊલટી થાયછે; જો દરદ એમજ ચાલુ રહ્યું તો પંદર વીશ દાહડા પછી દરદી અડગરીથી હેરાન થાયછે, અને તેના આંતરડામાં શડો લાગવા માંડેછે. ઘણી વેલા એ મરજથી મરણ નીપજે છે.

**એલાજો.**—જો એરંડ્યાનો જુલાબ લીધા છતાંબી પેટ નહીં આવે તો તો નીચલી મેલવણી હોજરીના બુંબા વડે શકરામાં દાખલ કરવી અને ત્યાર બાદ શકરા આગલ કપડાંનો દુચો રાખવો કે તે પાછી નીકલી પડે નહીં:—

| | |
|---|---|
| એરંડ્યું તેલ ( Ol. Ricini ) ... ... ... ... | ...આંઉશ ૧॥ |
| ટરપીનટાઈન (Ol. Terebinthin) ... ... ... | ...ડ્રામ ૪ |
| ટીંકચર આફ અશેફીટીડા (Tinct. Assafœtid)... | ...ડ્રામ ૨ |
| પાણી (Aqua) ... ... ... ... ... ... | ...આંઉશ ૧૮ |

અથવા નીચલી મેલવણી પીચકારી વડે દાખલ કરી પેટને મશલતા રેહવું:—

| | |
|---|---|
| જમાલગોટાનું તેલ ... ... ... ... ... | ...મીનીમ ૩ થી ૬ |
| એરંડ્યું તેલ ... ... ... ... ... ... | ...આંઉશ ૧ |
| ટરપીનટાઈન ... ... ... ... ... ... | ...ડ્રામ ૨ |
| કાંજીનું પાણી ... ... ... ... ... ... | ...આંઉસ ૬ |

પણ જો એ એલાજેથીબી ઝાડો નહીજ આવે અને દાખલ કીધેલી દવા બાહેર નીકલી પડી આંતરડાંનો વળ એમનો એમ રેહ, તો, બીજા શખત જુલાબો કદીબી નહી આપવા, પણ દરદીને "કલોરોફાર્મ" (Chloroform) સુંઘાડી બેખબર કરવો, અને પછી ત્રણ કે ચાર ડ્રામ "બાઈકારબોનેટ આફ સોદા" (Sodæ. Bicarb.) પાણીમાં ભેલી તેની પીચકારી શકરામાં મારવી અને પછી શકરાનો મારગ બંધ કરવો; એ દવાથી આંતરડાંમાં પવન ઉત્પંન થશે અને તેનાં જોરથી તેઓ એટલાંતો ફુલશે કે તેથી વળ પોતાની મેલેજ નીકલી જશે અને ત્યારાબાદ સાફ ઝાડો આવશે.

પેટઉપર અલશીની પોલટીશ મુકવી, ગરમ શેક કરવો,દરદીને ગરમ પાણીમાં બેસાડવું, ઘણી ઉંચાઈએથી પાણીની ધાર પેટ ઉપર નામવી; આ નીચલી મેલવણી પેટ ઉપર લગાડવીઃ—

| | | |
|---|---|---|
| એકશત્રેક્ત આક બેલેડોના (Ext. Belladonna) ... | ...ગ્રેન | ૬૦ |
| એકશત્રેક્ત આક આપીઅમ (Ext. Opii) ... ... | ...ગ્રેન | ૬૦ |
| એકશત્રેક્ત આક પૉપી (Ext. Papaver.) ... ... | ...આંઉશ | ૨ |

ખોરાક.—ખોરાક ઘણો થોડો લેવો. દુધમાં ચુનાનું પાણી આપવું, અથવા બરફ, મલાઈ, બ્રાંડી મીકશચર, બ્રાંડી આપવો.

---

## હરશ.

(Piles or Hæmorrhoids=પાઈલ્સ ઑર હીમોરાહીડશ.)

એ ઘણું ખરાબ અને અડચણ તથા દુઃખ દેનારૂં દરદછે. એ સફરામાંની ઝીણી નેસોનાં તણાઈ આવવાથી અથવા બાહેરનીકલી આવવાથી થાયછે. એ નેસો એટલીતો તણાઈ આવી ગાંઠ-ગાંઠની બનેછે કે તેથી દરેક ઝાડો આવવાની વખતે અતી ઘણું તીક્ષણ દરદ ઉપજેછે. કેટલીક વખતે એ જીની નસો એક-એક સાથે જાલીના રૂપમાં વણાઈ જાયછે અને તેથી અતીશય ગરમી, બેચેની, અને બેહદ દુઃખ ઉપજેછે. હરશાને બેજાતોમાં વેંહેચી નાખવામાં આવીછે, એક જાતમાં નેસો ફકત તણાઈ આવીનેજ રેહછે અને તેથી ગરમી, દુઃખ અને બેચેની ઉપજેછે; અને બીજી જાતમાં એ તણાઈ આવેલી નેસો ઘસાઈને અથવા દબાઈને તુટી જાયછે અને તેથી લોહીનો જહરો વેહછે, અને તેથી હરશ નબલા બાંધાવાલાઓના કેશમાં ઘણીજ ધાસ્તી ભરેલી થઈ પડછે.

ઉત્પતીનાં કારણો—એના કારણો તહરેવારછે. ચાલુ રેહતી ઝાડાની કબજીઆત; આંતરડાંની નેસોની ઘણા લોહીથી ભરપુર હાલત; ઘણી ઘોડા ઉપરની સવારી, અથવા ભીનાં જીન ઉપર ઘણાં વખતનું બેસવાનું; કોઈબી ચીજ ઘણી ખાવી અથવા પીવી; બદનમાંથી પડતી કોઈ ચાલુ પ્રવાહીનું બંધ પડી જવું; વારેઘડીએ જુલાબોનું પીવું; પીઢુમાંના ઘડાનું નસો ઉપર થતું દબાન, અને હમેલદાર હાલત. હમેલદાર ઓરતો ઘણુ કરીને એ મરજથી ખમેછે, પણ હમેલથી છુટયા પછી એ જતો રેહછે. બીજી નીશાણીઓ-ઘણો વખત સુધી એકની જગાએ બેશી રેહવું;એકજ જગોએ ઘણી હીલચાલ કરયા વગર ઉભું રેહવું; જયારે આંગ ગરમ હોય તારે ભીના ઘાસ ઉપર અથવા ભીના બાંક ઉપર બેસવું; અને નબલા

બાંધા સાથે પગ ઉપર ભીનાસ ખમવો અને ભીનાં બુટ સાથે અથવા ભીનાં પગ સાથે ઊભું રેહવું.

નીશાણીઓ—શરૂઆત ઘણુ કરીને સફરાની કોરે કીડ લાગવાથી થાયછે; એજ ભાગ ઉપરં ત્યાર પછી જાણે ભાર પડતો હોય એવી બેચેની લાગેછે, નીચે ખેંચાણ થાયછે, અને ગરમી લાગેછે તે આસ્તે આસ્તે વધીને બાલી નાખે એવી થાયછે; માથામાં, પીઠમાં, અને પીઠની નીચેના ભાગમાં દુખારો થાયછે; ફેર અથવા ચક્કી આવેછે; પેશાબ અને ઝાડો કરવાની વારે ઘડીએ વગર ફાયદાની ઈચ્છા થયા કરેછે, અને ઝાડો કરતી વેળા સફરાનાં નીચે ખેંચાવાનો, દુખાવાનો, અને ગરમ થવાનો પાર રેહતો નથી. જો સફરો તપાસીએ તો તેમાં જીના જીના ફુલ્લાઓ અને તણાઈ આવેલી નેસો દેખાયછે. કેટલીક વખત હરસ સફરાની અંદર કેટલેક તફાવતે ઉપરથી થયલો હોયછે અને જેમ તે દેખાતો નથી તેમ આંગલાંને લાગતોબી નથી; અને એવું જયારે હોયછે ત્યારે પીઠમાંનો દુખારો ઘણો થાયછે અને ઘણો લાંબો વખત રહેછે. હરશ કોઈબી વખતે ફુટેછે. ઘણું કરીને ઝાડો કરવાની તજવીજ કરતાં તે ફુટી જાયછે. હરસ જયારે નજરે પડે અને હાતને લાગે એવી જગાએ હોયછે ત્યારે તેનું કદ એક વાલ જેટલું અથવા તેથી મોટું હોયછે. કેટલીક વખતે આંતરડાંના પરદાનો અને નેસોનો એક ભાગ નીચે લટકેછે, અને ઝાડો કરતી વેળા ઝાડાના જોરથી સફરાની નીચે આવ્યાથી અતીશય તણાઈ આવેછે, અને સેવટે દરદીને કરાર ત્યારેજ મલેછે કે જયારે તે નેસનો પાઠલો પરદો તુટી જાયછે, અને તુરતજ લોહીનો ઘણો મોહટો જહો બાહેર પડેછે, પણ કોઈ વખત એથી બીમાર ધાસ્તીમાંબી આવી પડેછે.

એલાજો—હરશનું પડતું લોહી, એકદમ અટકાવવું નહી. કદાચ ખુદરત એ રીતે બદનમાંનુ કાંઈ જેહર અથવા કચરોજ કાહડી નાખવાનો વીચાર રાખતી હોય, અથવાતો તેનો ઈરાદો, બદનમાંથી પડતા અટકેલા કાંઈ ચાલુ પ્રવાહને પાછો ચાલુ કરવાનો હોય. ઘણીજ અગતની બીનાં જે દરેક માણસે ધ્યાનમાં રાખવી જોઈએ તે એછે કે પોતાનો ઝાડો કદીબી કબજ રેહવા દેવો નહી, અને એ વાત ચાલુ હરસવલા માણસેતો જરૂર યાદ રાખવી. જુલાબો લેવા ચાલુ રાખવા એમાં ડાહપણ નથી, કેમકે કેટલીક વખત કેટલાએક જુલાબો લાંબો વખત ચાલુ રાખ્યાથી નકામા યાતો નુકસાનકારક થઈ પડેછે તેટલા માટે કસરતે અને સારા ખોરાકની મદદથીબી ઝાડો સાફ લાવવાની ટેવ પાડવી. દરરોજ સાફ ઝાડો આવે તે માટેનો સેહલો ઉપાયતો વલી

એછેકે દરરોજ ચોકસ વખતેજ ઝાડો કરવાની તજવીજ કરવી પછી તે વખત ગમે તેવી હોય તેની પરવા નહીં. ચોકસ વખતની એ તજવીજથી ઘણીએક વખત કારગત લાગતી નથી માટે ખાનાંમાંથી ફેરફાર કરવાની અગત જણાયછે,—થોડા દીવશ નારતા ઉપર ફકત પાંઉ અને દુધજ લેવું. ખાનાં ઉપર સેરવો, અરધા બાફેલા ઈંડાં, અને ટેપીઓકાનું પુડીંગ લેવું, અને થાહેવી બનતાં ટુવીક નહીં પીવી. એ ફેરફારો દરરોજ એકકો સાફ ઝાડો લાવશે. બીજા ઉપાયોતો એછે કે જલદીથી ચાલવું, પેટ ઉપર થંડાં પાણીમાં સરકો નાંખી તેમાં વાદલું બોલી ફેરવવું; અને પછે જોરથી લુંછી નાખવું; અને રાતના સુતા આગમચ એક ટંબલર થંડું પાણી પીવું. એવા ઉપાયોથી, જુલાબની મદદ વગરથી, ઝાડો સાફ આવીશકશે. હરસની શરૂઆતમાં નીચલી મેલવણીની દશ ગોળીઓ કરી એક રાતના સુતી વખત ખાવી:—

પીલ આફ એલુઝ એન્ડ મર (Pil. Aloes et Myrrh.)...સ્ક્રુપલ. ૧
બલુ પીલ (Pil. Hydrarg) ..........................સ્ક્રુપલ. ૨

અને ત્યાર બાદ સહવારે નીચલી મેલવણી પી જવી:—

રૂહબાર્બ પાઊડર (Pulv. Rhei.)...............ગ્રેન. ૧૫
જીનજર પાઊડર (Pulv. Zingiber.)............ગ્રેન. ૫
કારબોનેટ આફ સોદા (Sordæ. Carb). .........ગ્રેન. ૧૦
પેપરમીત વાટર (Aqua. Menth. Piper.)......આંઊસ. ૧॥

જો લોહી ઘણું પડતું હોયતો "કનફેકસન આફ સેના" (Confection of Senna) એકેક ચમચો છ–છ કલાકે લેવું. અથવા, અરધો ચમચો "સબલાઇમ્ડ સલફર" (Sublimed Sulphur), અથવા એક ચમચો "મીલ્ક આફ સલફર" (Milk of Sulphur) રાતનાં સુતી વખત દુધમાં ભેલીને પીવાથી ફાયદો થશે.

હરસની બે જાત. નીચે મુજબની છે:—

Internal or Bleeding Piles="ઇનટરનલ ઑર બ્લીડીંગ પાઇલ્સ".—માહેનો હરસ. (જેમાં લોહી પડે છે તે.)

અને

External or Blind Piles="એકસટરનલ ઑર બલાંઇંડ પાઇલ્સ".—બાહેરનો હરસ. (જેમાં લોહી બંધ હોય તે.)

---

## ૧—માહેનો અથવા લોહી પડતો હરસ.

(Internal or Bleeding Piles=ઈનટરનલ ઑર બ્લીડીંગ પાઈલ્સ.

ઈલાજો.—નીચલી જીનસોનો પાખ બનાવી તેમાંથી એક ચમચી જેટલો ત્રણ-ત્રણ કલાકે ઝાડો સાફ આવે ત્યાં સુધી ખાવોઃ—

| | | |
|---|---|---|
| ગંધકના ફુલ. (Sublined Sulphur) | આંઊશ. | ૧ |
| જેલેપ પાઊડર. (Julap Powder) | ડ્રામ. | ૨ |
| બાલશમ આફ કોપેબા. (Balsam of Copaiva) | આંઊસ. | ૦॥ |
| શુંઠનો ભુકો. (Ginger Powder) | ડ્રામ. | ૦॥ |
| ક્રીમ આફ તારતર. (Cream of Tartar) | આઊશ. | ૦॥ |
| શાકરનો શીરો. (Syrup) | પુરતો થાય એટલો. | |

લોહી પડતું અટકાવવા માટે "લાઈકૅાર ફેરી પરબાઈત્રેતીસ" (Liquor Ferri Pernitratis) દશથી વીસ મીનીમ સુધી દર ત્રણ કલાકે પીવું. અથવા "અરગોટીન" (Ergotine) ત્રણ ગ્રેન લઈ તેને તેને દશ ગ્રેન ગુંદરના ભુકા સાથે મેલવી તેની એક ગોળી બનાવી સંફરામાં દાખલ કરવી અને સાંજના બીજીવી એક તેવીજ દાખલ કરવી, અને સાંજનાં બીજીવી એક તેવીજ દાખલ કરવી, અને એમ ચાર પાંચ દાખલ કરવી. અથવા નીચલી જીનસો મેલવી તે દીવસમાં વીસથી ચાલીશ ગ્રેન જેટલી ત્રણ વખત ફાકવીઃ—

| | | |
|---|---|---|
| હીરાદખન | ડ્રામ, | ૨ |
| ફટકી | ડ્રામ, | ૧ |
| દાડમની કળીનો ભુકો | ડ્રામ, | ૧ |
| તુખમે ખુરફા | ડ્રામ, | ૧ |

---

## ૨.—બાહેરનો અથવા સાદો હરસ.

(External or Blind Piles=એક્સટરનલ અથવા બ્લાઈન્ડ પાઈલ્સ.

ઈલાજો.—જો ઝાડો સાફ નહી આવતો હોય તો, નીચલી જીનસોનો પાક બનાવી તેમાંથી એક ચમચી જેટલો ત્રણ ત્રણ કલાકે, તે આવે ત્યાં લુલીક ખાવોઃ—

ગંધકનાં ફુલ (Sublined Sulphur)....................આંઊશ. ૧
જેલપ પાઊડર (Jalap Powder) ........................ડ્રામ. ૧
બાલસમ ઑફ કોપેબા (Balsam of Copaiva) ........આંઊશ. ૦॥
સુંઠનો ભુકો (Ginger Powder)...................... ડ્રામ. ૦॥
ક્રીમ આફ તારતર (Cream of Tartar)................આંઊશ. ૦॥
સાકરનો શીરો (Syrup)..........................પુરતો થાય એટલો.

તથા એક ડ્રામ હરડા બેડાંનો ભુકો, અને એક આંઊસ "લાડેન-મ" (Laudanum), લેઈ તે બેઉને છ આંઊસ શુગરલેડના પાણીમાં મેલવવાં, અને તે પાણીમાં કપડાનો કંટકો બોળી તે સફ્ગ આગલની સુજેલી બાહેરની નેસો ઉપર મુકવો. અથવાઃ—

ટેનીક ઍસીદ (Tannic Acid).........................ગ્રેન. ૨૦
ઍસીટેટ આફ મારફીઆ (Acetate of Morphia)...ગ્રેન. ૨
ચરબી (Fat)..........................................આંઊસ. ૧

એ ત્રણેને મેલવીને હરસ ઊપર ચોપડવી. જો હરસમાંથી લોહી ઘણી ઝરતું હોય પણ તેમાં અતીઘણું દુખતું હોય તો દરદીને ઊંઘાડાં આંગે ખુરશી ઊપર બેસાડીને ખખલતાં પાણીના બાફનો સેક કરવો, અથવા અલશીનો સેક કરવો. હરસને કાપીને તેની ઊપર "નાઈટ્રીત આફ સીલવર" ( Nitrate of Silver ) મુકવું. અથવા "કોરોઝીવ સબલીમેત" (Corrosive Sublimate) ને તેનાં કરતાં ત્રણ ઘણા વધારે ભાંગનાં સોમલ સાથે મેલવી તે મેલવણીનો જીનો ભુકો કરી તે ભુકો હરસ ઉપર છ સાત દીવસો સુધી ભભરાવવો, તે સુકાયા પછી તે ઊપર અલસીની પોલટીસ મુકવી.

---

# જલંદર.

## ( Dropsy=ડ્રૉપસી. )

પાણી મોટા જથામાં એકઠું થવાને લીધે આખાં બદનમાં અથવા બદનના કોઈ ચોકસ ભાગ અથવા ભાગોમાં જે સોજો ચહડે છે તેને જલંદર કરી કહછે.

**ઊતપતીનાં કારણો.**—જલંદરનું દરદ ઘણી વખતે બાપદાદાથી ઊતરતું આવેલું હોયછે. જલદ દારૂઓ પીવાની ટેવથી એ મરજ ઊપજાવે છે; અને એ ઊપરથી અંગ્રેજીમાં એક કેહવતથી વપરાય છે કે—'જલદ દારૂ પીનાર જલંદરથી મરેછે'—( Great drinkers die of a dropsy ).

બીજાં કારણો એ છે કે,—ઘટતી કસરતની ખુટ; અલસાઇ ભરેલી બેશી રેહવાની આદત; ઘણી વખત મુકાવેલી સંઘરા; ઘણી વખત લીધેલો જુલાબ; ઘણા મોટા જથામાં બાહેર પડેલી થુક; આંગમાંથી ચાલુ રીતે પડતા પ્રવાહોનું બંધ પડી જવું, જેવા કે—દસતાન, હરસનું લોહી, ઝાડા વાટે પડતું લોહી અથવા સીમટ અથવા પીત,ઇત્યાદી; ગરમીમાંથી અથવા તડકામાંથી દોડતું આવીને અથવા હરેક મેહેનતથી ગરમ થઇને તુરત થંડું પાણી પીવું; ગદલું લોહી લેઇ જનારી નેસો ઊપર થતુ દબાન; કલેજાનું દરદ; તલીનું મોટું થવું અથવા બીજો કોઈ રોગ; નીચી, ભીનાસવાલી જગા ઊપરનું રેહઠાણ; કંગાલ પ્રવાહી ખોરાકનો લાંબો વખત સુધી ચાલુ રાખવું; જરપટ ન થાય એવો પકવાનો; બીજાં કોઈ થયલાં દરદો, જેવાંકે–કમલો, કલેજાંનું દરદ, લાંબા વખતની સખતની સખત તાવ, અતીસાર, મરડો, છાતીમાં થયલું ઘડ, અથવા ફેફસાનો ખઇ. ટુકામાં, જેબી ચીજો અથવા જેબી દરદો પરસેવો પડતો અટકાવે છે, અથવા લોહીને બરાબર ઘટતી રીતે તઇયાર થવા દેતાં નથી તેઓ સઘલાં ખઇનાં કારણો બને છે. જલંદરને જુદી જુદી જાતોમાં વેંહેચી નાખવામાં આવ્યું છે.

---

## "ઍનેસારકા" અથવા માંસનું જલંદર.

( Anasarca or Dropsy of the Flesh. )

ચામડીની હેઠલ, અને માંસના લોચાઓની વચમાં આવેલાં ચીકટ પડોમાં પાણી એકઠું થાયછે, અને તેથી ઘણું કરીને તમામ બદન ઊપર સોજા ચઢેછે.

ઊત્પંતીનાં કારણો.—બાપદાદાનો વારસો; થંડો સુસ્ત જેવો સ્વભાવ અથવા ખવાસ, જે ફુગી અથવા ઊપસી આવેલા મોહડાં ઊપરથી જણાઇ આવેછે; માંસની ધીલી અને નરમ સ્થિતી; અને દરેક બીજી ચીજો કે જેથી તનની તંદરોસ્તીનો ટાલો બીલકુલ બગડી ગયો હોય, અને લોહી ખરાબ થયું હોય.

નીશાણીઓ.—શરૂઆત, સાંજ પડતાં પગ અને ઘુંટીનાં સુજી આવવાથી થાયછે; એ સુજન ધીમે ધીમે ટેટાં અને ઘુટન ટુલીક વધેછે; એ પછી સુજન હાથેલી આગલ દીશે છે અને તે, ઊપરના હાત ટુલીક વધ્યા પછી, પાછો ઘુટન તરફ ફરે છે, અને તે જગાથી ઊપર વધીને છેક પીડુ તુલીક જાયછે; એ પછે પાછો તે હાથ તરફથી વધતોજ જાયછે

'અને સેવટે છાતી ઊપર જઈ ત્યાંથી નીચે ઊતરતો, પીઠ આગલના ઊપર આવતા સોજાને જઈ મલે છે. આંગની ગરમી, તરસ, અને આંગ ઊપરનું દબાન ઘણું લાગેછે; પેશાબ રાતી, ગરમ, થોડી, અને લાલ થરાથી ભરેલી થાય છે. સોજાને લીધે ચામડી તણાયાના સબબથી તાટ અને ચલકતી થાયછે, તે થંડી અને ભીની માલમ પડેછે, દાબયાથી તેમાં ઊંડા ખાડાઓ પડેછે, અને ઘણી વેલા તેમાંથી બાહેર જરકતું પાણી આપણાં હાથોને લાગેછે. ચેહરો ફીક્કો, અને ચામડી સફેદ થાય છે; જુકન, અને સુસ્તી લાગેછે, અને ઘણી વખત દબાયલો થાંસો થાયછે.

સઘલી જાતનાં જલંદરોમાં હમેશાં પાણીનો જથો, લટકતાં અથવા જુહલતા રેહતા ભાગોમાંજ, સઊથી વધારે હોયછે, અને તેમજ આએ જલંદરમાંથી પાણી પગોમાં અને હાથોમાંજ અતીઘણા મોટા જથામાં હોયછે.

**એલાજો.**—એ દરદનો એલાજ કરતાં બે ચીજ ધ્યાનમાં રાખવી જોઈએ છે-એકતો એક એકઠું થયલું પાણી કાહડી નાખવું, અને બીજુતો-બદનની સાધારણ સ્થિતી મકમ પાયા ઉપર લાવી તેવું પાણી ફરીથી જમાવ થતાં અટકાવવું. કેટલાએકો ચામડી ઉપર બ્લીસ્ટર મુકે છે અથવા તો તેની માંહે નાકાં પાડી પાણી બાહેર કહડાવાની તજવીજ કરે છે, પણ એ રીતથી શરીરની બગડી ગયલી હાલતમાં ચામડી ઉપર મોટા સોજાઓ ઉઠવાની ધાસતી રેહ છે. અગત્યના એલાજો તો એ છે કે ઝાડો સાફ લાવવો અને તેમ કરવા માટે જુલાબો અને હલકું ખાનું આપવું, અને પરસેવો છુટે અને પીશાબ થાય એવી દવાઓ આપવી. ઝાડો લાવવા માટે નીચલી જીનસોને મેલવી તેમની બાર ગોળીઓ બનાવવી અને એકકી દર ચાર, છ, અથવા આઠ કલાકે જેમ લાયક જણાય તેમ લેવી:—

| | | |
|---|---|---|
| પાઉડર આફ એલોઝ. (Powder of Aloes)……… | ગ્રેન. | ૧૨ |
| કોલોસીન્થ પાઉડર. (Colocynth Powder)……… | ગ્રેન. | ૧૨ |
| ગેમબોજ પાઉડર. (Gamboge Powder)………… | ગ્રેન. | ૧૨ |
| કેલોમેલ. (Calomel)……………………………… | ગ્રેન. | ૧૨ |
| જીંજર પાઉડર. (Ginger Powder)……………… | ગ્રેન. | ૧૦ |
| કેસતીલ સોપ. (Castile Soap)………………… | ગ્રેન. | ૧૦ |

પેશાબ છુટથી કરાવનારી દવાઓ તરીકે નીચલી ગોળીઓ અથવા પડીકાંઓ લેવાં. ગોળીઓ:—

| | | |
|---|---|---|
| કેમફર પાઉડર. (Camph. Powder)…………………… | ગ્રેન. | ૧૨ |
| એનટીમોનીએલીસ પાઉડર. (Antimonialis Powder)…… | ગ્રેન. | ૧૫ |

એ બેઉ સાથે ભેલવવાં અને તેમની સાથે નીચલી ચીજો સારી પેઠે મેલવી, તે સઘલામાંથી વીશ ગોળીઓ બનાવવી, તેમાંની એકક દર ત્રણ કલાકે ગળવી, પણ પેશાબ થવા માંડે એટલે છ-છ કલાકે લેવી:—

| | | |
|---|---|---|
| કમપાઉન્ડ સ્કવીલ પીલ. ( Squill Co )...... | ડ્રામ. | ૧ |
| ઑઈલ આફ જુનીપર ( Ol. Juni per )... | મીનીમ. | ૬ |

અથવા ગોળીઓને બદલે નીચલી મેલવણીના બાર પડીકામાંથી એકકું પડીકું દર છ કલાકે પેપરમીંતનાં પાણીમાં લેવું:—

| | | |
|---|---|---|
| નાઈતર પાઉદર. (Nitre Powder).................... | ગ્રેન. | ૪૮ |
| ઈપીકેકુઆના પાઉદર. (Ipicac. Powder)........... | ગ્રેન. | ૧૦ |
| એનટીમોનીએલીસ પાઉદર. (Antimonialis Powder.)... | ગ્રેન. | ૧૨ |
| સ્કવીલ પાઉદર. (Squill Powder)..................... | ગ્રેન. | ૬ |
| ડીજીતેલીશ પાઉદર. (Digitales Powder)............. | ગ્રેન. | ૬ |

અથવા નીચે આપેલી દવામાંથી એકકો ચમચો દર બે કલાકે લેવો, અને પેશાબ છુટા પછી ત્રણથી ચાર કલાકે લેવો:—

| | | |
|---|---|---|
| ફ્રેશ બ્રુમ શપ્રાંગશ. (Fresh Broom Sprigs)......... | એક મુઠ્ઠીભાર. | |
| જુનીપર બેર'. (Juniper Berries).................. | આંઉસ | ૧ |
| થંડું પાણી. (Cold Water).......................... | ૧॥ પેંત. | |

એ શઘલાના બારથી પંદર મીનીટ તુલીક ઉકાલવું અને સાત આંઉશ સુધી રેહ એટલે તેને ગાળી કાહડવું, અને થંડું પડે એટલે તેમાં નીચલી ચીજો મેલવવી, પીવી:—

| | | |
|---|---|---|
| નાઈતર પાઉદર. (Nitre Powder)........................ | ડ્રામ. | ૧ |
| સ્પીરીત ઑફ સ્વીત નાઈતર. (Spirits of Sweet Nitre)... | ડ્રામ. | ૩ |
| સ્પીરીત ઑફ જુનીપર. (Spirits of Juniper).............. | ડ્રામ. | ૬ |
| ટીંકચર ઑફ કાલચીકમ. (Tincture of Colchicum) ...... | ડ્રામ. | ૨ |

પરસેવો છોડવા માટે સેહેલો એલાજ તો એ કરવો કે ગરમ પાણીએ નાહવું અથવા ઈસસની કે બીજી કોઈ એવી ધુંઈઓ લેવી, અને પેપરમીંટના પાતરાની ચાહે દીવશમાં ત્રણ ચાર વાર પીવી. એ ઉપરાંત જો ચામડી સુક્કી અને આશાયશ નહી મલતી હોય તો "ડોવર્શ પાઉડર" ( Dover's Powder) દસ ગ્રેન સુધી સુતી વેળા લેવો, અને પગને ગરમ પાણીની બાટલીઓ લગાડવી. અને છેલ્લે સઉથી સરસ અને સઉથી અગતનો એલાજ, પાણી કમતી કરવાનો, તો એજ છે કે શરીરને ખુબ તરેહથી મસલવું. અમથુ હાથે મશાલયાના કરતાં જો કપુરની સાથે મશલ્યું હોય તો તેથી ભારે મોટો ફાયદો થાય છે. સાધારણ

"ઑલીવ" તેલમાં એક કે બે ડ્રામ સુધીના કપુરના કટકાઓ ઝીણા કાપીને મેલવવા અને પછી તે તેલનો હાથ લઈ શરીર ઉપર મશળવો; મશળતી વખત જરા જહડફ વાપરવી અને હાથ મકમ રાખવો. જો આખાં દીલેજ સોજો હોય તો એકકો ભાગ, જેવો કે હાથ, છુટો-છુટો દશ-દશ મીનીટ સુધી મસલવો અને મશલી રહ્યા બાદ તેની ઉપર ફલેનલનો કટકો સેજ તાણીને વીટાલવો, એ પછે બીજા ભાગ ઉપર મંડવું અને તેની ઉપરબી એજ રીતનું ઢાકણ કરવું.

એક વખત પાણી નીકલી ગયું, કે પછી, તુરતજ શરીરને પુરતી તંદરોસ્ત હાલતમાં લાવવાના ઉપાયો લેવા અને તેને એવી સ્થિતીમાં લાવી મેલવું કે એવી રીતની બીમારી તે ફરીથી ખમે નહીં અને એ દુશમન જો ફરીથી આવવા માગે તો તેને મારી હઠાડે. એટલામાટે જાલવવા જોગ ભારે અગત્યના નીયમો તો એછે કે—સારૂં પુષ્ટી આપનારૂં ખાણું લેવું, કસરત પુરતી કરવી, થંડા પાણીએ નાહવું અથવા દરરોજ શરીર ઉપર વાદલું ફેરવવું, એક જાડા તુવાલે દીલ ઘસતા રેહવું, સકારે સુવું અને ઉઠવું, અને દરેક રીતની આદતો વાજબી અને ઘટતી રીતે જાલવવી. ચામડી પુરતી ગરમ રાખવી, અને સંભાલ રાખવી એક સુજેલી જગા ઉપર કાંઈ અનઘટતું દબાન થાય નહી અથવા તે લાંબો વખત ચાલુ રેહ નહી કેમકે નહી તો એ ઘણીજ બગડી ગયલી અવસ્થામાં આવેલો ભાગ તુરતજ કોહ્વાવગર રેહશે નહી. જો ચામડી એટલી તણાઈ આવેલી દીસે કે તે ફાટી જવાની ધાસતી રેહ તો તુરતજ નીચે જુહલાતા ભાગ ઉપર સોય અથવા ટાંચણીએ કરીને ઝીના-ઝીના સુરાખો પાડવાં અને તેમાંથી પાણી જરવા દેવું.

---

## "એસાઇટીસ" અથવા પેટનું જલંદર.

( Ascites or Dropsy of the Belly. )

પેટનું જલંદરબી એક વારેઘડીએ થતું દરદ છે. તે કાંઈ બીજા દરદોના કારણને લીધે આવતું નથી, પણ પોતાનીજ મેલે ધીમાં-ધીમાં પગલાઓથી લગભગ તદનજ અંદીઠ રીતે તે પગ પેસારો કરે છે, અને જ્યાં સુધી અતીઘણા મોટા જથ્થામાં એકઠુ થઈ દબાન કરતું નથી ત્યાં ટુલીક તે દરદીનું જોરબી કમતી થતું નથી અને તેની ભુખતી જતી રેહતી નથી.

**નીશાનીઓ.**—પેઠ ધીમે-ધીમે મોટું થઇને તણાય છે, અને તે થોડા વખત પછે છાતીને જરા ભારી કરે છે અને ખાસી ઉપજાવે છે;

એજ દરદ્યાન વળી પેટની કબજ રાખે છે, પેશાબ બરાબર છુટવા દેતું નથી, અને ચામડી સુકી અને ગરમ રાખે છે. સુજન નીચેના ભાગ પરથી શરૂ થતી છેક ઉપર ચઢે છે અને આખાં પેટને ઘેરી લેછે, અને પેટ ઉપર આંગલી ઠોકતાં તેમાંથી પાણી દોડતું હોય એવો આવાજ સંભલાય છે. જેમ-જેમ દરદ વધતું જાય છે તેમ તેમ ચેહરો ફીક્કો, ઇંતેજાર, અને કોઈ વાર ફુગેલો બને છે; તરશ ઘણી લાગે છે, પેશાબ જાડી રાતી અને થોડી થાયછે; અને બીમારીના લાંબા વખત સુધી નાડી યા તો ધીમી અને સુરત ચાલે છે, અથવા તો જહડફથી ચાલતી પણ ઝીણી રેહ છે.

ઊત્પતીના કારણો.—સાધારણ રીતે જલંદરનાં જે કારણો હોયછે તે, અને ખસુસ કરીને એવું કાઈ કારણ કે જેથી પીડુ તણાઈ આવે, જેમ કે હમેલમાં; અને એજ કારણ માટે મરદોનાં કરતાં ઓરતોને એ દરદ વધારે થાયછે.

એલાજો.—ગરમ પાણીમાં નાહવું; ઝાડો આવવાની અને પેશાબ છુટવાની દવાઈઓ આપવી. "માંસનાં જલંદર" માટેના એલાજોમાં જે દવાઓ પેટ આવવા માટે અને પેશાબ થવા માટે આપીછે તે દવાઓ વાપરવી, અને તે પેશાબ લાવનારી ગોળીઓ સાથે નીચલી દવાના ભાગોની અવારનવાર લેવા:—

| | | |
|---|---|---|
| ફોસફેત આફ સોદા (Phosphate of Soda) | આંઊશ. | ૧ |
| ટારટ્રેટ આફ પોટસ (Tartrate of Potass) | આંઊશ. | ૧ |
| ટારટ્રેત આફ સોડા (Tartrate of Soda) | આંઊશ. | ૧ |
| પાણી (Water) | આંઊશ. | ૧૦ |

એ ચારેની મેળવણી કરીને ત્રણ ત્રણ ચમચા દર છ કલાકે લેવા.

અથવા:—

| | | |
|---|---|---|
| એપસમ સાલટસ (Epsom Salts) | આંઊશ. | ૧॥ |
| કારબોનેત આફ મેગનીશીઆ (Carbonate of Magnesia) | ડ્રામ. | ૨ |
| ટારટર એમેટીક (Tartar Emetic) | ગ્રેન. | ૨ |
| પાણી (Water) | આંઊશ. | ૧૦ |

કપુરનાં તેલનો એલાજ જે આગલાં જલંદરમાં ફરમાવ્યો છે તે મુજબ તે તેલ ખુબ તરેહથી મસલવાને ચુકવું નહી. જો પીડુ ઘણુંજ તણાઈ આવ્યું હોય તો, જેવો પાટો ઓરતોને સુવાવડમાં બાંધેછે, તેવો પાટો ટેકો આપવાને માટે એ વખતેની પેટની આસપાસ બાંધવાને ચુકવું નહી, અને જ્યારે ઊપલું તેલ મસલવાનું હોય ત્યારેજ તે છોડવો

અથવા ઢીલો કરવો. તરસ ઘણી લાગે તે મટાડવા માટે "ડેનડીલીયાન" (Dandelion) નાં મુળીયાંની અને "લીકોરીસ" (Liquorice) નાં મુળીયાંની ચાહ બનાવીને પીવી, એ ચાહ એક દવા તરીકેની ગુણ કરશે; એ ચાહ બનાવવી હોય તો થોડાક આંઊંશ "ડેનડીલીયાન" ના અને 'લીકોરીસ'નાં મુળીયાંને ત્રણ ચાર પૈંટ પાણીમાં થોડીક પેપરમીંટ નાખીને ઊકાળવાં, અને તે ઊકાળામાંથી થોડે થોડે કલાકે અરધાં ટ્રંબલર જેટલો લેવો. પીવામાં જવનું પાંણી લેવું, અને પીવાનાં જહામાં જો એકેકો ડ્રામ સુરોખાર લેવાએ તો વધારે સારૂં, અથવા નહી તો તેમાં લીંબુનો રસ નાખવો અને એ પાણી દર ત્રણ ચાર કલાકે પીતાં રેહવું. જો ઝાડો કબજજ ચાલુ રેહતો હોય અથવા પુરતો સાફ નહી આવતો હોય તો આ નીચલી મેલવણીઓની બાર ગોળીઓ બનાવવી અને તેમાંની બબે રાતના અને સહવારનાં લેવી અને ઝાડો આવવા માંડે એટલે લેવી બંધ કરવી:—

પાઊડર્ડ એલુઝ (Powdered Aloes)..............ગ્રેન ૨૪
ગેમબોજ (Gamboge)..........................ગ્રેન ૧૨
જેલપ પાઊડર (Julap Powder)..................ગ્રેન ૨૪
ક્રોટન ઑઈલ (Croton Oil).....................મીટીમ ૩
એક્સટ્રેક્ત આફ હેનબેન (Extract of Henbane)જેટલી અગત હોય તેટલું.

એ સઘલા ઊપાયોથી જો રદ જાય, દરદ વધતુંજ જાય, અને સોજો એટલો બધો વધે કે દમ લેવાની મુશકેલી પડે તો કેલવાયલા ડાકતરની મદદ મેલવવી અને પેટને "ટેપ" કરાવવું એટલે નાંકાવાલા સુઈયાની મદદથી પાણી બાહેર કાહડી નખાવવું.

---

## "હાઈડ્રોથોરેક્સ" અથવા છાતીનું જલંદર.

### (Hydrothrax or Dropsy of the Chest.)

એ જલંદરનું પાણી છાતીમાં આવેલાં એક પાટલાં પડમાં (Pleura) એકઠું થઈ રેહછે, અને તે યાતો ડાભી યા જમણી બાજુએ અથવા બન્ને બાજુએ હોયછે.

**ઊતપંતીના કારણો.**—એ જલંદર હૈડાંનાં પોતાનાં દરદની અસરથી થાયછે; અથવા તો ફેફસાની ફુલેલી હાલથી અથવા તો એ પાતલાં પડ (Pleura) નાં પોતાના સોજાથી ઊપજે છે.

**નીશાણીઓ.**—છાતી તણાઈને તાટ થાય છે; તેમાં દબાન થતું એવું લાગે છે; દમ લેવાની મુશકેલી પડે છે; અને છાતીમાંની બેચેની ઘણું કરીને રાતની સુતેલી હાલતમાં વધારે થાયછે. ચેહેરો ફીક્કો મારેછે; આંખની નીચે ઘેરા બહુ રંગના દાઘ દીશેછે, એવા દાઘ મોહડાંની આસપાસ્પી દીશેછે; તોપચાં ભરેલાં અથવા ફુગેલાં બનેછે; પાટલી થંડી થાયછે, અને પગો સુજી આવે છે; પેશાબ થોડી અને રાતી થાયછે; નાડી જીની અને જેરકાયદે ચાલે છે; ભુખ મરી જાય છે, અને તરસ વધે છે. જેમ-જેમ દરદ વધતું જાય છે તેમ તેમ આખાં બદન અંદર પાણી ફેલાય છે, જો દરદનું જોર એક બાજુએ હોય તો દરદીથી એકજ બાજુએ સુવાએ છે અને જો બેની બાજુએ હોય તો તેને બીછાંના ઊપર બેઊ બાજુએ તકયાઓ મુકીને ટેકવવો પડેછે. ખાંસી, છાતીના ધપકારા, અને ભય ભરેલા સ્વપનાઓ બીમારની ઊંઘમાં ખલેલ પાડેછે, અને તે વારેઘડીએ બીછાણું છોડી, હવા અને આશાયશ મેલવવા બારી આગલ ધસી જાયછે.

**એલાજો.**—આગલ જણાવ્યા તેનેજ મલતા.

---

## "હાઇડ્રોસીફેલસ" અથવા ભેજાંનું જલંદર.

(Hydrocephalus or Dropsy of the Brain.)

ભેજાંનું જલંદર ખાસ કરીને બાલકોને થાયછે, કે જે બાલકોના માથાં અસાધરણ આકારનાં અને કદનાં હોય. જો કે ઘણું કરીને એ ત્રણથી દસ વરસની વય સુધીમાં જણાય છે પણ કેટલાંએક બાલકો તો એ દરદની વધતી યા ઓછી શરૂઆત સાથે જનમ્પી પામેછે. એ દરદમાં પાણી, ભેજાંની આસપાસ વીટલાયલાં પડમાં એકઠું થઈ રેહછે. એ પાણીનું દબાણ અથવા જોર એટલું થાયછે માથાંની ખોપરીનાં હાડકાંઓ પોતાના સાંધાઓમાંથી છુટાં પડેછે, અને એમ થતાં માથું કેટલાંએક કેસોમાં તો અજાયબ જેવું મોટું વધી જાયછે અને તે એટલું ભારી થાય છે કે બાલકથી તે ઊંચકાતું વઠીક નથી અને તેને બીછાણાં ઊપર પડી રેહવું પડેછે.

**ઊતપંતીનાં કારણો.**—સાધારણ રીતની નાકવતી અને નબલાઈ; બચ્ચાંના શરીરની દરદી હાલત; આંતરડાંમાનાં કરમો; અથવા દાતનાં દરદો.

**નીશાણીઓ.**—શરૂઆતમાં ઊછાળા અને ઊલટી થાયછે, ચેહેરો ભરાઈ આવેલો અને જીભ સુકી થાયછે, આંખની કીકીઓ સંકોચાઈ જાયછે, અજવાળું જોવાતું નથી, અને માથાંમાં અને આંખોમાં એટલો દુખારો થાયછે કે બાલક પોતાના બે હથે માથું પકડતું ભય ભરેલી ચીચીઆરીઓ પાડેછે. બીજા તબક્કામાં કીકીઓ મોટી થાય છે, માંથાંનો દુખારો વધારે તીક્ષણ બનેછે, એક અથવા બેઊ આંખો ખેંચાઈ અથવા બાડી થઈ જાયછે, નાડી બેહદ ધીમી જાયછે, અને ધીમે ધીમે સુસ્તી અથવા ઘેન લાગે છે. સેવટે કીકીઓ અતીઘણી મોટી થાયછે, રોશણીનો ચલકાટ તેઓ ઊપર કાંઈ અસર કરતો નથી; એ પછી બેવડું દેખાવા માંડે છે, અથવા સંપુરણ અંધાપો આવે છે; દમ લેવાની ઘણી મુશકેલી પડે છે, ઝાડો પોતાની મેલેજ થાય છે, અને થોડીક તાનતોડ પછી બીમાર પોતાનો પ્રાણ મુકેછે.

**એલાજે.**—જો દાંત આવવાને લીધે થતું હોય તો પારાઓને નસતર મરાવવું; જો કરમને લીધે હોય તો સઊથી પેહેલાં તે બાહેર કાહડવા. કાનપટી ઊપર અને ગરદન ઊપર જલો મુકાવવી, જુલાબો આપવા, અને છાતીનો ધપકારો નરમ પાડવા માટે અને તેજ વખતે ચામડી ઊપર અસર ઊપજાવવા માટે નીચલી મેળવણીમાંથી છ પડીકાં કરવાં અને તેમાંનું એકેક, ચારથી છ વરસની વયનાં બાળકને, દર ચાર કલાકે આપવું:—

કેલામેલ (Calomel) ..................................ગ્રેન ૧૨.
ટારટર એમેટીક (Tartar Emetic) ........................ગ્રેન ૧.
એનતીમોનીઅલ પાઊડર (Antinonial powder) ..........ગ્રેન ૯.
કમપાઊન્ડ ટ્રેગેકેન્થ પાઊડર (Comp.Tragacanth powder)...ગ્રેન ૨૦.

---

## ગર્ભસ્થાન અથવા કમળનું જલંદર.

### ( Dropsy of the Womb or Ovarian Dropsy. )

### ડ્રોપસી ઑફ ધી ઊંમ્બ.

એ જલંદર ઓરતોને થાયછે; અને ઘણું કરીને ચાળીસથી વધારે વરસની ઊમરની ઓરતોને, અને જેઓ કુમારી રહી હોય તેઓને, અથવા જેઓને બચાં નહી થયાં હોય તેઓને. પણ કોઈ વખત તે જુવાન અબળાઓને વીસ વરસની વયની આગમચ્ચી થાયછે. એથી એક ગર્ભસ્થાન મોટું થઈ આવેછે.

**નીશાણીઓ.**—એ જલંદર ઘણું ખરે "પેટનાં જલંદર" ને મળતું આવેછે. એની શરૂઆત ફકત એક જાંગનો થાપો સુજી આવવાથી થાયછે પણ તેથી કાંઇ દરદ કે બેચેની થતી નથી. ધીમે તે વધતું અને ઊપર ચહડતું જાયછે, અને સેવટે આખું પીડુ, જાણે હમેલ રહ્યા હોય તેમ, મોટું થઇ આવેછે; અને આંતરડાં ઊપર આગળથી દબાણ થવાથી, અને ગુરદો ઊપરથી દબાવાથી ઝાડો કબજ થાયછે અને પેશાબ વારેઘડીએ થાયછે. સેવટે ભુખ તદન મરી જાયછે, દુખારા અને બેચેની ઊપજેછે, અને દરદી, ફક્ત પેટ શીવાય, બીજા દરેક ભાગોમાં સુકઇ જાયછે અને નબળો પડેછે.

કમળનું જલંદર, હમેલથી તુરત પરખાઇ આવેછે; કેમકે હમેલ એટલો લાંબો વખત રેહ નહી, હમેલમાં થાનની ટીચકીનો રંગ બદલાય, પેટમાં બચાંનું માથું માલમ પડે, આંગળાં ઠોકવાનો આવાજ જાડો આવે અને સેવટે ભુંગલી વાટે બચાંના હૈડાંનાં ધબકારા સંભળાય.

**એલાજો.**—એ ઘણું ભયંકર દરદ છે, અને વૈદો એનો કાંઇ અસરકારક એલાજ કરવાથી હારી ખાયછે. એનો એક એલાજ, મોટા ડાકતરો, પેટને ચીરીને કરવાની તજવીજ કરેછે પણ તેનો અંત શેવટે બુરો આવેછે. વિલાયત કાબેલ સરજીઅનોએ કાપેલી એવી કેશેસોમાં લગભગ એકએક કેસ મરણ પામેલો જણાયો છે.

---

# સાંધાઓમાં થતાં દરદો અને દુખારા.

## નજલો.

( Gout=ગાઊટ. )

**ઊત્પતીનાં કારણો.**—શરીરમાનાં લોહીનો બીગાડો; ઘણો ઊચો ચીકાસદાર અને ભારી ખોરાક; એશ–આરામની આદત, અને કસરતની ખુટ. એ વારસામાં ઊતરતું દરદ છે.

**નીશાણીઓ.**—શરૂઆતમાં ભુખ જતી રેહછે; સુસ્તી અને ઘેન લાગેછે; હાત પગ સુન થવલા લાગેછે; સાંધાઓમાં પેજ મારેછે, અને આંકરાં આવેછે. સવારના બે વાગ્યાને સુમારે દરદ પગનાં અંગુઠામાં થતાં બેહદ દુખારાથી શરૂ થાયછે, અને તુરતજ આખાં શરીરની બેચેની અતીશય વધી જાયછે, પગની પાટલી, પગનાં અને હાથનાં આંગલાંઓ લાલ થઇને સુજી આવેછે, આંગ ગરમ થાયછે, પેશાબ થોડી થાયછે ઝાડો કેબજ રેહછે, અને વીશથી બાવીસ કલાક સુધી નહી બોલાય એવું દુઃખ ચાલુ રહ્યા બાદ તે નરમ પડવા માંડેછે, આંગ ઊપર પરસેવો છુટી

નીકળેછે, દમ સેહેલાઈથી લેવાયછે, ભયંકર કળતરથી દરદી આસાયશ પામેછે, અને રંજમાંથી તન અને મન મોકલું થવાથી, તે ભર ઉંઘમાં પડેછે. સુઈ ઊઠીને જોતાં તેને પોતાનો સાંધો સોજાથી કદરૂપો થયલો જણાયછે. થોડીક રાત સુધી કળતર અને દુખ તેને ચાલુજ રેહછે, પણ તે પેહેલી રાતનાં જેવું નહી, અને પછી તે નરમ પડી જાયછે. નજલાની શરૂઆતમાં થતા એ ભયંકર દુખારાનું કેટલાએકો જે વરણન આપેછે તે એવું છે કે—જાણે પગનાં બધાં હડકાંઓમાં લચક આવતી હોય અને તે લચકાયલા ભાગો ઊપર વળી કોઈ ગરમ પાણીની ધાર રેડતું હોય. નજલાને પેહેલાં ફકટ મોટા માણસોને થનારાં દરદ તરીકે ગણવામાં આવતો હતો. યુનાની હકીમો હજુ એને "મર્ઝે શાહ" અથવા બાદશાહોનાં દરદનાં નામથી પીછાણે છે, પણ એમજ નથી, તે ઘણો ચહડાઊ દારૂ પીનારા ગરીબોમાં જણાયલું દરદ છે, તો જોકે તે ઘણું ખરૂં તો અમીર ઊમરાવો ઊપરજ હુમલો કરેછે. કોઈ વખત એનું દરદ એટલું બધું તીક્ષણ નથી હોતું નથી.

એલાજે.—દરદ થતું હોય તે વેળા તો એટલુંજ કરી શકાય કે દરદીને પીછાણાં ઊપર ગરમ રાખવો, સાંધા ઊપર નરમ ઊનનું અથવા રૂઊનું જાડું પડ ઢાંકવું અને તે સઘલાંની ઊપર રેસમનો રૂમાલ લપેટવો, અને હાતને એક જોલી બનાવી તેમાં રાખવો. હોજરી અથવા આંતરડાંમાંની કાંઈ કસર કાહડવા માટે અને તેથી ઊપજતું નુકસાન અટકાવા માટે નીચલી મેળવણીની બાર ગોળીઓ બનાવી તેમાંની એકેક દર રાતે લેવી, અને તે પછી સહવારે થોડા "સીડલીતઝ પાઊદર" (Seidlitz powder) પાણીમાં લેવોઃ—

| | | |
|---|---|---|
| કમપાઉન્ડ કે લોશીન્થ પીલ. (Pil Colocynth Co.) | ડ્રામ | ૦॥. |
| બ્લુ પીલ. (Pil. Hydrarg) | ડ્રામ | ૦॥. |
| એક્શટ્રેક્ત આફ હેનબેન. (Ext. Hyoscyami) | સ્ક્રુપલ | ૧. |

ચામડી જે સુક્કી અને ગરમ હોય તે નરમ પાડવા માટે પરસેવાની અગત્ય છે અને તેથી નીચલી મેલવણીમાંથી બબે ચમચા ત્રણ ચાર કલાકે રાત દીવસ આપવા ચાલુ રાખવાઃ—

| | | |
|---|---|---|
| બાઈ કારબોનેટ આફ પોટેશ. (Bicarbonate of potass) | ડ્રામ | ૨. |
| કેમફર વૉટર. (Camphor water) | આંઊંશ | ૪. |
| ઈપીકાકુઆંના વાઈન. (Ipecac. wine) | આંઊંશ | ૦॥. |
| સ્પીરીટ આફ સ્વીટ નાઈટર. (Sprt. of Sweet nitre) | આંઊંશ | ૦॥. |
| સ્પીરીત આફ મીનડરીરસ. (Sprt. of Mindererus) | આંઊંશ | ૩. |
| શીરપ આફ શેફ્રન. (Syrup of Saffron) | ડ્રામ | ૨. |

જો દરદી સાગ બાંધાનો હોય તો નીચલી મેલવણી પોણા વાઈન ગલાસ જેટલી દર ત્રણ કલાકે આપવી:—

| | | |
|---|---|---|
| વાઈન આફ કાલચીકમ. (Vin. Colchici)...........ડ્રામ | | ૧. |
| બ્રામાઈડ આફ પોટેશીઅમ. (Pot. Bromid)...........ડ્રામ | | ૨. |
| બાઈ કારબોનેટ આફ પોતેશ. (Pot. Bicarb.)...........ડ્રામ | | ૨. |
| ટીંકચર આફ કેશકરીલા. (Tinct. Cascarilla)...........ડ્રામ | | ૨. |
| ઈનફ્યુઝન કેલંમબા. (Infus. Calumbae)...........આંઊંશ | | ૬. |

પણ જેવી નાડી નબલી પડેલી માલમ પડે તેવી ઊપલી દવામાંથી "વાઈન આફ કોલચીકમ" નો એક ડ્રામ કાહડી નાખવો અને બાકીની રાખીને પાવી.

અથવા, આ નીચલી સ-સ મેલવણીનું એકેકું લીકર ગલાસ દર ત્રણ કલાકે પીયા કરવું, જેથી પરસેવો ઘણો છુટી સાંધાઓની કલતર નરમ પડશે:—

| | |
|---|---|
| સેલીસીન, (Salicine.)...........ડ્રામ | ૧ાા. |
| લાઈકાર એમોની એશીતેતીસ. (Liy Ammon. Acetate)...આંઊંશ | ૨. |
| ટીંકચર આફ આરેન્જ. (Tinct. Aurantii)...........ડ્રામ | ૧. |
| એકવા ફ્લોરી ઑરેન્સી, (Aqua Floris Aurant)...........આંઊંશ | ૬. |

ગામઠી દવા નીચે મુજબછે, અને તેમાંથી ત્રીશથી ચાલીસ ગ્રેન સુધી લઈ દાહડામાં ત્રણવાર ફાકવી:—

| | |
|---|---|
| અફતીમુન...........ડ્રામ | ૧. |
| બીશફાએજ...........ડ્રામ | ૧. |
| ગારેકુન...........ડ્રામ | ૨ાા. |
| નીમક...........ડ્રામ | ૧. |

અથવા નીચલી જીનસો પાણીમાં ઊકાલી તેર આંઊંશ જેટલો ઉકાળો રાખી થંડું પડે કે સાકર નાંખી એથી ચાર આંઊંશ દાહડામાં ત્રણવાર પીવો:—

| | |
|---|---|
| ઉશતે ખુદુસ...........ડ્રામ | ૩. |
| ગુલે બાબુના...........ડ્રામ | ૩. |
| બીશફાએજ...........ડ્રામ | ૪. |
| ઊનાબ...........નંગ | ૧૦. |
| સુરીજન...........ડ્રામ | ૨. |
| પાણી...........આંઊંશ | ૪૦. |

કાંઈ નાલાયક એલાજેથી નજલો હાથ અને પગો ઉપરથી નીકલી જઈ શરીરની અંદરની કોઈ ઇન્દ્રીને લાગુ પડે છે અને ભય ભરેલાં પરીણામો નીપજાવે છે. જો તે હોજરીને લાગે છે તો તુરત બારે

દુખારો થાય છે, અને પેટ દબાતું નથી; બીમારી ઘણી થાય છે; ઉલટી આવે છે; નબલાઈની બેસુધી થાય છે; અને નાડી સુસ્ત થાય છે. એમ થતાં, તુરતજ અરધો ડ્રામ "કારબોનેટ આફ સોદા" (Carbnate of Soda) પીવાય એટલા ગરમ પાણીમાં આપી દેવો, જો નબલાઈ ઘણીજ થઈ હોય તો થોડો બ્રાંડી પાવો, પગો રાઈનાં પાણીમાં બોળવા, પેટ ઉપર રાઈની પોલટીસ મુકવી, અને એ રીતે નજલાને ત્યાંથી ઉતારી પાછો તેની અશલ જગાએ અથવા બીજા કોઈ ભાગ ઉપર મોકલવાની તજવીજ કરવી.

ખોરાક.—હલકો ખોરાક લેવો; મીઠાઈ, પનીર, મીઠામાં આથેલું ગોસ્ત, સુકો મેવો, મરચાં, ખટાસ, દારૂ ઈત્યાદી કદીબી લેવું નહી; પોર્ટ વાઈન અને કલારેટ પીવો નહી; તાજુ ગોસ્ત, માછલી, સેરવો, અને કોબી અથવા કોલીફલાવરની તરકારી ખાધામાં લેવી, અને "દલીકીઆ વાટર" દરરોજ પીવો ચાલુ રાખવો.

---

# સંધીવા.

( Rheumatism=રૂહુમેટીઝમ. )

નજલા અને સંધીવા વચેના તફાવતો જાણવા અગતના છે કેમકે તેઓ ઘણુંખરૂં એક મળતાં દરદો છે. એ તફાવતો એ છે કે-નજલો નાંધલા સાંધાઓ ઊપર લાગેછે, જેવા કે અંગુઠા અને આંગળાં, પણ સંધીવા મોટા સાંધાઓ, જેવા કે ગુઠણ ખભાં, જાંગના થાપા, ઈત્યાદીને લાગુ પડેછે; નજલામાં લોહીની અંદર "યુરીક એસીડ" (*uric acid*) હમેશાં માલમ પડેછે પણ સંધીવાનાં લોહીમાં તે ઘણીજ થોડી હોયછે; સત્તર કે અઢાર વરસની આગમચ નજલો કદાચજ થાયછે, પણ સંધીવા બચાંઓનેબી થાયછે; નજલાવાળો ભાગ રાતો થઈ આવેછે; સંધીવામાં એમ થતું નથી; અને છેલ્લે, સંધીવા, આંગમાંથી નીકલતા ખાટા અને સરકાના જેવા વાસ મારતા પરસેવાથી, તુરત પરખાયછે.

ઊત્પતીનાં કારણો.—પરસેવાનું બંધ થવું; દારૂ ઘણો પાવાની ટેવ; રૂતુનાં અચીતા ફેરફારો; ગરમીમાંથી અચીતા થંડીમાં જવું; પગો ઘણો વખતવેર ભીનાં રાખવા; ભીનાં કપડાંઓ પેહેરવાં; અને ભીનાં બીછાણા ઊપર તથા ભીની જગાઓ ઊપર સુવું અથવા બેસવું.

સંધીવા બે જાતમાં વેહેચાંયો છે,—તીક્ષણ, અને ચાલુ અથવા જુનો સંધીવા.

---

# તીક્ષણ સંધીવા.

નીશાણીઓ.—શરીરના એક અથવા બધા ભાગો ઊપર દુખાવો થવા માંડેછે, અને તે દુખાવો આરતે આરતે નહી ખમાય એટલો તીક્ષણ થાયછે. કેટલીક વખતે એ દુખારો દાબ્યાથી નરમ પડેછે. ચેહેરો રતાસ ભર્યો થઇ જાયછે; જીભ ઊજળી બનેછે; નાડી ભરેલી અને જોરમાં રેહછે; પેશાબ રાતી, થોડી અને રાતા થરાવાળી થાયછે; શરીર ઊપર ઘટ પરસેવો છુટેછે, દરદીને જાણે નહવાડી નાખેછે, અને તેમાંથી ખાટો સરકા જેવો વાસ બાહેર આવેછે. બપોરનાં કળતર નરમ રેહેછે પણ મધરાત પડતાં અતીશય વધીને પાછી સહવાર પડતાં નરમ પડવા માંડેછે. જ્યાંસુધી સંધીવા સાંધાઓ ઊપરજ અસર કરતો રેહછે ત્યાંસુધી ફીકર કરે હતી નથી, પણ જ્યારે તે આખાં શરીરે ફેલાયછે અને બધે નજલાના જેવો પાણીનો સોજો ફેલાયછે ત્યારે તે ઘણો ધારતી ભરેલો થઈ પડેછે, અને તે હૈડાં ઊપર લાગુ થવાનો ભય રેહછે. તાવ ઘણો સખત આવે છે; કમરમાં દુખારો ઘણો થાયછે અથવા તો તે તદન અકડી જાયછે; છાતીના તથા હાથ પગના માંસના લોચાઓમાં એ રોગથી ફાટફાટ થતું દુખ ઊપજેછે. કેટલાએક કેસોમાં પાણી ભરાવાથી થયલો સોજો એટલો બધો હોયછે કે આંગળી દાબતાં તેમાં મોટો ખાડો પડેછે.

એલાજો.—જ્યાંસુધી ઝાડો સાફ આવે અને કળતર અને પરસેવો નરમ પડે ત્યાંસુધી નીચલાં પડીકાં અને દવાઈ લેવી:—

| | | |
|---|---|---|
| જેલપ પાઊડર (Jalap powder) | ડ્રામ | ૧. |
| ક્રીમ ઑફ ટારટર (Cream of tartar) | ડ્રામ | ૨ |
| કેલોમેલ (Calomel) | ગ્રેન | ૧૮. |

ઊપલી ત્રણે જીનસોને બરાબર મેળવવી અને તેનાં છ પડીકાં કરી એકકું દર ત્રણ કલાકે આપવું, અને ઝાડો થવા બાદ તે બંધ કરવું. નીચલી મેળવણીમાંથી બબે ચમચા દર બે કલાકે આપવા:—

| | | |
|---|---|---|
| નાઈટર પાઊડર (Powdered Nitre) | સ્કુપલ | ૨. |
| તારટ્રેટ આફ એનતીમની (Tartrate of Antimony) | ગ્રેન | ૩. |
| કેમફર વાટર (Camphor water) | આંઊંશ | ૬. |
| લાડેનમ (Laudanum) | આંઊંશ | ૧॥. |

જ્યારે એ દવાઓથી તીક્ષણ દરદ ઘણો પરસેવો નરમ પડી રેહ ત્યારે નીચલી મેળવણીમાંથી અરધું વાઈન ગલાસ જેટલું તેટલાંજ પાણીમાં ભેળીને દીવસમાં ત્રણ વખત લેવું:—

બાઇ કારબોનેટ ઑફ પોટેસ (Potas. Bicarb) ..............ડ્રામ ૨.
કારબોનેટ ઑફ સોડા (Soda. Carb)........................ડ્રામ ૧.
પેપરમીંત વાટર (Aqua Piperita) ......................આંઊંશ ૬.

તરસ ઘણી લાગે તો તે છીપાવા માટે બે ડ્રામ "ક્રીમ ઑફ ટારટર" (Cream of Tartar) ને બે પૈન્ટ ઊકલતાં પાણીમાં મેલવવું, તેમાં ત્રણ ચાર લીંબુનો રસ નામવો અને સ્વાદીટ થાય એટલી તેમાં ખાંડ નાંખવી, અને એ શરબત થંડું પાડીને જયારેવી તરસ લાગે ત્યારે પીવું. દરદી પોતાનું બીછાણું છોડ્વાને શકતીવાન થાય તેવોજ તેને ગરમ પાણીએ નહવડાવવો, અને તેનું બદન જાડા તુવાલે ખુબ તરેહથી ઘસડીને નુછવું.

"સેલીસીલીક ઍસીડ" (Salicilic Acid) દોઢ ડ્રામ પાણીમાં મેલીને દાંહડામાં ચાર વાર પીવી. અથવા નીચલી મેળવણીનું પોણું વાઈનગલાસ દર ત્રણ કલાકે લેવું, પણ બચાંને ઊમર પ્રમાણે એકથી ચાર ડ્રામ જેટલીજ પાવી:—

સેલ.સીલેટ ઑફ સોડા (Salicilate of Soda)..............ડ્રામ ૨.
લાઈકર ઍમોની ઍસીટેટીસ (Liq. Ammon. Acetate) ...આંઊંશ ૧॥.
ગુલાબનું શરબત (Syrup of roses) ......................આંઊંશ ૧.
પાણી (Aqua) ...........................................આંઊંશ ૬॥.

સંધીવામાં ઊંઘ નહી આવતી હોય અને દુખારો ઘણો થતો હોય તો નીચલી ગામડી દવા વાપરી જોવી. એ મેળવણીમાંથી ૨૦થી ૬૦ ગ્રેન જેટલું દિવસમાં ત્રણ વખત ફાકવું:—

ભાંગ ....................................ડ્રામ ૧.
જાયફલ ...................................ડ્રામ ૦॥.
એલચીદાણા.................................ડ્રામ ૦॥.
મસતકી ...................................ડ્રામ ૦॥.
તજ ......................................ડ્રામ ૦॥.
સાકરનો ભુકો .. ...........................ડ્રામ ૩.

સુકાં મરચાંનો ભુકો એક બાટલી પાણીમાં આખી રાત ભીંજવી રાખવો, અને સહવારે પાણી ગાળી કાહડી તેમાં કટકો બોળી સંધીવાવાળા ભાગ ઊપર મુકવો.

ખોરાક.—કાંજી, પાંઊ, દુધ, ચાહ, ઈત્યાદીનો હલકોજ અને સાદોજ ખોરાક લેવો; જો નબલાઈ ઘણી જણાય તો "બ્રાંડી મીક્સચર," ઈંડાં, દુધ સેરવો ઈત્યાદી લેવું.

## જુનો અથવા ચાલુ સંધીવા.

સંધીવા જો એક વખત ચાલુ રેહતો થયો તો તે કાહડી નાંખવો અતિઘણો મુશકેલ પડે છે. તે ઘણી અજાયબ જેવી રીતે બદનના બધા ભાગોમાં લાગુ પડી જાય છે, અને એક સાંધામાં સુજન, અને ગરમી અને દુખારો ઉત્પંન્ન કરી બીજા કોઈ સાંધામાં દોડી જાય છે, અને ત્યાંથી તેવીજ રીતનું તોફાન મચાવી પાછો અંચીતો આગલા ભાગ ઉપર ચહડી આવે છે. એ સંધીવા યાતો સાંધાઓ પકડે છે કે યાતો માંસના લોચાઓ પકડે છે. ઘણું કરીને એથી ઉપજતું દુખ અંદરની દવાઈના કરતાં બાહેરના ચોપડવાથીજ નરમ પડે છે. આટો અને રાઈ ભેલેલી પોલટીશો તે ભાગ ઉપર મુકવી; કપુરનું તેલ, તરપેનતાઈન અને લાડેનમ ભેલીને તે ભાગ ઉપર દીવશમાં ત્રણ વખત મશળવું અને તેને ગરમ કપડામાં લપટેલો રાખવો; ગંધકની ધુંઈઓ લેવી; ખુદરતી ગરમવેહેતા જહરાઓવાલી જગા ઉપર જઈ વસવું અને તેના પાણીએ નાહાવું; અથવા "ટીંકચર આફ આયોડીન" (Tincture of Iodine) દરરોજ તે ઊપર લગાડવું. જો તે ભાગ અથવા ભાગો વધારે સુજી આવીને ઘણા ભારી થયા હોય તો ભાદરવેલના રોપાની જડી પાણીમાં ઘસીને તે ઊપર ચોપડવી, પણ જો છુટી અરાઈઓ ફુટી નીકલતી જણાય તો તે લગાડવું બંધ કરવું અથવા ઓછું કરવું. અથવા નીચલી મેલવણી દીવસમાં બે વાર લગાડવી—

| | | |
|---|---|---|
| કેમફોરેટેડ ઑઈલ (Camphorated Oil) | આંઊસ | ૨. |
| ઑઈલ ઑફ એમબર (Oil of amber) | ડ્રામ | ૨. |
| ટીંકચર આફ કેનથરીડીસ (Tinct Cantheridis) | ડ્રામ | ૬. |
| કમપાઊન્ડ સોપ ટીંકચર (Compound soap tinct.) | ડ્રામ | ૬. |
| સ્પીરીટ આફ હાર્તશોર્ન (Sprt. Hartshorn) | ડ્રામ | ૨. |

અથવા માંસના લોચાઓમાં થતા દુખારા માટે બીજો એક એલાજ એવો છે કે પેહેલાં તે ભાગને કપુરના તેલે મસલવો, તે ભાગને પછી એક જાડા કાગલ—"બ્રાઊન પેપર"—થી ઢાંકવો અને પછી એક ચપટો લોખંડનો કટકો ગરમ કરીને તે કાગલ ઊપર પાંચ સાત મીનીટ સુધી ધીમે ધીમે ફેરવવો, અથવા એમ ફેરવવાનું જ્યાંસુધી બીમારથી ગરમી ખમાઈ શકાય ત્યાંસુધી ચાલુ રાખવું. અંદરની દવાઈ તરીકે એક ચમચી ભરી ગંધક દુધનાં એક કપમાં ભેળી તે સહવાર સાંજ પીવું, અને એક બે રાત ટુલીક પાંચ ગ્રેન "ડોવર્સ પાઊદર" (Dover's Powder) અને ત્રણ ગ્રેન "કૅલોમૅલ" (Calomel) ભેલીને લેવું. સાધારણ રીતે

બીવાની ફાયદાકારક મેળવણી તરીકે "તીક્ષણ સંધીવા" વાળી બાબદમાં જણાવેલી મેળવણીનું લીંબુનું શરબત વાપરવું. ગામઠી દવાઈ મુજબ,—રોસાનું તેલ એક આંઊસ અને મીઠું તેલ એક આંઊસ મેલીને દરદી ભાગ ઊપર લગાડવું. અને:—

માલકંગની......................ડ્રામ ૧.
તેજબળ ......................ડ્રામ ૨.
મુસલી......................ડ્રામ ૨.
રતનજોત......................ડ્રામ ૨.
પીપળ ......................ડ્રામ ૨.

એ બધાને છુંદી ભુકો કરીને દસથી ત્રીસ ગ્રેન જેટલો દીવસમાં ત્રણ વખત ફાકવો. એક આંઊસ રોસાનું તેલ અને એક આંઊસ મીઠું તેલ મેળવી દુખતા ભાગ ઊપર લગાડવું; અથવા એને બદલે દસ ગ્રેન અજમાના ફુલને એક લીકર ગલાસ કોલોંન્ગવાટરમાં મેલીને તે ચોપડવું. અથવા જીનસીને દસ મીનીટ સુધી ઊકાળવી, અને થંડી પાડી ગાળી કાહડીને તેમાંથી અરધો ભાગ સવાર સાંજ પીવો:—

રાસના......................ડ્રામ ૧.
ગુલવેલ......................ડ્રામ ૨.
દીવેરો......................ડ્રામ ૨.
સુંઠ......................ડ્રામ ૧.
એરંડીયાનાં મુળીયાં...............ડ્રામ ૧.
ખખલતું પાણી ........... ...આંઊસ ૧૦.

એવા દરદથી પીડાતા માણસે ખસુસ કરીને પોતાનાં કપડાં ગરમ અને સુકાં પેહેરવાની સંભાલ રાખવી; તેની ચામડી તંદરોરત અને નરમ રાખવી; ગરમ પાણીએ નાહીને ઘસડીને આંગ લુછી નાખવું; ખોરાક હલકો પણ પુષ્ટીકારક લેવો; અને જલદ દારૂઓ પીવાનું તરક કરવું.

---

## સંધીવાથી કમરમાં થતો સખત દુખારો.

(Lumbago=લમબેગો.)

એ દુખારો બી સંધીવાને લીધેજ થાય છે, અને કમરમાં એટલી કળતર ચાલે છે કે દરદીને ઘોડીઓ ઊપર ચાલવું પડે છે, કેમકે તેનાથી પોતાની કમરે બદનના ઊપરના ભાગનો વજન ખમાતો નથી. બીછાણા

ઉપરની ગરમીને લીધે અને કાંઈની હીલચાલને લીધે એ દુખારામાં વધારો થાયછે.

**ઉત્પતીનાં કારણો.**—થંડીમાં ઉઘાડા થવાથી; થંડકમાં સુતાથી; કમરમાં જોરથી આંચકા આવવાથી; તથા ઘણીવાર બેશીને લખવાથી એ ઉપજે છે.

**એલાજો.**—બીમારને ગરમ પાણીએ નહવડાવવો અને પાણીમાં હોય ત્યારેજ તેને મસલવા મંડવો. ઝાડો કબજ હોયતો એરંડ્યાંનો જુલાબ આપવો; કમર ઉપર રાઈ મારવી અને તેની ઉપર ખસખસના પોસનો સેક કરવો; અને "કલોરો ફાર્મ" (Chloroform) "કમપાઉન્ડ લીનીમેત આફ કૅમફર" (Compd. linmt. of Camphor) તથા "લાડેનમ" (Laudanum) એ ત્રણએ એકસરખા ભાગમાં મેળવી તેમાં ગરમ કપડું બોળીને તે કમરની આસપાસ વીંટાલવું. કમરનો દુખારો ચાલુજ રેહ તો છ સાત જળો તે જગા ઉપર મુકાવવી અને તેનું લોહી નીકલે એટલું કાહડવું. કેરોસીન તેલ અથવા તરપેનતાઇનમાં તેટલાજ જથાનુ "સોપ લીનીમેન્ટ" (Soap liniment) ભેલી તે બેઉની મેળવણી ગરમ કરીને કમર ઉપર લગાડવી. અફીમ અથવા "બેલેડોના"નાં પલાસતર કમર ઉપર લગાડવાં. ગરમ પાણીનો બાફ લેવો, અને કમર ઉપર સુકાં વેહંડુરો લગાડવાં. અથવા નીચલી મેળવણીના બબે ચમચા દીવશમાં ત્રણ વખત લેવા:—

| | |
|---|---|
| કમપાઉન્ડ ટીકચર ઑફ ગુઆઈકમ (Compd. Tinct. of Guaiacum.) | આંઉશ ૧ |
| મ્યુસીલેજ (Mucilago) | આંઉશ ૦॥ |
| સીરપ (Syrup) | આંઉશ ૦॥ |
| સ્પીરીત આફ નાઈતર (Sprt. of nitre) | ડ્રામ ૬ |
| સ્પીરીત આફ જુનીપર (Sprt. of Juniper) | આંઉશ ૦॥ |
| સીનામન વૉટર (Cinnamon Water) | આંઉશ ૩ |

અથવા પચાસ ટીપાં "ઍમોનીએટેડ ટીંકચર ઑફ ગુએકમ" (Ammoniated tincture of guaiacum) દુધ સાથે ભેલીને દીવશમાં ત્રણ વખત પીવું. અથવા બેથી ત્રણ ગ્રેન લોબાનના ફુલ દીવસમાં ત્રણ વખત ફાકવાં. પાણીમાં આખી રાતનાં ભીજવેલાં મરચાંના ભુકાનું પાણી, કટકો ભીંજવીને, કમર ઉપર લગાડવું. અથવા ભીજવેલા કટકા ઉપર મુકવો અને બણી અગન બળે ત્યાંસુધી રાખવો. સાજો થવા પછીથી કમરને સરદીથી બચાવા માટે તેની આસપાસ ફલાનેલનો પાટો વીટાલી રાખવાને ચુકવું નહી.

# 'જાંગના થાપાઓમાં અને પગમાં થતો સખત દુખારો.

(Sciatica=સાયટીકા.)

એવી સંધીવાનુંજ દરદ છે. એમાં જાંગનો થાપો, અને છેક નીચે વેર પગ દુખેછે, અને ત્યાંના સઘલા માસના લોચાઓમાં કળતર ચાલે છે. એના કારણો સંધીવાના સાધારણ કારણોને મલતાંજ છે.

એલાજો.—જો દરદ ઘણુંજ તીક્ષણ હોય તો થાપા ઊપર દજનેક જલો મુકાવવી, તે જગા ઊપર સેક કરવો, સાંધાને આરાયસ આપવી, અને પગને તલીએ ગરમ ઈંતરડી લાગુ પાડવી. કમરના નીચેના ભાગ ઊપર રાઈનું પલાસતર મુકવું, સુક્કાં વેહેંડુર મુકવાં, જાંગ અને પગ ઊપર પેહેલાં તરપીનટાઈન ચોપડવું અને પછી તે ઊપર શેક કરવો; અથવા તરપીનટાઈન અને "લાડેનમ" (Laudanum) બેઊ ભેળીને ચોપડવું અને તે ઊપર સેક કરવો. જો દુખારો જરા જરા વારને આતરે થઈ આવતો હોય તો, તે થઈ આવે તેની બે કલાક આગમચના વખતમાં નીચલું પડીકું લેવું, કે તેથી તેનું જોર ભાગશે:—

કારબોનેત ઑફ સોડા (Sodæ Carb)..............ગ્રેન ૧૦.
જીંજર પાઊડર (Pulv. Zingiber).................ગ્રેન ૨.
કવીનાઈન (Quiniæ Sulph)......................ગ્રેન ૬.

અને નીચલી મેલવણીના ચાર ભાગ કરી એકેકો ભાગ તે થઈ આવે તેની અરધો કલાક આગમચ લેવાં:—

કારબોનેત ઑફ ઍમોનીઆ (Carb. of Ammon.)......આંઊસ ૦॥.
સ્વીટ ઑઈલ (Sweet oil)........................આંઊસ ૨॥.
ટરપીનટાઈન (Turpentine)........................આંઊસ ૦॥.
સપીરીત ઑફ હાર્તસોર્ન (Sprt. of Hartshorn)........આંઊસ ૦॥.

અથવા નીચલી જીનસોના બાર પડીકાં કરી એકેકું પડીકું દીવસમાં ત્રણ વાર લેવું:—

ગમ ગુઆકમનો ભુકો..............................ડ્રામ ૨.
ગંધકના ફુલ...................................ડ્રામ ૪.
સુંઠનો ભુકો....................................ડ્રામ ૧.

અને "કલોરોફૉર્મ" (Chloroform), "ટીંકચર આફ ઍકોનીત" (Tinct. of Aconite) "લાડેનમ" (Laudanum), અને "સોપ લીનીમેંત" (Soap Linmt.) સરખે ભાગે મેલવી તે દરદી ભાગ ઊપર ચોપડવું.

# જુદી જુદી ઇંદ્રીઓ ઊપર આવતા સોજા અથવા વરમ.

## ફેફસાનું વરમ.

(Pneumonia, or Inflammation of the Substance of the Lungs.=ન્યુમોન્યા.)

ઊત્પતીનાં કારણો.—ગરમ થયલી છાતીને લાગેલો થંડો વા; ઘણીજ સખત કસરત; મોટે પાડેલી બુમો; થંડીમાં સુવું અને ખોલ્લું રેહવું; દમમાં ગયલી ઝીણી રજકણો અને કગરશો.

નીશાણીઓ.—છાતીમાં દુખારો થાય છે; દમ લેવાની મુશકેલી પડે છે; થંડા લખલખાં લાગેછે; માથું દુખે છે; તરસ લાગેછે; તાવના સાધારણ ચીન્હો જણાયછે; આંગની અને છાતીની ગરમી વધતી થાય છે; નાકવતી, ચીંતાં, દુખારો, અને ખાંસી ઊપજે છે. ખાંસી પેહેલાં સુકી હોયછે, પણ ત્રણ ચાર દીવશો પછી છાતી ઊપરથી રાતો ચીકણો બલગમ પડેછે, અને ખાંસીના આવાજમાંની ફેર પડેછે.

એલાજો.—શરૂઆતમાંજ જે ભાગ ઊપર દુખ થતું હોય ત્યાં દ-જનેક જળો મુકાવી દેવી; ઝાડો આવવા માટે મજબુત જુલાબ આપવો. "ટીંકચર ઑફ ઍકોનીત" (Tinct. of Aconite) નાં દસ ટીપાં પાણીમાં ભેલીને મોટી ઊમરના માણસે પીવાં, અથવા એ ટીંકચરને બદલે "ટીંકચર ઑફ હેલેબોર" (Tinct. of Hellebore) નાંખી એટલાંજ ટીપાં એજ મુજબ પીવાં, અને એકથી ચાર વરસનાં બચાંને એકથી બે મીનીમ એ ટીંકચરનાં આપવાં; એ બેઊ દવાઓ જેહેરી છે માટે ઘરનાં ડાકતરને પુછીને લેવી, અથવા માણુસ કે બચાંને તે આપવીજ નહી. છાતી ઊપર પેહેલાં તરપીનતાઇન ચોપડીને તે ઊપર ગરમ શેક કરવો, અને અલસી અને આટાની પોલટીશો મુકવી, અથવા અગત્ય જણાયતો વેહેડુરો મુકવાં; અને નીચલી મેલવણીમાંથી એકેકું લીકર ગલાસ દીવસમાં ચાર વખત પીવું:—

કારબોનેત ઑફ ઍમોનીઆ (Ammon. Carb.)........ગ્રેન ૩૦.
લાઈકાર ઍમોની ઍશીટેટીસ (Liq. Ammon. Acetat) આઊંસ ૨.
વાઈન ઑફ ઈપીકેકુઆના (Vin. Ipecac)..............ડ્રામ ૧.
નાઈટ્રટ આફ પોતેસ (Potas. Nitras)..................ડ્રામ ૧॥.
કેમફર વૉટર (Aqua Camphor)................આઊંસ ૪.

એ દરદ જો સાજું થયા વગર વધ્યુંજ જાયતો તેમાં પરૂ બંધાવા માંડેછે,કોહેલાં માંસને મલતી ગંધ મોહડાંમાંથી નીકળેછે અને દરદી પીલાયાજ કરેછે. એ વેલા ખખલતાં પાણીમાં તરપીનતાઈન અથવા "ક્રીએસોટ" મેળવીને તેનો બાફ દરદીને આપવો; અથવા બે ટીપાં "ક્રીએસોટ" ગુંદરનાં પાણીમાં ભેલીને મોટી ઊમરના માણસને ત્રણ ત્રણ કલાકે આપવાં; અને બચાંને ત્રણ ટીપાં ટરપીનતાઈન ગુંદરનું પાણી ભેલીને પાવાં.

ખોરાક.—દુધ, ઈડાં, સેરવો, અને જરૂર પડે તો વાઈન અને બ્રાંડીબી આપવો.

---

# ફેફસાંનાં પડનો વરમ.

(Pleuritis—પલ્યુરાઈતીસ.)

જે બારીક પણ મકમ પડમાં ફેફશાં વીટલાયલાં છે તેનો વરમ. એ સોજાને "જાતુલજનબ" કરીનેબી કહેછે.

ઊત્પંતીનાં કારણો.—થંડી હવામાં ખોલ્લું થવું; ભીનાશવાળી જગામાં સુવું; છાતી ઊપર પડેલો માર; કંઈ અકસ્માતથી નીચે પડી જવાથી છાતીને થયલું નુકસાન; પાંસળીનું ભાગી જવું; અથવા કોઈબી બીજું કે જે સીધી અથવા આડકતરી રીતે સોજો ઊજાવે.

નીશાણીઓ.—તાવ ચાલુ રેહે છે; દમ લેવાની મુશકેલી પડે છે; અને છાતીની એક અથવા બંધે બાજુ ઊપર સોય અથવા છરી ભોકાતી હોય એવી પેન મારેછે; ઊપરા સાપરી સુકી ખાંસી થયા કરેછે; દરેક સ્વાસ અને દરેક ખાંસી દરદીના દુખારામાં વધારો કરેછે, તે ભાગ ઊપર કોર વાળી સુવાતું નથી, અને દાબવાથી દુખેછે. નાડી સખત લાગેછે; જીભ સફેદ; અને પેશાબ થોડો અને રાતી હોયછે. ઘણું કરીને ચોથા દીવશથી એ નીશાણીઓ નરમ પડવા માંડેછે, અને ખાંસી અને દમ લેવાંની મુશકેલીબી જતી રેહછે.

ઈલાજો.—દુખારો થતો હોય તે જગા ઊપર, જો દરદી સારા બાંધાનો હોય તો, દોઢ દજન જલો મુકાવવી; અને તે જગાઊપર ખસખસના પોસનો સેક કરવો. નીચલી મેળવણીમાંથી બે ચમચા દર બે કલાકે લેવા:—

| | | |
|---|---|---|
| નાઈત્રેટ ઑફ પોટેસ(Nitrate of potass)............ | સ્ક્રુપલ | ૧. |
| ટારટર ઍમેતીક (Tartar Emetic) .................... | ગ્રેન | ૪. |
| કૅમ્ફર વૉટર (Camphor Water) .................. | આઊંસ | ૬. |

અને એ દવા આપવા બાદ, નીચલી જીણસોનાં ૭ પડીકાં કરી તેમાંનું એકેક તુરત આપવું:—

ક્લોમેલ (Calomil)....................................ગ્રેન ૧૮.
રૂહુબાર્બ પાઉડર (Powder Rhubarb.) ..............ગ્રેન ૨૪.

ઝાડો સાફ આવે નહી તો તે લાવવા માટે નીચલી મેળવણીનો ચોથો ભાગ દર ચાર કલાકે લેવો:—

એપસમ સાલ્ટ (Epsom Salts.)..........................આંઉશ ૧.
કારબોનેત ઑફ મેગનીશીયા (Magnes. Carb)..............ડ્રામ ૧.
ઈનફ્યુઝન ઑફ સેના (Infus of Senna)..................આંઉશ ૬.
પેપરમીન્ત વૉટર (Peppermint Water) ... ....... ......આંઉશ ૬.

અથવા, જો છાતી ઉપર થતું દબાણ અતી ઘણું હોય, અને દરદીને બીછાણાં ઉપર સુવાની, કે ખાંસવાની, અથવા ફેફસાં ફુગાવાની ધાસ્તી લાગતી હોય તો નીચલી જીનસોનાં ૭ પડીકાં કરી તેમાંનું એકેક બ બે કલાકે આપવું:—

ક્લોમેલ (Hydarg. Subchlorid)............ .......ગ્રેન ૧૮.
ઓપીયમ પાઉડર (Pulv. Opii) .......................ગ્રેન ૩.
કાઈનો પાઉડર (Pulv Kino).........................સ્ક્રુપલ ૧.

પણ દાંતમાં દુખારો થવા માંડે કે એ પડીકાં બંધ કરવાં. અથવા નીચલી મેળવણીમાંથી પોણું વાઈન ગલાસ દીવસમાં ચાર વખત આપવું:—

આયોડાઈડ ઑફ પોતેશીયમ (Potass. Iodid)..........ગ્રેન ૧૨ થી ૨૦
એપસમ સાલ્ટ (Magnes. Sulphas)....................ચમચા ૧॥.
ટીંકચર ઑફ હેનબેન (Tinct. Hyoscyami)...........ડ્રામ ૨.
સ્પીરીત ઑફ નાઈત્રીક ઈથર (Sprt. Æther Nitras) ...ડ્રામ ૨૬
ટીંકચર આફ સ્કવીલ (Tinct. Scillœ)................ડ્રામ ૧.
પાણી (Aqua)..........................................આંઉશ ૬.

નીચલી ગામઠી દવાઓનો ભુકો કરીને તેમાં ઉંદરનું પાણી ભેલી તેનો પાક બનાવવો અને તેમાંથી બે ડ્રામ દીવશમાં ત્રણ વાર ખાવો:—

બનફ્શાં ..........................ડ્રામ ૬.
જેઠીમઠનો શીરો....................ડ્રામ ૩.
તુખમે ખતમી........................ડ્રામ ૩.

ખોરાક.—કાંજી, ચાહે, પાંઉ એવોજ લેવો.

# કલેજાંનો વરમ.

## (Inflammation of the Liver=ઇનફ્લેમેશન ઑફ ધી લીવર.)

ઉત્પત્તીનાં કારણો.—અતી.ઘણી ચરબીદાર હાલત; ઘણો દારૂ પીવાની ટેવ; જોરમાં લાગેલો ફટકો અથવા મ્યાર; કલેજું નબલી હાલતમાં હોય ત્યારે જોરમાં થતી ઉલટીઓથી લાગતા મજબુત અચકા; ખરાબ તાવનું લાંબો વખત ચાલુ રેહવું; કલેજાનું ઘણું ગરમ થવા પછી, એકદમ થંડું પડી જવું; અને તીખાસદાર ખોરાકો.

નીશાણીઓ.—જમણી પાંસળી આગલ તીક્ષ્ણ દુખારો થાયછે; તે દાબ્યાથી વધેછે, ધીમે ધીમે આખી છાતી અને પેટ ઉપર વધી જાયછે, તેથી દમ લેવાની મુશકેલી પડેછે; સુકો ઠાંસો થાયછે; જમણી બાજુના ખભામાં સખત દુખારો થાયછે; આંખનો સફેદ ભાગ પીલો થાયછે; જીભ થગતાળી, પેશાબ થોડો, અને ઝાડો કબજ થાયછે; નાડી ભરેલી અને અતીઘણી જોહડકથી ઉડતી હોયછે; તાવનાં સઘલાં સાધારણ ચીન્હો જણાયછે; દરદી બેચેન અને સુસ્ત રેહછે; દરદનું જોર ઘણું હોયતો કોઈબી બારદુ તરફ સુવાતું નથી.

એલાજો.—કલેજાં ઉપર આસરે દોઢ દજન જળો મુકાવવી, અને ત્યાં ખસખસના પોસનો સેક કરવો; જુલાબો આપવા; દરદની જગાઉપર વેહટુરો અથવા બ્લીશતરો મુકવાં. ચાર ગ્રેન "કૅલોમેલ" (Calomel) અને અરધો ગ્રેન અફીનનો ભુકો એ બેઉ મેળવીને દાહડામાં ત્રણ વાર ફાકવો, અને દાંત દુખવા માંડે કે તે ખાવો બંધ કરવો. જો ઝાડો નહીં આવતો હોય તો નીચલી મેળવણીનો ચોથો ભાગ દર ચાર કલાકે લેવોઃ—

| | | |
|---|---|---|
| અપસમ સાલ્ટ (Epsom Salts) | આઉંશ | ૧. |
| કારબોનેત આફ મેગનીશીયા (Carb. of Magnes.) | ડ્રામ | ૧. |
| ઈનફ્યુઝન આફ સેના (Infus. of Senna) | આંઉશ | ૬. |
| પેપરમીંત વૉટર (Peppermint Water) | આંઉશ | ૨. |

એવાં દરદોમાં જલો મુકાવવી અને બીજી કોઈ સખત દવાઓ આપવી તે તંદરોરત બાંધાવાલા બીમારનેજ આપવી એ ધ્યાનમાં રાખવું. જો દુખારો ઘણો થતો હોય તો પા અથવા અરધો ગ્રેન "ઍસીટેટ આફ મારફીઆ" (Acetate of Morphia) રાતના પાણીમાં લેવું. જો

દરદ નરમ પડતું જણાય તો "નાઈત્રો મ્યુરીઍટીક ઍસીડ" (Nitro-Muriatic Acid)ના ત્રણ ટીપાં પોણું ગલાસ પાણીમાં દાહડામાં ત્રણ વખત પાવાં; અને એજ ઍસીડના બે ડ્રામ લેઈ તેને છ આંઉશ પાણીમાં મેળવી તેમાં બોળેલો કટકો કળેજાં ઉપર મુક્યા કરવો.

ખોરાક.—પેહેલાં માત્ર દુધ કાંજી ચાહે અને પાંઉ, પછી ઇંડાં ઈત્યાદી લેવાં.

---

## કલેજાંનો અંદરનો વરમ.

(Inflammation of the Interior of the Liver=

ઈનફ્લેમેશાન આફ્ ધી ઇંટીરીઅર આફ્ ધી લીવર.)

નીશાણીઓ.—અંદરના વરમમાં દુખારો ઘણો થતો નથી; કલેજાં ઊપર ભાર પડ્યો હોય એમ લાગેછે; દરદવાલો ભાગ દાબ્યાથી વધારે દુખતો નથી; ખમું'ી નરમ રીતે દુખેછે.

એલાજો.—નીચલી જીનસોની ત્રણ ગોળીઓ બનાવી અકેકી દાહડામાં ત્રણ વખત ગળવી, અને જો પેટ ઘણું આવે તો "પૉડૉફીલીન" કાહડી નાખવું:—

| | |
|---|---|
| બલુ પીલ (Pil. Hydrarg)...... ............ ........... | ગ્રેન ૯. |
| પૉડોફીલીન (Podophylline)................................ | ગ્રેન ૧॥. |
| કમપાઉન્ડ રહુબાર્બ પીલ (Pil. Rhii. Co)................. | ગ્રેન ૧૨. |
| એકસ્ત્રેક્ટ આફ્ હેનબેન (Ext. Hyoscyami) .... ......... | ગ્રેન ૯. |

અથવા નીચલી મેળવણીનું પોણું વાઈન ગલાસ દર ત્રણ કલાકે આપવું:—

| | |
|---|---|
| હાઈડ્રોક્લોરેટ આફ્ અમોનીઆ (Hydrochlor. of Ammon) ...ડ્રામ | ૧. |
| સકસ તેરેકસેસાઈ (Suc Taraxaci) ...............................આંઉશ | ૧. |
| સ્પીરીત આફ્ નાઈત્રીક ઈથર (Sprt. Æther Nitros)...........ડ્રામ | ૨. |
| ટીંક્ચર આફ્ સીનકોના (Tinct. of Cinchona)..................ડ્રમ | ૨. |
| ટીંક્ચર આફ્ હેનબેન (Tinct. of Hyoscyami)..................ડ્રામ | ૨. |
| પાણી (water).......................................................આંઉશ | ૬. |

કલેજાની જગા ઉપર રાઈના પલાસ્તરો મુકવાં; ગરમ શેક કરવા; "ટીંક્ચર ઑવ આયોડીન" લગાડવું; અથવા બ્લીશટરો મુકવાં.

ખોરાક.—દુધ, કાંજી, ચાહે પાઉ એટલુંજ ખોરાકમાં લેવું.

# કલેજાંનું પાકવું.

(Abcess of the Liver=ઍબ્સેસ આફ ધી લીવર.)

સઘલા ઉપાયો કરવા છતાં જો કલેજાંનો સોજો નહી અટકે તો પછી તે પાકવા માંડે છે.

નીશાણીઓ.—દરદી પીળાતો જાય છે; ચેહેરો સોહરાયલો અને ફીક્કો મારેછે; પેટ તણાઈ આવેછે; થંડીનાં લખલખાં ભરાય છે; આંગ ગરમ થાયછે; ખભાં કળેછે; પેટ છુટી જાયછે, અથવા મરડો વટીક થાયછે; કમળો જણાયછે; અને કલેજાં આગળ સેજ ઉઠાવ થયલો માલમ પડેછે.

એ વખતે નીચલી મેળવણીમાંથી પોણું ગલાસ દર ત્રણ કલાકે પાવું:—

| | | |
|---|---|---|
| ડાઈલ્યુટ નાઈત્રો મ્યુરીઍટીક ઍસીડ (Nitro-Muriatic. Acid Dil.)... | ડ્રામ | ૧. |
| ટીંકચર ઑફ સ્ટીલ (Tinct. of Steel)............ | મીનીમ | ૪૦. |
| હાઈડ્રો કલોરેટ ઑફ ઍમોનીઆ (Hydrochlorate of Ammon)... | ડ્રામ | ૧. |
| કમપાઉન્ડ ટીંકચર ઑફ સીનકોના (Comp. Tinct. of Cinchona)... | ડ્રામ | ૨. |
| અકશ તેરેક્શેશાઈ (Suc. Taraxaci)............ | આંઉશ | ૧. |
| પાણી (Water)............ | આંઉશ | ૬. |

જો મરડો થયો હોય તો ઉપલી દવાને બદલે ઝાડો અટકાવાની નીચલી દવાઈના ચાર ભાગ કરી અકેકો ભાગ દર ત્રણ કલાકે પાવો:—

| | | |
|---|---|---|
| કલોરોડાઈન (Chlorodine)............ | મીનીમ | ૪૦. |
| લાઈકર ઓપીયમ સીડેટીવ (Sedative Sol. of Opium)... | મીનીમ | ૩૦. |
| ટીંકચર ઑફ કાઈનો (Tinct. of Kino)............ | ડ્રામ | ૨. |
| ઈનફ્યુઝન ઑફ લાગવુડ (Infus of Logwood)......... | આંઉશ | ૬. |

જો કાંઈબી એવા ઉપાયો કારગત નહી લાગે અને કલેજુ પાકી તેમાં પરૂ એકઠું થાય તો કોઇ હુસીયાર વૈદને હાથે તે ફોડાંવવું અથવા "ટૅપ" કરાવવું. એવી રીતે ફોડીને પરૂ કાહડતાં પરૂ કોઈ વેળાતો એક અથવા બે બાટલી ભરીને બાહેર આવે છે.

---

# પેશાબની નળીનો વરમ.

(Urithritis=યુરીથ્રાઈટીશ.)

**ઊત્પતીનાં કારણો.**—આજાર, પરમો અથવા ચાંદી; ઘણો દારૂ પીવાની ટેવ; તીખાશદાર ખોરાક.

નીશાણીઓ.—પેશાબના માર્ગમાં ઘણી આગ બળે છે; પેશાબ જેમ-તેમ થોડી થાય છે, અથવા તદન બંધ થઇ જાય છે અને ફુક્કામાં અટકી રેહ છે; કોઇ વખત પાટલી ઉજલી રસી પેશાબની સાથે જાય છે; અને બેચેની ઘણી થાય છે.

એલાજે.—પીડુ ઉપર ખસખસના પોસનો શેક કરવો, અથવા ગરમ પાણીમાં એ પોસને ઉકાલી તેમાં દરદીને બેસાડવો. દુખતું ઘણું હોય તો નીચલી મેલવણીમાંથી પોણું વાઇનગલાસ દર ત્રણ કલાકે પીવું–

ટીંક્ચર આફ્ ઓપીઅમ (Tinct. Opii.).........મીનીમ ૪૦.
ટીંક્ચર આફ્ બેલેડોના (Tinct. Belladonnæ)......મીનીમ ૪૦.
પાણી (Aqua).................................આંઉશ ૬.

અથવા એક ડ્રામ "બાલશમ આફ્ કોપેવા" (Balsam of Copava) સાકરના શીરામાં દીવસમાં ત્રણ વખત પીવો, જો પેટ આવવા માંડે તો થોડો પીવો.

ખોરાક.—દુધનો અને કાંજીનો હલકો.

---

## મોટા આંતરડાંના નીચેના ભાગનો વરમ.

(Typhlitis=ટીફ્લાઇટીસ.)

ઊત્પંતીનાં કારણો.—આંતરડાંમાં એકઠા થયલા સુકા બીયાંઓ અથવા પેવશ થયલો કાંટો અથવા ટાંચણી આશપાશની જગા સોહરી-સોહરીને એ સોજો ઉપજાવે છે. ઝાડો કબજ રહ્યાથી તેનાં કઠણ ગાંઠો બંધાયાથી એવીજ રીતની અસર થાય છે, અથવા કાંઈ બાહેરથી થયલો જખમબી એમ સુજવે છે.

નીશાણીઓ.—દરદી, એ સોજાના દુખથી પીડાતો, પોતાની જમણી બાજુ ઉપર બીછાણાપર સુવે છે અને ગુઠણો વાળી દે છે. સોજાવાલી જગા ચહડેલી અને કઠણ બને છે. પેટમાં સખત દુખે છે અને અમરાય છે; પેટ આવે છે કે યા તો બંધ રેહ છે; પેટમાં પવન થાય છે; અડગરી, ઉછાળા અને ઉલટીબી થાય છે; જો દુખારો ઘણો હોય તો ગોળીઓમાં અને જાંગમાંબી કરતલ ચાલે છે. જો આંતરડાંની ઉપરના ચીકણાં પડ ઉપરબી સોજો થયો હોય તો તે મરજનો છેડો સારો ધારવો નહીં, કેમકે એ સઘલું પાકીને ફાટે છે અથવા અંદરથીજ ફુટે છે અને તેના જેહેરની અસરથી બીમાર મરણ પામે છે.

**એલાજો.**—પેટમાંની કસર કાહડવાને માટે, જો ઝાડો નહીં આવતો હોય તો, એરંડીયાનો હલકો જુલાબ આપવો, અને જો તેની અસર નહીં થાય તો ત્રણ ચાર કલાક પછી નીચલી મેલવણીની પીચકારી સફરામાં મારવી:—

| | | |
|---|---|---|
| એરંડીયું તેલ (Castor Oil)............ | ચમચો | ૧॥. |
| ટરપીનટાઈન (Turpentine).......... | ચમચો | ૧. |
| કાંજીનું પાણી (Gruel).................. | આંઉશ | ૧૦. |

પેટ ઉપર અલશીની પોલટીશો મુકવી અને જલદીથી તે બદલ્યા કરવાની યાદ રાખવી, દરદીને ગરમ પાણીમાં બેશાડવો; પીવા માટે સોડા તથા લેમોનેડ આપવો; દરદીને આરામશમાં રાખવો, અને હીલચાલ કરવા દેવી નહી; અને જો જમણી બાજુનો દુખારો ચાલુજ રેહતો તે ઉપર પાંચ છ જલો વલગાડીને તે જગાને સારી પેઠે શેકવી. અથવા જો ઉલટીઓ થતી હોય તો નીચલી મેલવણીનું પોણું વાઈન ગલાસ દર ત્રણ કલાકે આપવું:—

| | | |
|---|---|---|
| બીસમથ શબનાઈટ્રસ (Bismuth Subnitras)...................... | ડ્રામ | ૧॥. |
| ડાઈલ્યુટ હાઈડ્રોસીએનીક ઍશીડ (Acid. Hydrocyanic Dil.)...... | મીનીમ | ૧૫. |
| ટીંકચર આફ ઓપીઅમ (Tinct. Opii).................... | મીનીમ | ૪૦ થી ૬૦. |
| પાણી (Aqua)................................................ | આંઉશ | ૬. |

ચાર વરસના બાલકનેઓ ઉપલીજ દવા દર ત્રણ કલાકે એકથી બે ચમચી આપવી.

જો એ સોજો અથવા ઘડ ઘણાં દાહડા સુધી પાકે નહી અને જમણી બાજુ પંચાયાજ કરે તો તે પીગળી જાય તે માટે ચરબી એક આંઉશ લેઈ તેને સાહઠ ગ્રેન "આયોડાઈડ આફ અમોનીઅમ" (Iodide of Ammonium) સાથે મેળવીને તે ભાગની ઉપર દીવસમાં બે ત્રણ વખત લગાડવું. જો ચામડીની ઉપર ઘડ ઉપસી આવેલું જણાય તો બનેતો કોઈ કાબેલ ડાકતર પાસે તે ચીરાવવું.

**ખોરાક.**—બનતાં સુધી સંગીન ખોરાક આપવો નહી પણ સઘલોજ પાણી જેવો આપવો. જેમકે-દુધ, કાંજી, ચાહે, દુધ અને સોડાવાટર ભેળેલું ઈત્યાદી આપવું. જો અતી ઘણી નબલાઈ થઈ ગઈ હોય તો કૌત લાવવા માટે દુધ, ઈડાં, બીફ ટી, મલાઈ, વાઈન તથા બ્રાંડી આપવો.

## ગળાંનો વરમ.

( Diptheria=ડીફ્થીરીઆ. )

"ડીફ્થીરીઆ" એક અચીતું થનાર ભયભરેલું દરદછે. એક ચીકટ પડ ગળાંના અંદરનાં ભાગમાં અથવા દમ લેવાની નળીની ઉપર બંધાયછે અને તેથી હવાની આવજાવ નહીં થવાથી દરદી ગુંગલાઇને મરણ પામેછે. બાલકો અને મોટાંઓને તે એક સરખી રીતે થાયછે, પણ નબળાં શરીરનાં અને નાજુક બાંધાવાલાંઓને તે વધારે પકડેછે.

**નીશાણીઓ.**—તાવની સઘળી નીશાણીઓ જણાયછે; ચામડી ગરમ અને સુકી થાયછે; ગળું દબાયછે અને તેમાં કાંટા ભોકાતા હોય એવું લાગેછે; ઇંતેજારી અને નાકાંવતી વધારે થાયછે; અને નાડી નબલી અને પાટલી થાયછે. દરદનું જોર જેમ જેમ વધતું જાયછે તેમ તેમ સઘલાં ચીન્હોઓ વધારે સખત થતાં જાયછે; દબાયલાં ગળાંમાંથી ટુંકો સુકો ઠાંસો નીકળેછે; ગળું અંદરથી ગરમ અને રાતું થાયછે; અને દમ લેવાની મુશકેલી જહડફથી વધતીજ જાયછે. ગળાંની ગાંઠો, નળી, તાળવાં,ઇત્યાદી ભાગો ઉપર સોજો ચહડેલો જણાયછે અને તેઉપર એક ચીકટ પડ બંધાયછે,અને એજ પડ જો દમ લેવાની નળીની ઉપર આવ્યું તો તેનું સેવટ સારૂં આવતું નથી. એ વખતે દમ લેવાતોજ નથી, ગળાંમાંથી એક નવાઈ જેવો સાદ નીકળેછે, ઠાંસો થાયછે, અને શેવટે ગુંગળાયાથી બીમાર મરણ પામેછે. એ જહડફથી ઉડતું દરદછે, માટે આસપાસનાંઓએ સંભાલ રાખવી; ઘણી વખત ફક્ત દરદી બાલકને ચુમી લીધાથી એ દરદ તે ચુમી લેનારને ઉતરેછે.

**એલાજો.**—એમાં ઝાડો કબજ બી રેહ તોબી સખત જુલાબ આપવો નહી, અથવા કાઇબી બીજી રીતે નબલા પડેલા બાંધાને વધારે નબલો કરવો નહી. મોટા માણસે થોડું એરંડ્યાંનું તેલ અથવા એક "કુમપાઉન્ડ રૂહબાર્બ પીલ" ( Pil. Rhoi. Co. ) લેવી; અને બાર વરસના બચાંને નીચલું પડીકું આપવું, અને જેમ જેમ તે વયે નાંખલું હોય તેમ તેમ તેમાંનું થોડું આપતા જવું:—

સ્કેમની પાઉદર (Pulv. Scammon.)......................ગ્રેન ૬.
જેલપ પાઉદર (Pulv. Jalap.)..............................ગ્રેન ૫.
ગ્રે પાઉદર (Pulv. Hydragyc. Creta )...............ગ્રેન ૩.

ઝાડો આવ્યા પછી થોડેવારે ઉલટી કરવા માટે વીસ ગ્રેન "ઇપીકાકુઆના પાઉદર" ( Pulv. Ipecac. ) તથા પાંચ ગ્રેન "બાઇકાર-

બોનેટ આફ ઍમોનીઆ" (Ammon. Bicarb.) બેઉ સાથે પાણીમાં ભેળીને પી જવાં. બાલકને છેક ગળાસુધી ગરમ પાણીમાં બોળી કાહડવું. ગળાં ઉપર ગરમ ગરમ પોલટીસો મુક્યાજ કરવી. બચાંને ઉલટી લાવવા માટે એક ચમચી અથવા બબે ચમચા "ઇપીકાકુઆના વાઇન" (Vin. Ipecac.) અને "ઍન્ટીમોનીઅલ વાઇન" (Vin. Antimonial) સાથે ભેળીને બચાંની વય મુજબ આપવા. આંગળાં ઉપર કપડું વીટાલી તે ફટકીના બારીક ભુકામાં બોલીને તે ભુકો ગળાંમાંનાં પડ ઉપર વારંવાર લગાડ્યા કરવો, અને બંધાયલું પડ આંગલાંવડે તોડી નાખવું. પગને ગરમ પાણીની બાટલીઓ લગાડીને ગરમ રાખવા. બરફના કટકા મોહડાંમાં આપવા. "લાઈકૉર ફેરી પરકલોરાઇડી ફ્રાશીયર" (Liq. Ferri Perchloridi) નાં વીસ મીનીમ અને બે આંઉશ "ગ્લીસરીન" (Glycerine) સાથે મેળવીને અરધી ચમચી જેટલું દર કલાકે પાવું, અને દરદ નરમ પડ્યા પછી દર બે કલાકે આપવું; ઉપલાં "લાઈકૉર" ને બદલે "લાઈકૉર ફેરી પરનાઇત્રેતીસ" (Liq. Ferri Pernitratis) બી હશેતો ચાલશે, અને એ દવા પીવાના વૃચગાળેના વખતમાં વીસ ગ્રેન ટંકણખાર તથા બે આંઉશ "ગ્લીસીરીન" મેળવીને અકેકી ચમચી પાવો. અથવા ત્રીસ ગ્રેન "કલોરેટ આફ પોટેશ" (Potas. Chlorat) બે આંઉશ પાણીમાં મેળવીને તેમાંથી અકેકી ચમચી દર બે કલાકે પાવી. અથવા ગંધકનાં ફુલને એક કવીલની મોકલ નળીમાં ભરીને ગળાં ઉપરનાં પડ ઉપર ફુકવાં, અથવા હાથે કરીને તે ફુલોનો ભુકો તેની ઉપર લાગુ પાડવો. થંડી હવાની ફુંકથી દરદીને બચાવવાની સઘલી સંભાલ રાખવી. જો કમરમાં ગુરદા આગલ દુખારો થાય તો તે જગ્યા ઉપર અલશીના આટાનો શેક કરવો અને રાઈ મારવી. જો ખોરાક ગળાંમાંથી ઉતારી શકાતો નહી હોય તો મલાઇ, "બીફ ટી," અને પોર્ટ વાઇન એ ત્રણેને મેળવીને તેની પીચકારી સફરામાં પેવશ કરવી. ચાર આંઉશ જલદ સરકાને વીસ આંઉશ ઉકળતાં પાણીમાં ભેલી તેનો બાફ બીમારનાં ગળાંમાં આપવો.

**ખોરાક.**—પાટળો ખોરાક લેવો, જેવો કે–દુધ, મલાઇ, સેરવો, અરધાં બાફેલાં ઇડાં, ચેમપેન, પોર્ટવાઇન, તથા કલારેટ પાવો.

---

## થાનનો વરમ.

(Inflammation of the Breast=ઇનફલેમેશન આફ ધી બ્રેસ્ત.)

**ઉત્પતીનાંકારણો.**—થાનને લાગેલો ભીનાસ અથવા શરદી;

ભીના રહેલા પગો; મનની ચીંતા; દુધનું અતી ઘણું ધાઈ આવવું અને તેથી થાનોમાં થયલું ખેંચાણ; ટીચકી અંદર ખેંચાઈ જાયછે; થાનોને થયલું અતીઘણું દબાણ; અથવા અચાનક લાગેલો ફટકો. એ દરદ ઘણું કરીને બચાંના જનમ પછી પાંચ છ અઠવાડીઆં સુધીમાં થાયછે; જો કે જીંદગીના કોઈબી વખતમાં જણાવાનો સંભવ તો અલબતાં રેહેછે.

**નીશાણીઓ.**—અંગ ગરમ અને બેચેન થાયછે; થાન કઠણ, ગાંગડાવાળાં; અને ગરમ થાયછે, અને તેઓમા દુખારો ચાલેછે; છાતીમાં અને બગલમાં સખત પેન મારેછે; નાડી જહડફમાં ચાલેછે; માથું અને કમર સખત દુખેછે; અને જો એ ઉતારવાના ઉપાયો નહી લેવાયા અથવા તે કારગત નહી લાગાતો તે પાકવા માંડેછે.

**એલાજો.**—જો થાનો દુધથી ઘણાં ભરાઈ ગયાં હોય, અને બાલકથી દુધ ખેંચાઈ શકાતું નહી હોય તો જેમ બને તેમ જલદી કંઈબી ઉપાયથી તેમને ખાલી કરવાં, કોઈ આયા કે દાશી હોય તેને ધવડાવવી, અથવા બે ત્રણ કુતરાંનાં બચાંઓ જેવોની આંખો નહી ઉઘડી હોય તેઓને ધાવતાં મેલવાં અને જો એ બેઉ નહીંજ મળી શકેતો દુધ કાહડવાનો બુંબો વાપરવો. અથવા જો બીમાર મજબુત બાંધાની હોય તો થાન ઉપર દજન એક જલો મુકાવવી અને તેમની ઉપર પછી શેક કરવો. ઝાડો સાફ આવતો રાખવો, અને તેટલા માટે ત્રણ ગ્રેન "કમપાઉન્ડ રહબાર્બ પીલ" (Pil. Rhei. Co.) દર ચાર કલાકે આપવી, અને પેપરમીંત વૉટરમાં એક ચમચી "એપસમ સાલ્ટ" (Epsom Salts) અને થોડોક "કારબોનેટ આફ મેગનીશીઆ" (Carbonate of Magnesia) નાખીને દર છ કલાકે પાવું. અને થાન ઉપર નીચલી મેળવણી ચોપડવી, અને તે દર પાપા કલાકે કર્યા જવું:—

| | | |
|---|---|---|
| કેમફોરેટેડ ઑઈલ (Camphorated Oil) | આંઉશ | ૧. |
| સલફયુરીક ઈથર (Sulphuric Æther) | ડ્રામ | ૩. |

અથવા નીચલી મેળવણીમાં કપડું બોળી તે થાન ઉપર મુકવું:—

| | | |
|---|---|---|
| નવસાગર | ડ્રામ | ૩. |
| સુરોખાર | ડ્રામ | ૩. |
| વાઇનનો સ્પીરીત | આંઉશ | ૧. |
| પાણી | આંઉશ | ૬. |

જો આખરે થાન પાક પરજ ચહડે તો જેવું ચીરાવા લાયક થાય તેવુંજ ચીરાવવું, તેની ઉપર શેક કરવો, અને ચીરો જલદી બંધ નહી થઈ જાય તેટલા માટે તેમાં જરાક ઘાનું કપડું ખોસી રાખવું.

ગામઠી દવાઈઓ. એ છે કે-દાણુંલાખ તથા મોરદાસંગ એ બેઉને બારીક વાટીને ગોલાબનાં અથવા તલીનાં તેલમા મેળવીને થાન ઉપર ચોંપડવું. અથવા, સફેદ જીરૂં કુટીને સરકામાં મેળવીને ચોપડવું. અથવા મસુરની દાલ રાંધીને તે સરકા સાથે ખવાડવી, અને તેજ બેઉ મેળવીને થાન ઉપરબી લગાડવી. અથવા શદાબનાં પાતરાં પકવાનમાં નાખીને ખવાડવાં, અને તેજ પાતરાં છુંદીને દરદી ભાગ ઉપર બાંધવાં. ખાણામાં સફેદ જીરૂં ઘણું લેવું.

ખોરાક.—નબલઈ ઘણી થાય તો સઘલો પુષ્ટીકારક ખોરાક આપવો. રાંધેલાંમાં સફેદ જીરાનો ઘણો ઉપયોગ કરવો, અને અગત પડતો વાઈનબી લેવો.

---

# ફેફસાને લગતાં દરદો.

## દમ અથવા હાંફણ.

( Asthma=એસ્થમા. )

એ એક એવું દરદ છે કે તે કોઈજ વખત તદન સારૂં થઈ શકેછે; જઈફ પુરૂષોને એ વધારે થાયછે અને તેઓમાંથી એને દુર કરવાની મુશકેલીછે. દમ બે જાતનો થાયછે, 'ભીનો' અને 'સુકો.' ભીના દમમ થુક અને બલગમ પડેછે, સુકામાં મુદલ પડતો નથી અથવા ઘણોજ જુજ પડેછે.

ઉત્પંતીનાં કારણો.—એ કેટલીક વખત વારસામાં મળેછે. બીજાં કારણો,–છાતીનો કઢંગો બાંધો; ઘણું દોડવાની કસરત; શરીરમાંથી પડતી પ્રવાહીઓનું બંધ થવું, જેમકે દસતાનનું અથવા હરસનાં લોહીનું; નજલાનું અંચીતું અંદર બેશી જવું; અથવા ગોવરૂ, સહીએડ ઈત્યાદીનું અંદર બેશી જવું; છાતીને એકાએક લાગેલી સરદી, અથવા થંડો પૂર્વે તરફનો પવન; અંચીતા ઉત્પંત થતા મનના જોસ્સાઓ જેમકે ધાસ્તી અથવા અજાયબી અથવા નાસીપાસીનાં. ટુકાંમાં જેબી કારણો ફેફસામાં થતો લોહીનો ફેલાવો અટકાવે અથવા તેઓને બરોબર પવનથી ખોલાં થતાં અટકાવે તે.

**નીશાણીઓ.**—દમ ઉતાવલેથી લેવાયછે પણ તેમાં ઘણી મેહેનત પડેછે, અને પવન 'વીઝ-વીઝ' કરતા આવાજે બાહેર નીકળેછે, કેટલીક વખત દમ લેવાની મુશકેલી એટલી વધી પડેછે કે દરદીને ઉભાજ રેહવું પડેછે કેમકે સુતેલી હાલતમાં તે ગુંગલાઈ જવાની ધાસ્તીમાં રેહછે

હાફણનું અંચીતું જોર, અથવા "ચમકની હાફણ" ત્યારેજ થાયછે કે જ્યારે દરદીએ છાતીને સરદી પોંહચાડી હોય, અથવા ભીનાં કપડાં પેહેર્યાં હોય અથવા ભીની જગા ઉપર સુતો બેઠો હોય. શરૂઆતની નીશાણીઓમાં બેચેની અને સુસ્તી ઉપજેછે; ગળામાંથી કઠોર સાદ નીકળેછે; સખત હાંસો થઈ આવેછે; છાતી ઉપર ભાર લાગેછે, અને દમ લેવાતો નથી. એ પછી આંગ ગરમ થાયછે; માથું દુખે છે; ઉછાળા થાયછે; છાતી ઘણીજ દબાયલી અથવા ભારી થાયછે; હૈડાંનો ધપકારો જોરમાં થાયછે; નાડી નબળી પડેછે; આંખમાંથી પોતાનીજ મેળે આંસું ખરેછે; અને પીત સાથની ઉલટીઓ થાયછે. એ સઘલી બીમારી રાત પડતાં ઘણી વધેછે, દરદીને સુખ ગમતું નથી, અને થંડી હવાની અતી ઘણી ખાએશ રાખે છે.

**એલાજો.**—દમવાલા માણસે હમેશાં આંગમાં ગરમ કપડાં રાખવાં; પગને સરદી કદીબી લાગવા દેવી નહી; અને પરસેવો છુંટથી બડતો રાખવો. તેને ખુલ્લી અને મધ્યમસર ગરમ હવામાં રેહવું; કસરત કરતા રેહવું, ચાલવાને, ઘોડા ઉપર ફરવાને, અથવા ગાડીમાં ફરવાનેબી કદી ચુકવું નહી. દમનો જેવો હુમલો થઈ આવે તેવાજ પગોને ગરમ પાણીમાં બોળી રાખવા, અને પછી મજબુત રીતે ઘસડીને નુછી નાખવા; દુખવાલી જગા ઉપર ગરમ શેક કરવો અથવા તેની ઉપર ગરમ દુધ અને પાણીની ભરેલી રબરની કોથળીઓ મુકવી, અને પગો ઉપરબી પોલટીસો મુકવાને ચુકવું નહી. ઉલટી આવે તેને માટે વીસ ગ્રેન "ઈપીકેકુઆના પાઉદર" (Ipecac. powder) અને વીસ ગ્રેન "સલફેટ આફ ઝીંક" (Sulphate of Zhinc) ભેલીને ગરમ પાણીમાં પાવું; અથવા એક ચમચો રાઈ અથવા નીમક ગરમ પાણીમાં ડોહવીને પીવું. ઉલટી લાવવી એબી એક ફાયદાકારક ઈલાજ છે. ઘણીજ રંગદાર કાફીબી પીવાથી ગુણ થાયછે. જો દમ ભીની જાતનો હોય તો ઉલટીની દવાથી વામીટ કરાવ્યા બાદ નીચલી મેળવણીમાંથી બબે ચમચા દર ત્રણ કલાકે લેવા, અને બીજે દીને એરંડ્યાંનો જુલાબ આપવો:—

| | | |
|---|---|---|
| નાઈટર પાઉડર (Potas. Nitras) | સ્ક્રુપલ | ૧. |
| તારત્રેટ આફ એનતીમની (Antimon. Tartarat.) | ગ્રેન | ૨. |
| પેપરમીંત વોટર (Aqua Piperitæ) | આંઉશ | ૬. |
| ટીંકચર આફ લોબેલીઆં (Tinct. of Lobelæ.) | ડ્રામ | ૨. |

ઉપલી દવા નબલા બાંધાના દરદીને નહી આપવી. બખબતાં

પાણીનો બાફ દમમાં લેવો. અને નીચલી મેળવણીમાંથી એકેક ગલાસ દર બે કલાકે લેવું:—

બાઈકારબોનેટ આફ એમોનીઆ (Ammon. Bicarb)........ગ્રેન ૩૦.
વાઈન આફ ઈપીકાકુઆના (Vin. Ipecae).................ડ્રામ ૧.
ઑાકસીમેલ આફ સ્કવીલ (Oxymel. Scillæ)..................ડ્રામ ૩.
ડીકોકશન આફ સેનીગાર રૂટ (Decoct. Senega)...........આંઉશ ૬.

અથવા બાર ગ્રેન "બ્લુ પીલ" (Pil. Hydrarg.) અને ચાર ગ્રેન "પાઉડર આફ સ્કવીલ" (Pulv. Scillæ.) સાથે ભેળીને તેની ચાર ગોળીઓ બનાવવી અને એકેકી દર ત્રણ કલાકે લેવી. જો સોજેબી ગળાની નળી ઉપર થયો હોય તો છાતી ઉપર ટરપીનટાઈન મસળીને તે ઉપર અળસીનાં આટાનો સેક કરવો. પાંચ પાંચ મીનીમ "ફાઉલર્સ સોલ્યુશન (Fowler's. Solution) પાણીમાં નાંખીને પીવો. અથવા નીચલી મેળવણીનાં આઠ પડીકાં કરી એકેકું પડીકું દર ત્રણ કલાકે લેવું:—

સમણુસનાં મુળીયાં ......................ડ્રામ ૨.
અનીસુન. ..................................ડ્રામ ૨.
કાળાં મરી ................................ડ્રામ ૧.
કપુર...........................................ગ્રેન ૮.
અફીન ........................................ગ્રેન ૧ થી ૨.

અથવા નીચલી જીનસો મેળવીને તેમાંથી પાંચ-પાંચ ગ્રેનની એકકી ગોળી બનાવવી અને તેમાંથી બે થી ચાર ગોળીઓ દર ત્રણ કલાકે પાણીમાં લેવી:—

કસતુરી ...................................ડ્રામ ૦ા-
સુંઠ ........................................ડ્રામ ૧.
કાળાં મરી ...............................ડ્રામ ૧.

અથવા, વીસ ગ્રેન "હાઈડ્રેટ આફ ક્લૉરલ" (Hydrate of Chloral) તથા પંદર ગ્રેન "બ્રોમાઈડ આફ પોટેશીઅમ" (Bromide of Potassium) બેઉ સાથે પાણીમાં મેળવીને પીવાં, અને અગત પડતે ચાર ચાર કલાકે ચાલુ રાખવાં. અથવા નીચલી જીનસો મેળવી તેમાંથી અરધા અથવા એક ડ્રામ જેટલું દિવસમાં ત્રણ વખત મધમાં ચાટવું:—

કાંકડાશીંગ .........................ડ્રામ ૧.
કાયાફલની છાલ.....................ડ્રામ ૧.
કાળી દરાખ...........................ડ્રામ ૧.

અથવા નીચલી જીનસોને ભેળીને ઉકાળવી અને ત્રણ આંઉશ જેટલું રાખી તે દાહડામાં ત્રણ વાર લેઈ પુરૂં કરવું:—

| | |
|---|---|
| અરડુસાનાં પાંદડાં ............ | ડ્રામ ૩. |
| પીપળનો ભુકો ............ | ડ્રામ ૪. |
| પાણી ............ | આંઉશ ૬. |

અથવા નીચલી ચીજને મેળવી તેની ચાળીસ ગોળીઓ બનાવી દાહડામાં એકથી ત્રણ ગોળીઓ ગળવી:—

| | |
|---|---|
| લવંગનો ભુકો ............ | ડ્રામ ૦॥. |
| અફીન ............ | ગ્રેન ૨૦. |
| તજનો ભુકો ............ | ડ્રામ ૦॥. |
| કપુરનો ભુકો ............ | ડ્રામ ૧. |
| ગેહરનો ભુકો ............ | ગ્રેન ૨૦. |

## સરકમ.

(Cold, or Catarrh—કોલ્ડ, ઓર્ કટાર્.)

ઉત્પતીનાં કારણો.—સરદી અથવા ભીનાશ; રાતના થારમાં ઊંઘાડાં ફરવું. ઈત્યાદી.

નીશાણીઓ.—માથું ભરેલું અને ભારી થાયછે, આંખો ગરમ અને લોહાયલી થાઈ આવેલી હોયછે; આંખોમાં પાણી પડેછે; નાકમાંથી પાણી ગળેછે; આવાજ જાડો અને ખોખરો નીકળેછે; અને ખાંસીબી થાયછે.

એલાજે.—રાતના આડેક વાગાને સુમારે ગરમ પાણીએ નાહવું, અને ઘશાડીને આંગ લુછવું, એ પછી એક કલાકે નીચલું પડીકું લેવું.—

| | |
|---|---|
| નાઈતર પાઉડર (Potas. Nitras) ............ | ગ્રેન ૮. |
| અફીન (Pulv. Opii) ............ | ગ્રેન ૧. |
| ઈપીકાકુઆના (Pulv. Ipecac.) ............ | ગ્રેન ૧. |

એ પછી અરધેક કલાકે ગરમ-ગરમ કાંજી પીવી અને બીછાણાં ઉપર વધારે ઓઢવાનાં ઓઢીને સુવું, અને કોઈબી રીતે ઘણો પરસેવો પાડવાની તજવીજ કરવી. અથવા નહી તો સુવા અગાઊ ગરમ પાણીમાં પગો જાહેરવાની યાદ રાખવી, અને તુરતજ બીછાણાં ઉપર ગરમ ઓઢીને સુવું. જો બીજે દીન સુધીબી સરકમ તેવાજ જોરથી જારી રેહતો, ગરમ પાણીમાં, બીજે દીને સાંજેબી પગો જારીને નીચલું પડીકું પીવું અને પછી ગરમ કાંજી પીવી:—

ડોવર્સ પાઉડર (Pulv. Doveri.).. ............................ગ્રેન ૧૦.
ઍનતીમોનીઅલ પાઉડર (Pulv. Antimonialis.) ............ગ્રેન ૪.

અથવા આએ ત્રણુ જીનસો ભેળીને અને બારીક છુંદીને તપખીરની મીશાલે સુંઘવી,–કપુરનો ઝીણો ભુકો, "ટેનીક ઍસીડ" (Tannic Acid) "સેલીસીલીક ઍસીદ" (Salicilic Acid) એ બધું સરખે ભાગે લેવું.

સરકમ થવાની જેવી નીશાણીઓ માલમ પડે કે રાતે સુતી વખતે ગરમ કાંજી અથવા ઉકાળેલું જવનું પાણી ગરમ પીવું, અને "ડોવર્સ પાઉદર"નું દસ ગ્રેનનું એક પડીકું પાણી સાથે ફાકવું. ગળાંની આસપાસ ગરમ કપડું વીટાલેલું રાખવું, અને ગરમ પાણીમાં પગ બોળતી વખતે તે પાણીમાં થોડીક રાઈ નાખવી. "સલફ્યુરીક ઈથર" એક આંઉશ જેટલો સીસીમાં ભરી રાખવો અને તેમાંથી બે ડ્રામ જેટલો જોરથી દીવસમાં બે ત્રણ વાર સુંઘવો. જો સરકમનું જોર ઘણો વખત સુધી ચાલુજ રેહ તો છાતી ઉપર સખત રાઈ મારવી, હંતરડીનો શેક કેરવો, ઝાડો સાફ લાવવા એરંડીયાંનો જુલાબ લેવો અને પેટ આવ્યાં પછી એક ગ્રેન "ટારટર ઍમેટીક" (Tartar Emetic), અને એક ડ્રામ "નાઈત્રેત આફ પોતેસ" (Nitrate of Potash) ને છ આંઉશ પાણીમાં ભેળવાં અને તેમાંથી એકેકું લીકર ગલાસ દર ત્રણ કલાકે પીવું. જો સરકમ જોરમાં હોય અને તાવબી હાજર હોય તો નીચલી જીનસોને ચાળીસ આંઉશ પાણીમાં ઉકાળવી અને તેમાંથી અરધું પાણી રૂહ એટલે ઉતારી પાડી ગાળી નાંખી બેથી ચાર આંઉશ જેટલું ત્રણ ત્રણ કલાકે પીવું:—

બનફ્શા ..................................ડ્રામ ૪.
કાસનીનાં બીજ ........................ડ્રામ ૯.
જેઠીમધનાં મુળીઆં ...................ડ્રામ ૯.
સોંફ્રા... ... .............................ડ્રામ ૬.

જો ખાંસીબી થઈ હોય અને ઘાંટું પડયું હોય તો નીચલી મેળવણીને ઉકાળીને તેમાંથી બે રતલ જેટલો ભાગ રાખી એકેક આંઉશ દાહડામાં ચાર વખત પીવું; એ ઘણું સરસ શરબતછે:—

બનફ્શા ..................................રતલ ૧.
સાકર ......................................રતલ ૨.
પાણી .......................................રતલ ૩.

પાણી ઘણુંજ ઓછું પીવું. જો ચોવીસ કલાક સુધી લાગટ પાણી નહી પીધું હોય તો સરકમ નરમ પડી જાયછે.

# ખાંસી.

(Cough=કફ.)

**ઊત્પતીનાં કારણો.**—છાતીને લાગેલી સરદી; ઠંડી હવામાં અથવા રાતના ઠારમાં ખોલ્લું ફરવું; દમ લેવાની નળીમાં થતા સોજો.

**નીશાણીઓ.**—પેહલાં સરકમ થાય છે, અને તે ઘણો વખત ચાલુ રહયા બાદ ખાંસી ઊત્પન્ન થાયછે; છાતી ઊપરથી પડતા બલગમનો રંગ પેહેલાં ઊજલો હોયછે. પણ ખાંસી નરમ પડવા આવતાં તે બદલાઈને પીલો થાયછે.

**ઈલાજો.**—જો થોડો સાદો ઢાંસો થયો હોય તો નીચલી મેલવણીના બગે ચમચા અવારનવાર લેવા:—

કમપાઊન્ડ આમંડ કનફેક્શન (Comp. Confect. of almond) આઊસ ૦॥.
સીનામન વૉટર (Cinnamon water)........................ આંઊસ ૬.

એ બેઊને પેહેલાં મેળવવાં અને તેમાં નીચલી મેલવણી ઊમેરવી:—

સ્પીરીત આફ સ્વીત નાઈતર (Sprt. of sweet nitre) ..ડ્રામ ૨.
સ્પીરીત ઑફ મીનડરીરસ (Sprt. of mindererus)...આંઊસ ૧.
સીરપ આફ ટોલુ (Syrup of tolu)... ..................ડ્રામ ૬.
ઍનતીમોનીઅલ વાઈન (Antimonial wine) ............ડ્રામ ૨.

જો ખાંસી સરકમ અથવા સરદી સાથે થઈ હોય, અને નાકમાંથી પાણીની અતીઘણું વેહતું હોય તો નીચલી મેળવણીમાંથી એકેકો ચમચો દર ત્રણ કલાકે લેવો, અને સુતી વખત બે ચમચા લેવા:—

સીરપ આફ સ્કવીલ (Syrup of Squills)............આંઊસ ૧.
સીરપ આફ ટોલુ (Syrup of Tolu)..................આંઊસ ૧.
ઍનતીમોનીઅલ વાઈન (Antimonial wine).........આઊસ ૦॥.
સ્પીરીત આફ મીનડરીરસ (Sprt. of mindererus)...આંઊસ ૧.
મયુસીલેજ આફ ગમ એરેબીક (Muc. of gum arabic) આંઊસ ૧.
પેરીગોરીક (Paregoric) ..........................આંઊસ ૦॥.
સ્પીરીત ઑફ નાઈતર (Sprt. of nitre)..............આંઊસ ૦॥.
પેપરમીત વૉટર (Mint water)........................આંઊસ ૨॥.

સરદીની ખાંસીની વખતે ગરમ પાણીએ સુતી વેલા પગો સેકવા અને તેમને ઘસડીને લુછી નાખવા, દસ ગ્રેન સુરાખારને થોડાં ગરમ પાણીમાં મેલવી તે પીવો, અને તે પછી આંગ ઊપર બરાબર ગરમ

ઓઢીને સુઈ જવું. અને જો પરસેવો પડેલો માલમ પડે તો લુછી નાખી બીજા કપડાં પેહરવાં:

નીચલી જીનસોની બાર ગોળીઓ કરી તેમાંની બબે રાતે ગળવી, એ ગોળીઓ ગુચવાલી ખાંસી ઊપર ફાયદો કરશે:—

કમપાઊન્ડ એસેફ્ટીડા પીલ (Pil. Assafœtidæ Co.)... ડ્રામ ૦॥.
કમપાઊન્ડ સ્કવીલ પીલ ( Pil. Scillæ Co. )............ડ્રામ ૦॥.

અથવા, નીચલી મેલવણીમાં થોડી સાકર ડોહળીને, તેમાંથી એકેક ચમચો દીવશમાં ત્રણ વાર પીવો:—

| | | |
|---|---|---|
| એસીટમ આફ સ્કવીલ (Acetum. Scillæ)................... | ડ્રામ | ૨. |
| સ્પીરીત આફ નાઈટ્રીક ઈથર (Sprt. Æther. Nitros)...... | ડ્રામ | ૪. |
| ટીંકચર આફ ડીજીટેલીસ (Tinct. Digital).................. | ડ્રામ | ૧. |
| પાણી ( Aqua )........................................... | આંઊસ. | ૪. |

અથવા નીચલી મેલવણીમાંથી એક ચમચી જેટલું દીવશમાં ચાર વાર પીવું:—

| | | |
|---|---|---|
| ડોવર્શ પાઊડર (Pulv. Doveri.)............................ | ડ્રામ | ૦॥ |
| કમપાઊન્ડ ટ્રેગેકેન્થ પાઊડર ( Pulv. Tragacanth. Co )... | ડ્રામ | ૩. |
| સીરપ આફ ટોલુ (Syrp. Tolutanus. )................... | આંઊસ | ૧. |
| મધ (Mel)................................................... | આંઊસ | ૧. |
| એકસટ્રેકટ આફ હાપ્સ (Ext. Supuli)........................ | આંઊસ | ૦॥. |

અથવા ખાંસી અને સરકમ માટે નીચલી મેલવણીને ઉકાળી તેમાંથી શોલ આંઊશ જેટલું રાખી થંડું પાડીને બબે આંઊશ દીવશમાં ત્રણ વખત લેવું:—

| | | |
|---|---|---|
| બનફશા............ | ડ્રામ | ૬. |
| ઊનાબ ............ | નંગ | ૨૦. |
| અંજીર ............ | નંગ | ૫. |
| તુખમે ખતમી......... | ડ્રામ | ૧૦. |
| પાણી............ | આંઊસ | ૪૮. |

અથવા, ખખલતાં પાણીમાં "કલોરોફોર્મ" ના ત્રીશ મીનીમ નાખીને તેનો વાસ અથવા બાફ લેવો.

અથવા, નીચલી મેલવણીના બબે ચમચા દર ત્રણ કલાકે લેવા:—

| | | |
|---|---|---|
| નાઈટ્રેત આફ પોટેશ (Nitrate. of potass) ...... | ડ્રામ | ૦॥. |
| ટારટર એમેટીક (Tartar emetic)................... | ગ્રેન | ૩. |
| કેમ્ફર વાટર (Camphor. water).................. | આંઊસ | ૬. |
| લાડેનમ ( Laudanum ) ............................ | ડ્રામ | ૧. |

લાંબા વખતની ખાંશીને માટેનો ગામઠી એલાજ નીચે મુજબનો છે; એ મેલવણીને સારી પેઠ ઉકાળવી અને છેક સીરા જેવી કરવી અને પછી ઉતારી થંડી પાડી બાટલીમાં ભરી રાખવી, અને તેમાંથી એકેક આંઊસ જેટલી દીવસમાં ત્રણ વખત પીવીઃ—

| | | |
|---|---|---|
| સુકો જંગલી કાંદો................ | ડ્રામ | ૧. |
| સુકો અંજીરનો ભુકો................ | આંઊસ | ૧. |
| અનીસુનનો ભુકો................ | આંઊસ | ૦।. |
| કાલી દરાખ................ | આંઊસ | ૨. |
| મીઠી બદામનો ભુકો................ | આંઊસ | ૧. |
| સુંઠનો ભુકો................ | ડ્રામ | ૨. |
| મધ................ | રતલ | ૨. |
| પાણી................ | આંઊસ | ૪૦. |

---

## બલગમી ખાંસી.

( Bronchitis=બ્રૉનકાઈટીસ. )

ઊતપંતીનાં કારણો.—ફેફસાંની હવા લેઇ જનારી નળીઓ જેઓને "બ્રૉનકીઅલ ટ્યુબ્સ" (bronchial tubes) કેહ છે તેઓની ઉપર સોજો આવવાથી એ ખાંસી થાય છે.

એ ખાંસીને ત્રણ જાતમાં વેંહેચી નાખી છે,—તીક્ષ્ણ ખાંસી, ચાલુ ખાંસી, અને જઇફ઼ીની ખાંસી.

---

## ૧—તીક્ષ્ણ ખાંસી.

નીશાનીઓ.—સરકમનાં સઘલાં સાધારણ ચીન્હો માલમ પડે છે; ધ્રુજરી થાય છે; તાવના જોરથી આંગ બધું તપી આવે છે; દમ લેવાની મુશકેલી પડે છે, અને ધીમે ધીમે તે વધતીજ જાય છે; હવાની નળીઓ ભારી અને કઠોર જેવી લાગે છે; હૈડાની જગા તંગ થતી હોય એમ જણાય છે; પહેલાં તો ટુકો અને સુકો ઠાંશો થાય છે અને બલગમ ઘણોજ થોડો પડે છે, પણ બાર ચઊદ કલાકો વીત્યા પછી બલગમ અતીશય પડવા માંડે છે, તે ઇંડાની સફેતી જેવો પડે છે, અને તેમાં લોહીના જીણા-જીણા રેશાઓ દીસે છે. દરદી દમ લે છે ત્યારે 'વીઝ-વીઝ' કરતો આવાજ નીકલે છે; અને લોહીની મેલવણી અથવા રંગ, હવા સાથ

બરાબર નહીં મલ્યાને સબબે, ફેરવાયાથી હોઠો અને ગાલો ઉપર રાખ જેવો રંગ દેખાય છે. રાતના ખાંસી, દમ લેવાની મુશકેલી અને બેતેજારીમાં વધારેજ થતો જાય છે, અને તાવની અસરથી વધે છે. આશા આપનારા કેશોમાં એ સઘળા ચિન્હો ચોથા દીવસ સુધીમાં નરમ પડતા જાય છે, અને દરદી કરાર પામે છે. શરૂઆતથીજ એ દરદમાં અતીઘણી નબલાઈ થ.ય છે, માથું દુખે છે, ફેર આવે છે, અને કોઈ વખતનો બીમાર બકબકરી કરે છે.

એલાજો.—પેહેલા એક હલકો જુલાબ આપવો, અને તેમાં તે, પદર ગ્રેન "જૅલપ" અને પાંચ ગ્રેન "કૅલોમેલ" લેવા અને તે પાણીમાં મેળીને આપવા; ગરમ પાણીએ નહવડાવવો; અને ઊલટી કરાવા માટે આએ નીચલી મેલવણીના બબે ચમચા દર કલાકે આપવા:—.

| | | |
|---|---|---|
| ટારટ્રેટ આફ એનટીમની (Tartar. of Antimony) | ગ્રેન | ૬. |
| નાઈતર પાઉડર (Powdered nitre) | ડ્રામ | ૦॥. |
| કેમફર વૉટર (Camphor water) | આંઊસ | ૬. |
| ટીકચર આફ કોલમબો (Tinct. of colombo) | ડ્રામ | ૨. |

છાતી ઉપર ગરમ પોલટીસો મુકવી, અને ખખળતાં પાણીમાં થોડો સરકો નાખી તેનો બાફ દરદીને આપવો, અને નીચલી જીનસો-ની બાંર ગોળીઓ કરી તેમાંની એકેક દર બે કલાકે આપવી:—

| | | |
|---|---|---|
| કમપાઉન્ડ સકવીલ પીલ (Comp. Squill pill) | ડ્રામ | ૦॥. |
| કૅમફર પાઉડર (Powdered camphor) | ગ્રેન | ૧૨. |
| ઍકસ્ટ્રકટ આફ હેમલાક (Ext. of hemlock) | સ્ક્રુપલ | ૧. |

એ દરદમાં લાગતી તરસ મટાડવા જવનું પાણી આપવું, અથવા બે પૈંટ અલશીની ચાહમાં એક સ્ક્રુપલ સુરેખાર નાંખીને તેમાંથી પાવું. જો ઉલટી હજુર નહી થાય તો નીચલી મેલવણીના છ પડીકાં કરવાં અને એકેકું દર બે કલાકે આપવું:—

| | | |
|---|---|---|
| ઈપીકાકુઆના પાઉદર (Pulv. Ipecac.) | ગ્રેન | ૨૪. |
| નાઈતર પાઉદર (Pulv. nitre.) | ગ્રેન | ૨૦. |

જયારે છાતી ઉપરથી પડતો બલગમ ઘટ ચીકટ અને લીલા રંગનો બને ત્યારે નીચલી મેલવણીના બબે ચમચા દર કલાકે લેવા:—પેહેલાં તો "ગમ ઍમોનાયકમ" (Gum Ammoniacum) બે ડ્રામ, અને અરધો ડ્રામ "કારબોનેટ આફ ઍમોનીઆ" (Carbonated Ammonia) એ બેઉને છ આંઉશ પાણીમાં બરોબર મેલવી નાંખવાં

અને તેની સફેદ દુધ જેવી મેલવણી બનાવવી, અને તે મેલવણીમાં નીચલી ચીજો ઉમેરવીઃ—

| | | |
|---|---|---|
| સીરપ આફ સ્કવીલ (Syrup of Squills) | ડ્રામ | ૩. |
| સીરપ અફ ટોલુ ( Syrup of tolu ) | ડ્રામ | ૩. |
| સ્પીરીત આફ સ્વીત નાઈતર (Sprt. of sweet nitre) | ડ્રામ | ૨. |
| પેરીગોરીક (Paregoric) | આંઊશ | ૦॥. |

એ વખતે દરદીને એક સરખી ગરમીમાં રાખવો; ઝાડો સાફ આવે તેની સંભાળ રાખવી, અને ખોરાક હલકો પણ પુષ્ટીકારક આપવો. ઓરડામાં ડામર બાળીને તેનો ધુંવો દરદીના દમમાં લેવાડવો. ગોસ્ત ઇંડાં કે દુધનો ભારી ખોરાક શરૂઆતમાં આપવો નહીં પણ કાંઇ બીસ્કીત પાંઉ કે ચાહે આપવી.

---

## ૨—ચાલુ અથવા જુની ખાંસી.

( Chronic Bronchitis=ક્રાનીક બ્રૉનકાઇતીસ. )

'ચાલુ બલગમી ખાંસી' ઉપર જણાંવેલી ખાંશીનું માત્ર ચાલુ સાંધાણુ છે. એમાં ચીન્હો સઘલાં ઉપલાંના જેવાં સખત હોતાં નથી પણ તે લાંબો વખત ચાલુ રેહછે, અથવા તો દર શીયાળાનાં હીંગામમાં બેવડાં વધારે બળથી ઉભરી આવેછે.

નીશાણીઓ.—તીક્ષણ ખાંસીની સઘલી નીશાણીઓને એક મલતીજ. એટલુંજ કે બલગમ વધારે ચીકટ ઘટ અને બેરંગી પડેછે, દમ લેવાની ઘણીજ મુશ્કલી પડેછે, તાવ આવેછે, અને રાતને વખત ભારી પરસેવો પડેછે.

એલાજો.—તીક્ષણ ખાંસીનાને એક મલતાજ. તેમાંજ જણાવેલાં ઊલટી થવાનાં પડીકાંઓ આપવાં; છાતી ઊપર પોલટીસ મુકવી અથવા અગત પડે તો 'બ્લીસતર' બી મારવું ; તીક્ષણ ખાંસીમાં જણાવેલીજ દવાઈઓબી આપવી ; અને છાતી ઊપર એક આંઊસ કપુરનુ તેલ (Camphorated oil), બે દ્રામ અૅમબરનું તેલ (Amber oil) અને બે દ્રામ "સ્પીરીત્સ આફ હાર્તશોર્ન" (Spirits of Hartrshorn) એ ત્રણે મેલવીને ચોપડવું. નીચલી જીનસોમાંથી કાઇનીબી ધુંઈ લીધેલી ફાયદો કરશે.

સ્ટ્રેમોનીઅમ (Stramonium)
લોબેલીઆ ઈનફ્લાટા (Lobelia inflata)
ક્લોરીન (Chlorine)
ટરપીનતાઈન (Turpentine)
આયોડીન (Iodine)
તાર (Tar)

શીયાલામાં અને જ્યારેથી પૂર્વ તરફનો પવન ફુકતો હોય ત્યારે બદનને ખુબ સંભાળવું, ગરમ કપડાં રાખવાં, અને ફલાનેલનું બદીઆન ચામડીને લાગે તેમ પેહેરી રાખવું અથવા ગામઠી દવા મુજબઃ—

અંજીર સુકાં............નંગ ૨૧.
ગાવજુબાન............તોલા ૩.
છોલેલી જેઠીમધ ......તોલા ૬.
પરેસીઆહોસાન ......તોલા ૩.
જોફો..................તોલા ૩.
ઊનાબ............... નંગ ૨૫.
સીપસતાન ............નંગ ૨૫.
સાતરા...............તોલા ૩.

એ સઘલાંને ખોખરાં કરીને પાંચ શેર પાણીમાં ઊકાળવાં અને બસેર જેટલું રાખી ઉતારી પાડી ગાળી કાહડવું, અને ફરીથી ગરમ કરી તેમાં ગરમાનો ગર દસ તોલા ભીજવવો, પાછું ગાળી નાખવું, એ પછી તેમાં સાકર બસેર મેલવી ચુલા ઊપર મેલી તેની ચાસ કરવી, અને છેલે તેમાં એક તોલો બદામનું તેલ તથા અરધો તોલો કેશર નાખીને સઘલુ મેલવવું અને તે પાક એક વાસણમાં ભરી રાખવો અને તેમાંથી સવાર સાંજ અકેકો ચમચો ખાવો.

ખોરાક.—શક્તિ લાવવા માટે દુધ, રસ, વાઈન, ઇંડાં ઈત્યાદિક ખોરાક લેવો.

---

## ૩—જઈફીની ખાંસી.

(Subacute, or the Catarrhal Bronchitis of Old age=સબઅક્યુત.)

નીશાણીઓ.—એ ખાંસીમાં દમ લેવાની વધારે મુશ્કેલી પડેછે, ખાંસીની જોરમાં થાયછે, બલગમ પુષ્કળ પડેછે, સુસતી અને નબલાઈ

લાગેછે, પવન 'વીઝ-વીઝ' કરતો ગળાંમાંથી નીકલેછે, બેચેની અને ઇંતેજારી ઘણી થાયછે, હાત પગ થંડા થઈ જાયછે, અને વારેઘડીએ દરદી ગળાંમાં એકઠો થયલો બલગમ બાહેર કાહડવાની નાકવતીને લીધેજ મરણ પામેછે.

એલાજો.—છાતી અને પગો ઉપર સેક કરવા. છાતી ઉપર રાઈની પોલટીસો મુકવી; ચાલુ ખાંસીમાં જણાવ્યા મુજબની તેલની મેલવણી ચોપડવી. અને નીચલી મેલવણીમાંથી અકેકો ચમચો દર એક કલાકે આપવો:—

| | | |
|---|---|---|
| કારબોનેત આફ એમોનીઆ (Ammon. Carb.) | ડ્રામ | ૧. |
| ડોવર્સ પાઉડર (Pulv. Doveri.) | સ્ક્રુપલ | ૨. |
| કેમફર વૉટર (Aqua Camph.) | આઉંશ | ૬. |
| ટીંકચર આફ સ્કવીલ (Tinct. Scillæ) | ડ્રામ | ૧. |
| સ્પીરીત આફ સલફયુરીક ઇથર (Sprt. Æther Sulphuric). | ડ્રામ | ૧. |

અને તીક્ષણ ખાંસીમાં જણાવ્યા મુજબના ઝાડો લાવવા માટે એલાજો કરવા.

"સલફયુરીક ઇથર" (Sulphuric Æther) નો અથવા ઉકળતાં પાણીમાં સરકો નાખીને તેનો બાફ દરદીને આપવો, તેથી સારો ગુણ કરશે.

અથવા નીચે આપેલી જીનસો મેલવીને તેમાંથી બનાવેલી ગોળીઓમાંથી દસ બાર ગ્રેન સુધી આખા દીવસમાં ચુસવી:—

| | | |
|---|---|---|
| જેઠીમધનો શીરો | તોલા | ૨. |
| બાવળનો ઉજળો ગુંદર | તોલા | ૨. |
| ગુંદર | તોલા | ૨. |
| ઘઉંનો નીસાસ્તો | તોલો | ૧. |
| કાળાં મરી | તોલો | ૦ાા. |
| સાકર | તોલા | ૨. |
| કેસર | તોલો | ૦ાા. |

ખોરાક.—દુધ, કાંજી, સેરવો, ચાહે, એવો લેવો.

---

## કુકડીઆ ખાંસી.

(Croup=ક્રુપ.)

આ ખાંસી દમ લેવાની નળીનાં અંદરના ભાગપર જે પડ આવેલું હોયછે તેને થયલા સોજાને લીધે ઊત્પન્ન થાયછે. એ જગા ઊપર દરદ

હોવાને લીધે અને તેનો વધારે અતી ઘણી જહડફવાલો હોવાને લીધે બાલકોના બાબમાં તે એક અતીઘણું ધારતી ભરેલું દરદ ગણાય છે. એ ઘણું કરીને ત્રણથી દસ વરસ સુધીનાં બાલકને થાયછે.

ઊદ્પતીનાં કારણો.—નીચું ભીનાશવાલું રેહઠાણ; અંચીતી લાગેલી સરદી; જે બાળક પાલીઆ જેવું, સુસ્ત અને કંઈબી જહડફ કે ચાલાકી વગરનું હોય તેને એ દરદ વધારે થાયછે. એ દરદ ઊડતું છે, માટે બીજા બાલકોને સંભાલીને દુર રાખવાં.

નીશાણીઓ.—પેહેલાં બાલક ઘણું બેચેન બને છે, એ પછી આવાજ ઘાડો થાયછે, અને સુતું હોય તે વેલા ગળામાંથી 'વીઝ–વીઝ' કરતો આવાજ નીકલેછે; ટુકો અને સુકો ઠાંસો થાયછે, ગળું દબાઈ અથવા સંકોચાઈ જતું હોય એવું લાગે છે, અને બાળક, જાણે તે અડચણને દુર કરવા માંગતુ હોય તેમ ગળાં આગલ વારેઘડીએ હાથો લેઈ જાયછે. દમ લેવાની મુશકેલી વધતીજ જાયછે; ચેહેરો ચીંતાતુર જણાય છે; ગળાંમાંના નેસો સુજેલી અને ગાંઠાવાલી થાયછે; અને જ્યારેબી બચું બોલેછે ત્યારે તેનો આવાજ, કુકડાના અથવા હાતમાં ધરેલાં જાનવરના આવાજને મળતો નીલેછે. થોડા વખત પછે ખાંસી સાથે ચીકટ બલગમબી પડવા માંડેછે, એ બલગમ એટલા તો ચીકાશથી ગલાંમાં વલગી રેહછે કે બાલકથી તે બાહેર કહડાતો નથી, અને તેમ કરવાની વ્યર્થ કોશેસમાં તે ગુંગલાઈ જતું લાગેછે. એ ઉપરાંત વળી તાવબી આવેછે; નાડી જહડપમાં ઉડેછે; અને ફેફસાંમાં હવા લેવાની તજવીજ કરતાં બાલક પોતાની ગરદનને પછવાડે વાળેછે, એ દેખાવ ઘણો દુખ ઉપજાવા જોગ હોયછે. જો ઉપાયો થયા નહી, અથવા કારગત લાગ્યા નહી તો ચેહરો વધારે ચીંતાતુર દીસતો જાયછે, દમ લેવાની મુશ્કેલીબી વધતીજ જાયછે, અને સેવટે ફેફસાંને પુરતી હવા નહી મલવાથી બાલક ગુંગલાઈ–ગુંગલાઈને મરણ પામેછે. એ દરદનું જોર મધરાત પડતાં ઘણુંજ વધેછે, અને દીવશનાં બચું સારી હાલતમાં દીસેછે. આશા આપનારા કેસોમાં થોડાજ વારમાં બલગમ છુટથી પડવા માંડેછે, દમ લેવાની ઘણી મુશ્કેલી પડતી નથી, અને તાવના ચિન્હોબી નરમ રેહછે. નાઉમેદી ભર્યા કેસોમાં ચેહેરો ઘણોજ ચીંતાતુર દીસેછે, દમ લેવાતો નથી, આવાજ બદલાતોજ જાયછે, અને બલગમ મુદલ પડતો નથી. એટલા માટે એ કારી દરદના તુરતા તુરત ઉપાયો કરવાને ચુકવું નહી.

ઇલાજો.—તુરતજ બાલકને ગરમ પાણીએ નહવડાવવું, અને ઉલટી લાવવા માટે બાલકની વય પ્રમાણે એક ચમચી અથવા ચમચો "ઇપીકાકુઆના વાઇન" (Ipecacuanha wine) પાણીમાં ભેલીને આપવો; ત્યારપછી બે ગ્રેન "કલોમેલ" (Calomel) થોડાંક મધમાં ભેલીને ચટાડવું, અને બે કલાક રેહીને એરંડીઆનો જુલાબ આપવો. એક લાંબી ફલાનલનાં કપડાંની ચીપ ફાડીને તેને ગરમ પાણીમાં બોળવી અને જલદીથી નીચવી નાખીને ગરમ ગરમ બચાંનાં ગળા ઉપર વીટાળી દેવી, અને જહડફથી બદલ્યા કરવી. બચ્ચાંનાં હાત પગ ગરમ પાણીમાં જ્યાંસુધી તે લાલ થાય ત્યાંસુધી બોળી રાખવા, ત્યારપછી તેઓને ફલાનલમાં વીટાલવા અને ગરમ પાણીની બાટલી પાસે લગાડી શરીરની ગરમી એક સરખી ચાલુજ રાખવી. જો ચીન્હો ઘણાં સખત હોય તો ઉલટીની દવા ઉપરાસાપરી બે ત્રણ વખત આપ્યા કરવી, બચ્ચાંને ગરમ પાણીમાં બેસાડવું; પગ અને જાંગ ઉપર રાઇના પ્લાસતરો મુકવાં. જો તોબી નીશાણીઓ બગડતીજ જાય તો છેલ્લે કોઇ કાબેલ ડાક્તર પાસે ગળું ચીરાવાનોજ ઉપાય બાકી રેહેશે.

• એરંડીઆનો જુલાબ આપ્યા પછી નીચલી મેલવણીમાંથી અકેક ચમચો દર બે કલાકે આપવો:—

આયોડાઇડ આફ પોટેશીયમ (Pot. Iodid.) ........................ ગ્રેન ૪.
એરોમેતીક સ્પીરીત આફ એમોનીઆ (Sprt. Ammon. Aromat.) ...મીનીમ ૪૦.
ટીંકચર આફ સેનેગા (Tinct. Senegæ) ............................મીનીમ ૪૦.
પાણી (Aqua.) ..................................................આંઉસ ૨.

અથવા દસ મીનીમ "વાઇન આફ એનતીમની" (Wine of antimony) અને ૬ મીનીમ "ટીંકચર આફ હાયોસાયેમસ" (Tinct. of hyocyamus) બેઉ ભેલીને ત્રણ-ત્રણ કલાકે પાણીમાં આપવાં.

જો મોટાં માણસને એ ખાંસી થઇ હોય તો તુરત વીસ ગ્રેન "કેલોમલ" (Calomel) પાણીમા ફાંકવું, અને પછી અરધો ડ્રામ "કલોરેત આફ પોતેસ" (Chlorate of potass) અને એક ડ્રામ "એપસમ સાલ્ટ" (Epsom salt) એ બેઉ પાણીમાં ભેલીને દીવશમાં ચાર વખત પીવાં.

બાલક સાજું થાય પછેબી તેની સંભાલ લેવી, ફલાનલના કપડાંમાં તેને બાંધે રાખવું, અને નીચલી મેલવણી અકેક દીવસને આંતરે સહવારનાં પાવી, અને તે ઘણો વખત ચાલુ રાખવી:—

| | | |
|---|---|---|
| કેલસાઈન્ડ મૅગનીસીઆ (Calcined magnesia) | ગ્રેન | ૬ |
| ટીંકચર આફ જીનજર (Tinct. of ginger) | મીનીમ | ૧૦ |
| ઈનફ્યુઝન આફ કેમોમાઈલ (Infus. of cammomile) | ડ્રામ | ૧ |
| ઍપસમ સાલ્ટ (Epsom Salt) | ડ્રામ | ૦॥ |
| ઈનફ્યુઝન આફ કેલમબા (Infus. of Calumba) | ડ્રામ | ૨ |

---

## ઊંટાટયું અથવા ગુચની ખાંસી.

### (Hooping cough or Pertussis= હુપીંગ કફ ઑર પરટુસીસ.

એ ખાંસીમાં અંદર દમ લેતી વખતે એક જાતનો 'હુપ-હુપ' જેવો સાદ નીકળેછે, અને તે ઉપરથી અંગ્રેજીમાં એનું નામ "હુપીંગ કફ" કરી ન્પડયુંછે.

એ દરદમાં જોગાવર ખાંસી એકપછી એક ગુચના આકારમાં આ-વ્યાંજ કરેછે. એ જોકે ઉડતું દરદ નથી તોપણ બાજાંઓ તે જોઇને તેવી ખાંસીની નકલ કરેછે અને તેથી એ દરદ તેઓને પણ લાગુ પડેછે, માટે બીજાં બચ્ચાંઓને દુર રાખવાં અથવા જેવાં તેઓ એવી ઢપે ઠાંસવા જાય તેવાંજ ધમકાવવાં.

નીશાણીઓ.—શરૂઆત સાધારણ સરદીનાં ચીન્હોથી થાયછે, અને આઠ દસ દાહડા વીત્યા પછી તે પોતાનો ખાસ આકાર લેછે. થોડી થોડી વારે અતીઘણી જોરાવર ગુચની ખાંસી ઉભરી આવેછે; ખાંસીનો આવાજ ખોખરો અથવા સુકો હોયછે; એક લાંબી ગુચની ખાંસી થયા બાદ થોડીવાર બાલક પોતાનો લાંબો દમ અંદર ખેંચેછે અને તે વખતે પેલો 'હુપ-હુપ' જેવો આવાજ નીકલેછે, એ વખતે તેનું માથું પછવાડે તે નાખી દેછે, વળી પાછી બીજી લાંબી ગુંચ આવેછે, તે બાદ વળી પાછું તે બાલક લાંબો દમ લેછે, અને અતીઘણી થાકી ગયલી હાલતમાં રડતું અને ચીચીઆરી પાડતું પોતાની માતા અથવા દાયાંના ખોળામાં પડેછે, અને મોહડાંમાં થોડો બલગમ જમાવ થઇને રેહછે. હાં એ અચીંતા હુમ-લાનો અંત આવેછે, અને બાલકને થોડાક કલાકની અથવા મીનીટની આરામયશ મલેછે. જેવી ગુચ બચ્ચાંને આવે તેવું તુરતજ ઝોળી અથવા પાલણાંમાંનું ઓઢવાનું દુર કરવું અને બાલકને બેસાડવું, અથવા નહી તો અછાડપછાડ કરતાં બચ્ચું તે ઓઢવાનું પોતાનાં મોહડાંમાં ખોશી ગુંગલાઈ જવાની ધાસ્તીમાં આવી પડશે.

ઇલાજો.—સરદીથી દુર રાખવું; અને ઝાડો સાફ લાવવા માટે નીચલી જીણસોનાં પડીકાં કરવાં અને તેમાંનું એકેક સહવાર સાંજ આપવું; એકથી બે વરસના બાળકને માટે બાર પડીકાં કરવાં, બેથી ચાર વરસનાંને માટે નવ કરવાં, અને ચારથી નવ વરસનાંને માટે છ કરવાં:—

જૅલપ પાઉડર (Powdered jalap)......................ગ્રેન ૨૪.
સ્કેમની પાઉડર (Powdered scammony)............ગ્રેન ૨૪.
કૅલોમેલ (Calomel)..........................................ગ્રેન ૧૨.
ઍનતીમોનીઍલીસ (Antimonialis).......................ગ્રેન ૧૨.

જો ખાંસી સુકી હોય તો ઉલટી આવવા માટે, બચાંની વય મુજબ પાંચથી દસગ્રેન "ઈપીકાકુઆના પાઉડર" (Ipecacuanha powder) ગરમ પાણીમાં આપવો; અથવા "ઈપીકાકુઆના", અને "ઍનતીમોનીઅલ" વાઈનની, બચાંની ઉમર મુજબ, એક ચમચી અથવા એક ચમચો પાવો. જ્યારે બલગમ પડવાનો શરૂ થાય ત્યારે તે ચાલુ રાખવા. માટે અવારનવાર નીચલી મેલવણી એક ચમચીથી એક ચમચા સુધી આપવી:—

કારબોનેત આફ સોડા (Sodæ Carb.)............ડ્રામ ૧.
પેપરમીંત વૉટર (Aqua Piperita)............આંઉસ. ૩.

એ બેઉને બરાબર સાથે મેલવો અને તેમાં નીચલી ચીજો ઉમેરો:—

સીરપ આફ સ્કવીલ (Syrup. Scillæ)............ડ્રામ ૩.
ઍનતીમોનીઅલ વાઈન (Vin. Antimonial.)......ડ્રામ ૨.
લાડેનમ (Tinct. Opii) ........................મીનીમ ૨૦.

અને નીચલી મેલવણી નરમ રૂએ રાતે અને દીવશે છાતી ઉપર લગાડવી:—

કૅમફોરેટેડ ઑઈલ (Camphorated oil).........આંઉસ ૦॥
ક્રોટન ઑઈલ (Croton oil).......................મીનીમ ૩૦.

અથવા નીચલી મેલવણી પીઠ અને છાતી ઉપર લગાડવી:—

અંબર........................................ આંઉસ ૦॥
લવંગનું તેલ ................................ આંઉસ ૦॥
ઝૈતુનનું તેલ ................................ આંઉસ ૧.

બલગમ પુરતો પાડ્યા પછી, એકથી પાંચ ગ્રેન "હાઈડ્રેટ આફ ક્લોરલ" (Hydrate of chloral) ને સાકરનાં પાણીમાં ભેળીને દર

ત્રણ કલાકે એકથી ત્રણ વરસનાં બાળકને આપવું; અથવા એને બદલે એકથી બે ગ્રેન "ક્રોટન ક્લોરલ" (Croton Chloral) એજ મુજબ આપવું.

અથવા નીચલી મેલવણીને બાટલીમાં ભરી રાખવી અને જેવી ગુંચ થવા માંડે તેવી થોડીક રૂમાલ ઉપર છાંટીને નાક આગળ ધરવી:—

| | | |
|---|---|---|
| સલફ્યુરીક ઈથર (Sulphuric Æther) | ભાગ | ૬૦ |
| ક્લોરોફાર્મ (Chloroform) | ભાગ | ૩૦ |
| ટરપીનતાઇન (Turpentine) | ભાગ | ૧૦ |

અથવા "ટીંકચર આફ બેલેડોના" (Tinct. of belladonna) નાં પાંચ ટીંપા એક ચમચી પાણીમાં ભેલીને દીવશમાં પાંચ છ વખત નાંહલાં બાળકને પાવાં. તેને ગરમ કપડાં સાથે દરીએ કીનારે મોકલવું, અને જગા અને હવા ફેરબદલ કરવાને જો બને તો કદીગી ચુકવું નહી.

ખોરાક—જો નબલાઇ થઈ હોય તો શક્તીનો ખોરાક આપવાને અચકાવું નહી, અને મગરનું તેલબી આપવું.

---

## ફેફસાંમાંથી લોહીનું પડવું.

(Hæmoptysis=હીમોપટીસીસ.)

**ઉત્પતીનાં કારણો.**—ખઈના મરજની અસરથી, અથવા છાતી ઉપર પડેલા મારથી, અથવા શરીરમાંથી પડતાં ચાલુ લોહીનાં એકાએક બંધ થઈ જવાથી એ લોહીનું પડવું થાયછે.

**નીશાણીઓ.**—ખાંશી થાય છે; ગળાંના પાછલા ભાગ ઉપર ગીલી આવતી હોય એમ લાગે છે; છાતી દબાયલી અને ભારી થાયછે અને તે દુખેછે; બલગમની સાથે છાતી ઉપરથી લોહી પડેછે, અથવા ફકત લોહી પડે છે; કેટલીક વખત તો ખાંસી આવ્યા વગરજ મોહડું લોહીથી ભરાઈ જાયછે; મોહડાંમાં ખારો સવાદ લાગ્યા કરે છે. જો ખઈની નીશાણુ તરીકે તે માલમ પડે તો અતીઘણું ધાસ્તી ભરેલુંછે.

**એલાજો.**—દરદીને સંપુરણ આસાયશ આપવી; તેને એકાંત રીતે ગુપચુપ બીછાણા ઉપર સુઈ રેહેવા દેવો; ઓરડો થંડક અને હવાથી ભરેલો રાખવો; બારી બાંરનાં બંધ રાખવાં નહી; દરદીને અરધીબેઠલી હાલતમાં રાખો તો ઠીક; થંડાં પીનાં અને બરફના કટકાઓ

પીવા અને ચુસવા આપવા; સઘળો ખોરાક થંડો કરીને આપવો. નીચલી મેલવણીના છ ભાગ કરી તેમાંનો એકેક દર ત્રણ કલાકે આપવો:—

| | |
|---|---|
| ગૅલીક ઍસીડ ( Acid. Gallic. )....................ગ્રેન | ૩૦ |
| ઍપસમ સાલ્ટસ (Magnes. Sulphas.).........આંઉસ | ૦॥ |
| ડાઈલ્યુટ સલફ્યુરીક ઍસીડ (Acid. Sulphuric. Dil.)ડ્રામ | ૧ |
| પાણી ( Aqua )....................................આંઉસ | ૬ |

ઉપલી દવાથી જો પેટ ઘણુંજ આવવા માડે તો અંદરથી "ઍપસમ સાલ્ટસ" કાહાડી નાખવું.

થંડા પાણીની અંદર કપડાં બોલી છાતી ઉપર મુકી રાખવાં. લોહી પડતું બંધ થયા પછેથી ઘણા દીવશો સુધી આસાયશ ચાલુજ રાખવી.

રબ્બરની કોઠલીમાં બરફ ભરીને તે છાતી ઉપર મુકવી, અને "મારફીઆ" ( Morphia ) ની ટાંકણીઓ ચુસવી. હાથે અને પગે જરા તાણીને દોરી બાંધી રાખવી. નીચલી જીનસો મેલવી તેમાંથી પંદરથી ત્રીસ ગ્રેન જેટલું ચાર-ચાર કલાકે પાણી સાથે લેવું:—

| | |
|---|---|
| દાડમની છાલનો ભુકો ....................................... | ડ્રામ ૨. |
| હીરાદખન ................................................... | ડ્રામ ૨. |
| બાવલનો ગુંદર............................................ | ડ્રામ ૧. |
| અફીનનો ભુકો .............................................. | ગ્રેન ૮. |

---

# ખહી.

( Consumption or Phthisis=કનઝમપસન ઑર થાઇસીસ. )

ઉત્પતીનાં કારણો—ઘણું કરીને એ ભયંકર દરદ ઓધે ઉતરે છે, અને પોતાના ઘાતકી પંજામાં પિતાને સપડાવ્યા બાદ તેના પુત્રનોબી ઘાન કાહાડવાને ચુકતું નથી. એના બીજાં કારણો,—બદનનો કઢંગો બાંધો, જેમકે સાંકડી છાતી, ઉંચાં ખભાં, બાહેર નીકલી આવેલી હાંસડીઓ, લાંબી અને પાટલી ગરદન ઇત્યાદી; સખત થંડી; ફેફસાંનો થયલો સોજો; સહીએદ અથવા ગોવરં; ખરાબ હવામાં લાંબો વખત વેર ખોલ્લું રેહવું; પુરતા ખોરાકની ખુર; આડે રસતે પોતાના બદનને અપવીત્ર કરવાની ખુદરતથી ઉલટી આદત; (વિર્યાવઘાત); ધાતુની ઝીણી રચકણોનું ફેફસામાં જવું; લાંબો વખત ચાલુ રેહેલો મરડો; ઘણો લાંબો વખત સુધી બચ્ચાંને ધવડાવવું; લોહીની ચુક અથવા ઉલટી; ગરમ

આંગને લગાડેલી અચબુચી થંડી; અને લાંબો વખત ચાલુ રહેલા મનના આતરી જોરસાઓ.

ફેફસાંના દરદથી ઉપજેલો એ ખઈ એક ઘણુંજ ત્રાસદાયક દરદ છે. કંઈ વરસો થયાં એ કારી મરજ કરોડો માંનવીઓનો ભાગ કાહડતો રહ્યો છે પણુ હજી સુંધી વૈદકજ્ઞાન એનું મોહત લાવનારા ઉપાયો શોધવામાં નીશફલ થયું છે. અત્યાર તુલીક તો એમજ દીશે છે કે એ દરદ પાસ માનવીની અકલ નાચાર છે. અજબતો દરેક વૈદ પોતાથી બની શકતી સઘલી તજવીજો કરે છે તો ખરોંજ, પણ તેથી કંઈબી સેવટનું ફાયદાકારક પરીણામ નીપજેલું જણાયું નથી. જ્યાં સુધી તેની જીંદગી લંબાય છે ત્યાં સુધી તો દરદીને આગમ થાય એવી દવાઓ મલેછે, પણુ કંઈક મહીનાઓ સુધી ચાલુ રખેલા દવાઓ સેવટે એકકોરે રહી જાય છે, અને એકજ આંચકા—એકજ લોહીની ઉલટી સમેત,—પીડાતો અને રીબાતો દરદી,* પોતાની વેદનામાંથી છુટે છે. એ દરદમાં ફેફસાનું પડ ભુજી આવેછે, ધીમે ધીમે તેની ઉપર જીની—જીની દાણા જેવી છાટો દીશે છે, એ છાંટોમાં પરૂ બંધાયછે, અને એ પરૂના ફેલાવો ધીમે ધીમે આખાં ફેફસાં ઉપર થાયછે, દાબાં કરતાં જમણા ઉપર તે વધારે હોયછે; એ પછી જેમ દરદ વધતું જાય છે તેમ દમ લેવાની અને ખોરાક ગળવાની નળીઓમાં અને આંતરડાંઓમાંબી નાસુરો પડે છે, કલેજુંબી મોટું થાયછે અને દરદી બનેછે.

નીશાણીઓ—પેહેલાં સુસ્તી લાગે છે, અને તે સુસ્તી થોડાજ વારમાં અતીશય થાકમાં બદલાઈ જાયછે, અને એક સેહજબારબી મેહેનત કરાતી નથી; ખાંસી તો શરૂઆતમાં એટલી નજીવી થાયછે કે તેની કોઈ દરકારબી કરતું નથી, પણુ પછી તે વધેછે; જરાકબી આંગને મેહેનત આપતાં દમ જેહડફથી પણ ટુંકો લેવો પડેછે; નાકવતી, અને ઘેન લાગે છે; ભુખ મરી જાયછે; ખાંસી ઉપર રૂતુના દરેક ફેરફારો અસર કરેછે, અને તે ઘણું કરીને રાતને વખતે અતીઘણી સખત અને દુખ દેનારી થાયછે છાતીમાં પેનો મારેછે, અને તે દબાયલી અથવા સંકોચાયલી લાગે છે, અને મુશકેલીથી દમ લેતાં દુખારો થાયછે; બે ખમાઓની વચ્ચે ઘણો દુખારો થાયછે. બલગમ પેહેલાં તો પાટલો અને ફીણથી ભરેલો પડે છે, પાછળથી તે કારો, પરૂ જેવો, લોહી સાથે ભેલાયલો, અને પુશકળ પડેછે. દરદના વધારા સાથે નાકવતીનો વધારો ચાલુજ રેહછે, નજીવાં જેવાં કામથીબી મોહડું રતાસ મારી આવેછે, પરસેવો છુટેછે, અને થાક લાગેછે. દુબલાઈ મકમપણું વધતી જાયછે, છાતી બેસી જતી લાગે છે, અને હાંસ-

રીનાં હાડકાંઓ બાહેર નીકલી આવવાથી ગળાં આગલ મોટા ખાડા અ-થવા ગોખાઓ પડેલા જણાયછે; છાતીની બેઉ બાજુએ દુખાવો ચાલુજ રેહછે, અને ઠાંસતી વખત તેમાં એટલો વધારો થાયછે કે દરદીથી કો-ઈબી બાજુએ સુવાતું નથી. 'ઝીના તાવ' ની સઘળી નીશાણીઓ દેખા-યછે; ચેહેરા ઉપર રતાસ ધાઈ આવે છે; આંખો મોટી અને ચકચકતી બને છે; તરસ ચાલુજ રેહછે; હાથની હથેલી અને પગનાં તલીયાં સુકા અને ગરમ–ગરમ થઈ રેહછે; પેશાબ ઘણી રાતી થાયછે; જીભ જે પેહેલાં સફેદ હતી તે બદલાઈને સાફ અને રાતી થાયછે. તાવનાં લખલખાં દીવસમાં બેવાર ભરાયછે અને પુશકલ પરસેવો પડ્યા બાદ નરમ પડે છે. દરદના છેલ્લા તબકામાં વલી નવા ફેરફારો થાયછે,—મરી ગયલી ભુખ પાછી આવેછે, દરદી છુટથી અને મજાહ લેઈને સઘળું જમે છે, અને આંખનો સફેદ ભાગ અતીઘણો સાફ અને મોતીના રંગનો બને છે. પણ સેવટે ગાલો અંદર પેસી જાયછે, મોહડાં ઉપર વધારે ખાડાઓ પડેછે, આંખો જાણે ગોખલામાં પેસી જતી હોય તેમ લાગેછે, હોજરી ખોરાક પચાવાને અશક્ત બનેછે, અને ખોરાક સઘલો ઉલટીમાં બાહેર નીકલી પડેછે. બાલો ખરી પડેછે, પગમાં સોજા આવેછે. અને શરીરની સાધારણ નબલાઈથી દરદીનો અંત આવે. અથવા કોઈ વખત ફોકટની આશા આવે છે, અને દરદી સાજો થતો હોય એમ લાગે છે; ભુખ પાછી બરોબર લાગેછે, સઘળું દુખતું નરમ પડી જાયછે, અને થોડીક રાતો તુલીક મલેલી સુંદર ઊંઘ અને આસાયશ બીમારને એવો તો ઉમેદભર કરેછે કે તે હવાની ફેર બદલી ઉપર જવાની યોજનાઓ રચેછે, અને પછી સેવટે એક ઘડીનીબી ચેતવણી વગર, ફેફસાંમાંની એકુ નસ, જરાક નજીવી ખાંસી થતાંજ, તુટી જાયછે, અને લોહીનું એક ગચકલું ઓકી દરદી અચિંતો બીછાણાં ઉપર મુરદું થઈને પડે છે. દરદ ચાલુ હોય તે વખતમાં શરીરનીજ માફક મનમાંબી તરેહવાર ફેરફારો થાયછે; અને આશા અને નાઉમેદી, સલામતી અને ફીકરના વીકારો એક પછી એક દરદીના નબલાં મગજ ઉપર દબાણ કરતા રેહ છે, અને તેનો ટાલો બગાડી નાખેછે,

આટલાંબી ચીન્હો જે લખ્યાંછે તે થોડાં અને અધુરાં સમજવાં કેમકે એ દરદની સઘલી નીશાણીઓ વીસતારવાની જગા મલી શકવી નથી. ખઈના દરદમાં નાડી હમેશાં જીની પણ જલદીથી ઉડતી રેહછે. છાતી ઉપરથી પડતો બલગમ તહરેવાર રંગો અને આકારો બદલે છે; પેહલાં, તે પાટલો ફીનથી ભરેલો હોયછે; પછી, તે ઘટ અને સાભરા રંગ-

નો થાયછે; તે પછી તે બધો ભેલસેલ પડેછે; થોડા વખત પછી તે તદન પદ્દ જેવો થાયછે, અને એ વખતે તેમાં ફેફસાનાં બારીક પડોના કટકાઓ અને લોહી ભેલાયલું દીશેછે. ત્રણ ચાર ખાસ નીશાણીઓથી ખઈ જલદી પરખાયછે, જેવી કે સાફ અને રાતી જીભ, લાંબા પાટલા આંગલાં, નખોના વળેલા આકાર અને બલુ રંગ ઈત્યાદી.

એલાજો.—ખઈ પાકા એટલે તેને માટે ચાર તરેહના ઉપાયો આપણને કરવા પડેછે; પહેલો,–પાકેલી ચીજને ભેલટીને રૂપે બાહેર પડવાની શેહેલાઈ કરી આપવી; બીજો,–કોઈ ઠેકાણેનો સોજો હોય તો તે નરમ પાડવો; ત્રીજો,–ઘણીજ દુઃખ દેતી નીશાણીઓને નરમ પાડવી; ચોથો,–તે દરદીના કઊવતને ટેકવી રાખવું.

બલગમ બાહેર પાડવા માટે સહવારના પોહરમાં ભેલટી લાવવાની દવાઈઓ આપવી, પણ, તે દરદની શરૂઆતમાંજ જો નહી આપવામા આવશે તો પછી તે માત્ર થયલી નબલાઈમાં વધારો કરશે. ભેલટીને માટે નીચે લખેલી ત્રણ તરેહની જીનસોના બાર બાર પડીકાંઓ કરવાં જેમાંથી ગમે તેમાંથી એકકું સહવારના આઠવાગા સુધીમાં ગળાવવું:—

પાઊડર્ડ શુગર (Powdered Sugar)............ડ્રામ ૧.
ટારટર એમેટીક (Tartar emetic)............ગ્રેન ૬.

અથવા:—

નાઈતર પાઊડર્ડ (Powdered nitre)..................ગ્રેન ૩૬.
ઈપીકાકુઆના પાઊડર (Powdered Ipecac)........ગ્રેન ૫૦.
શુગર પાઊડર (Powdered Sugar)..............સ્કુપલ ૧.

અથવા:—

સલફેટ આફ ઝીંક (Sulphate of Zinc)......... ડ્રામ ૧.
ક્રીમ આફ ટારટર (Cream of tartar)............ ડ્રામ ૧.

ખાંસી નરમ પડે તે માટે નીચલી દવામાંથી એક લીકર ગલાશ દીવશમાં ચાર વખત લેવું:—

આઈસલેંડ મોશ................આંઊંશ ૧.
માશ મેલો.......................આંઊંશ ૦॥
જેઠીમધનો શીરો...................ડ્રામ ૨.
સાકર ..........................ડ્રામ ૪.
પાણી ........................આંઊંશ ૬.

અથવા, નીચલી મેલવણીમાંથી એકેક ચમચો દર ત્રણ કલાકે

આપવો, અને તે સાથે "કમપાઉન્ડ સ્કવીલ પીલ" ( Pil. Scillœ Co. ) આવે છે તે અકેકી દર સહવારે અને રાતે આપવી:—

કનફેકશન આફ આમંડ (Almond Confection)..............ડ્રામ ૪.
પેપરમીંટ વૉટર (Mint water)..........................આંઊસ ૮.

એ બેઉને પેહેલા બરોબર મેલવવાં અને તેમાં પછી નીચલી ચીજો ઊમેરવી:—

ઍક્શટ્રેકટ આફ હેમલાક (Ext. of Hemlock)........... સ્ક્રુપલ ૧.
શીરપ આફ ટોલુ (Syr. of Tolu)........................ આંઊસ ૦॥.
લાડેનમ (Laudanum)................................. ડ્રામ ૧.

અથવા, ખાંશીને માટે નીચલી દવા ઉપલીના જેટલાજ જથામાં આપવી:—

ગમ ઍમોનાયકમ (Gumammoniacum)...........ડ્રામ. ૧.
નાઈટ્રેટ આફ પોટેશ (Nitrate of Potass)............ડ્રામ ૨.
કેમફર વાટર (Camphor water)..................આંઊસ ૮.

એ શઘલાને સાથે મેલવવાં અને મલાઈ જેવી મેલવણી બનાવી તેમાં નીચલી જીનશો ઉમેરવી:—

ટારટર ઍમેટીક (Tartar Emetic)................... ગ્રેન ૪.
ઍશીટેટ આફ મારફીઆ (Acetate of Morphia)...... ગ્રેન ૧.

આંગના ગરમ અને રતાસ ભર્યા થવાના, અને રાતના પડતા પરશેવાના એલાજ તરીકે થંડા શરકાને અને પાણીને ભેલીને તેના વાદલાં આંગ ઉપર ફેરવવાં; અને પીવાને માટે એક તંમલર જવનાં પાણીમાં દશથી બાર ટીપાં "ઈલીકઝીર આફ વીત્રીઓલ" (Elixir of Vitriol), અથવા પાંચ ટીપાં "નાઈત્રીક ઍશીડ" (Nitric Acid) નાં ભેળવા. ખોરાકમાં ફેરફાર કીધા છતાં, અને કંઈ સંગીન વસ્તુ હોજરીમાં નહી જાય તેની સંભાલ લીધા છતાં પીજે ઝાડો પુશકલ છુટી જતો ચાલુજ રેહ તો, છ આંઊસ 'પેપરમીંત વૉટર'માં ચાર ડ્રામ 'મેગનીશયા,' અને એક ડ્રામ 'ઍરોમેટીક કનફેકશન' ભેલીને તે મેલવણીમાંથી બબે ચમચાં દીવસમાં ત્રણ વખત આપવા. અથવા એને બદલે બે ચમચી 'ટીંકચર આફ કાઈનો' એક વાઈન ગલાસ પાણીમાં ભેલીને સહવાર સાંજ આપવું. થુકમાં પડતું લોહી કોઈ વખત ઘણું ભય ઉપજાવા જોગ થઈ પડેછે, અને તેથી તેને તુરત બંધ કરવા માટે, 'એકશત્રેક્ત આફ ડેનડીલીઓન' (Ext. of dandelion)માં નીચલી

જીનસોની ગોળીઓ બાર બનાવી તેમાંની એકેક દર બે કલાકે શોજા દૂધમાં આપવી:—

| | | |
|---|---|---|
| સુગર આફ લેડ (Sugar of lead) | સ્ક્રુપલ | ૨ |
| ઓપીઅમ પાઉડર (Opium, powdered) | ગ્રેન | ૨ |
| કાઈનો પાઉડર (Kino Powdered) | ગ્રેન | ૧૦ |

અથવા, તે બંધ કરવા માટે; અરધાથી એક ડ્રામ "લીકવીડ એક્શટ્રેટ આફ અરગટ" (Liquid extract of ergot) પાણીમાં મેલવીને પાવું; અને દસથી ત્રીસ ટીપાં "ક્લોરોફૉર્મ" (Chloroform) સુંઘાડવું.

ખડીના એલાજ તરીકે કેટલીએક ચીજોની ધુંઈઓ અપાયછે, અને તે જીનસો નીચે મુજબ છે:—

"સ્ટ્રેમોનીઅમ" (Stramonium), "હેમલાક" (Hemlock); "ઍનીશીડ" (Aniseed), "બૅનઝોઈન" (Benzoin), કપુર, તંબાકુ, ઈત્યાદી.

જો શકતી ઓછી થઈ ગઈ હોય, પણ કોઠામાં જરપત કરવાની શકતી રહી હોય તો નીચલી મેલવણીના બે ભાગ કરીને એકેકો ભાગ સવાર સાંજ પાવો, પણ એ આપો તેની બે કલાક આગમચથી દુધ અથવા શેરવો પાઈ લેવાની યાદ રાખવી:—

| | | |
|---|---|---|
| મગરનું તેલ (Cod Liver Oil) | ચમચા | ૨ |
| પેનક્રીએટીક ઈમલશન (Pancreatic emulsion) | ચમચા | ૨ |
| શીરપ આફ હાઈપોફૉસ ફાઈટ આફ લાઈમ (Syrup of hypophosphite of lime) | ચમચા | ૨ |
| દુધ (તાજુ ઉમેરવું) | શેર | ૧ |

જો મગરનું તેલ નહી સદતું જણાય તો નીચલી જીનશોના ચાર પડીકાં બનાવી તેમાંનું એકેક દર ત્રણ કલાકે આપવું:—

| | | |
|---|---|---|
| કારબોનેત આફ આયરન (Ferri. Carb.) | ગ્રેન | ૩૦ |
| ફૉશફેત આફ સોડા (Sodæ Phosphas) | ડ્રામ | ૧ |
| રહુબાર્બ પાઉડર (Pulv. Rhei) | ગ્રેન | ૬ |
| જીંજર પાઉડર (Pulv. Gingiber.) | ગ્રેન | ૬ |

છાતી ઉપર મસલવાને માટે એક ડ્રામ જમાલગોટાનું તેલ અને છ ડ્રામ ઑલીવ ઑઈલ એ બેઉ ભેલીને ઉપયોગમાં લાવવું. અથવા નીચલી મેલવણીને એક પોચા ચામડા ઉપર ચોપડી તે ચામડું છાતી ઉપર મુકવું:—

બરગનડી પીચ ( Burgundy Pitch )................ તોલા ૨
ગાલબેનમ ( Galbanum )........................ તોલા ૧
ઑલીવ ઑઈલ (Olive oil)........................ તોલા ૨

સોમલખી એ દરદ ઊપર ફાયદો કરતું જણાયું છે, અને તેટલા માટે એક ગ્રેન "આરસીનીએત આફ આયરન" (Arseniate of iron) ને એક ડ્રામ "ઍકસત્રેકટ આફ જેનશીઅન" (Ext. of gentian) સાથે ભેલીને તેની વીશ ગોળીઓ બનાવવી અને તેમાંની અકેકી દીવસમાં ત્રણ વખત આપવી; એક ગ્રેન "આરશીનીએટ આફ સોડા" (Arseniate of soda) બી હશે તો ચાલશે. એ ગોલીઓ લાંબો વખત સુધી ચાલુ રાખવી. "આયોડીન" (Iodine) અથવા "ક્લોરીન" (Chlorine) ને એક વાસણમાં સલગાવી તેનો ધુંવો દમમાં લેવાડવો; અથવા નીચલી મેલવણીનો ધુંવો દરરોજ સુંઘાડવો :—

કારબોલીક ઍસીડ (Acid. Carbolic.)........................ ગ્રેન ૨૦
રેકતીફાઈડ સ્પીરીત આફ વાઈન (Sprt. Rectificat) ......... ડ્રામ ૨
ટીંકચર આફ આયોડીન (Tinct. Iodii ) .................... ડ્રામ ૧
ખલખલતું પાણી ............................................ આંઊસ ૧

પરસેવો ઘણો પડતો બંધ કરવા માટે દસ મીનીમ "ડાઈલ્યુત નાઈત્રીક એસીદ" (Acid. Nitric. Dil.) અથવા વીસ મીનીમ "ડાઈલ્યુત ફૉસફૉરીક ઍસીડ" (Acid. Phosphoric. Dil.) પાણી સાથે ભેલીને પાવી.

નીચલી ગામઠી મેલવણીને ઊકાલવી અને તેમાંની અરધી રાખીને ગાળી નાખવી, અને અકેક આંઊસ દાહડામાં ત્રણ વખત પાવી :—

અડુશાનાં ફુળીયાં ( ખાખરાં કીધેલાં )...ડ્રામ ૬
ગુલવેલનો ભુકો .....................ડ્રામ ૬
પાણી ...........................આંઊસ ૬

અથવા નીચલી ચીજોને બાર કલાક સુધી ભીંજવી રાખી ઊકાલવી, અને અરધું પાણી રાખી, થંડુ પાડી તેમાં બે રતલ સાકર નાંખીને શીરો અથવા શરબત બનાવવું, અને તેમાંથી અરધો કે એક આંઊસ પાણી સાથે દીવશમાં ત્રણ વાર પાવું :—

ઝોફા, ખસખસ, ધાણા, તથા અનીશુન (દરએક).................. ડ્રામ ૧૦
જેઠીમધ...................................................... ડ્રામ ૬
ઊનાબ ....................................................... નંગ ૧૦૦
તુખમેખતમી .................................................. ડ્રામ ૧૦
શીપશતાન .................................................... નંગ ૧૦૦
ખખલતું પાણી ..............................................આંઊસ ૮૦

મધ્યમસર કસરત કરવી; દરીઆની હવા ખાવી; અથવા દરીઆની મુસાફરી કરવી; અને જો બને તો ઇટલી દેશના "સોલફટારા" (solfatara) નામના બલતા પાહાડ આગળ જઈ રેહવું, કારણ કે તે પાહાડમાંથી નીકલતી ગંધક અને સોમલની ઝીણી રજકણો દમમાં ગયાથી અતીઘણો ફાયદો કરે છે.

ખોરાક—ઇંડાં, સેરવો, ગોસ્તના ચાપ ઈત્યાદી લેવા. વીહશકી અથવા રમ જો ખાસ જરૂરજ હોય તો પીવો. મોહડાંમાં જેઠીમધના શીરાની ટાંકણી રાખી ચુશયા કરવી.

---

## જ્ઞાનતંતુઓને લગતાં દરદો.

### માથાનો દુખારો.

( Head-ache=હેડએક.)

ઉત્પતીનાં કારણો.—અજીરણ; કલેજાંની બગડેલી હાલત; ખરાબ તાવ; અતીઘણી થાક; મનની ઊશકેરણી અથવા જોસ્સો; માથાં ઊપર લોહીનું ધાઈ આવવું; ઘણો ઊંચો અથવા ઘણો ભારી ખોરાક ઇત્યાદી.

નીશાણીઓ.—માથાંના ચોકસ ભાગ ઉપર દુખારો ચાલુ થાયછે, અને ધીમે ધીમે તે આખા માથાં ઊપર ફેલાતો જાયછે; અતકારો આવેછે, ઊછાળાઓ થાયછે, અને મોહડાંમાં ખરાબ સ્વાદ આવ્યા કરેછે; કોઈ વખત ઉલટી અતીઘણી થાયછે; આંગમાં તાવ રેહછે; કાનમાં ગન-ગન થાયછે; રોશણીનો ચલકાટ મુદલ જોવાતો નથી; આંખો ભારી અને રાતી રેહછે; તુરસ અતીઘણી લાગેછે; અને જરાકબી આવાજથી માથાંના દરદમાં અજાયબ જેવો વધારો થાયછે.

એલાજો.—જો કોઈ ભારી ખોરાકની અસરથી માંથુ દુખવા લાગ્યું હોય તો, જેવું તે શરૂ થાય તેવુંજ, પંદર ગ્રેન" ઇપીકાકુઆના પાઉદર" ( Ipecacuanha powder ) નું એક પડીકું ગરમ પાણીમાં ડોહળીને પી જવું અને ઊલટી આવે તે છુટથી કરવી. માથું દુખવાના સઘલા સાધારણ કેસોમાં એક ચમચો "ગ્રેગરીસ પાઉડર" ( Gregory's Powder.) થોડાંક પાણીમાં ભેલીને અને તેમાં વીશ ટીપાં "શાલ વોલેટાઇલ"ના ઊમેરીને પીવાથી દુખતું નરમ થશે, ગમે તો, તે ત્રણ ચાર કલાકે ચાલુ રાખવાં. જો હોજરીની હાલત બગડી ગઈ હોય અને

તેમાં ખટાશ ઊત્પન્ન થયો હોય તો નીચલી જીનસોના છ પડીકાં કરવાં, અને તેમાંનું એકેક ગલાશ પાણીમાં ભેળવું અને તેમાં દશ ટીપાં "શાલ વૉલેટાઈલ" ( Sal volatile ) ના ઉમેરી દર ત્રણ કલાકે પીવું:—

ડ્રાઈડ કારબોનેટ આફ સોડા ( Sodæ Carb. Exsic. )...ડ્રામ ૧.
જીંજર પાઊડર ( Pulv. Gingiber. ) ..................ગ્રેન ૧૨.
કેલમબા પાઊડર ( Pulv. Calumbæ )..............ગ્રેન ૧૨.
મૅગનીસીઆ ( Magnesia ) ..............................ડ્રામ ૨.

જો તાવબી આવતો હોય અને માથું દુખતું હોય તો હમેશ માથાં ઉપર બરફ રાખી મેલવું; "કૅલોમેલ" ( Calomel ) અને "ઍપશમ શાલ્ટ" ( Epsom Salts ) નો જુલાબ લેવો અને તે પછી નીચલી મેલવણીમાંથી એક ચમચી જેટલી દર ત્રણ કલાકે પીવી:—

બ્રોમાઈડ આફ સોડીઅમ ( Bromide of Sodium ) .........આંઊસ ૧.
લીકવીડ એકશટ્રેકટ આફ અરગટ ( Liquid Ext. of Ergot )...આંઊસ ૧.
ટીંકચર એકોનીટ ( Tinct. of aconite )........................મીનીમ ૫.
કૅમફર વૉટર ( Camphor water ) ..........................આંઊસ ૪.

જો લોહીના અતીઘણા વધારાથી માથું દુખતું હોય તો સંઘરા મુકવાનીબી અગત પડેછે. અથવા તો માથાની બાજુએ ઉપર અને કાનની પછવાડેના ભાગ ઉપર જલો મુકાવવાથી અથવા વેહેંઢુરો મુકવાથી બી ફાયદો થાય છે, અને બ્લીશતરોબી આપે માંથે મુકેલાં ગુણગારા ઠરેછે. જો નાક ગળતું બંધ થવાથી માથું દુખતું હોય તો "વૉલેટાઈલ સાલટ્સ" ( Volatile salts ) ની શીશી સુંઘયા કરવી, અથવા તપખીર સુંઘવી અને કોઈબી રીતે નાકને પાછું વેહતું કરવું. ચોકશ વખતે દુખતું માથું, રાતના સુતી વેલાએ કપાલની ઉપર એક ફલાનેલનું કપડું બાંધીને સુતાથી નરમ રેહછે. જો માથાનો દુખારો કોઈ વખત નહીં ખમાય એવો સખત થાય, અને દરદીનો જીવ ધાસતીમાં આવી પડવાનો સંભવ રેહતો અફીમની દવાએ આપવી પડેછે. અફીમનો ઉપયોગ બાહેરથી અને અંદરથી કરવો. દરદવાલા ભાગ ઉપર "બેટ્સ ઍનોડાઈન બાલસમ" ( Bate's anodyne balsam ) ચોપડવું અથવા તેમાં કપડું બોળીને મુકવું. અને તેજ વખતે દરદીએ "લાડેનમ" (Laudanum) નાં વીશ ટીપાં "વૅલેરીઅન"ના કાહવા ( Infusion of valerian ) ના એક નાંધલા કપમાં લેવાં. જો ઘણુંજ સખત માથું દુખતું હોયતો જરાક "ઈથર" ( Æther ) હાથની હથેળી ઉપર લેઈ કપાલ ઉપર લગાડવાથી તે નરમ પડશે, જો જ્ઞાનતંતુઓને લગતાં કાંઈ નુકશાનથી માથામાં દુખારો થતો હોય તો તેમાં દરદ, તાવની મીશાલે, ચોકશ

વખતે ઉભરી આવેછે. કેટલીક વખત એક ચોક્સ જગા દુખેછે અને નહીંતો આખું માથુંબી સખત રીતે દુખવા માંડેછે; નાડી જીની પણ જહડફથી ચાલતી હોયછે; ઝાડો કબજ રેહછે, અને જીભ ઉપર થરો બંધાય છે; અને માથું એટલું તો નાજુક થઇ જાયછે કે ફકત ભવાં ઉંચ-કયાથીબી તે વધારે દુખવા માંડેછે.

એ દુખારાના એલાજો માટે પેહેલા તો ઝાડો લાવવાની દવાઇઓ આપવી, ખોરાક હલકો કરી નાખવો, અને "કવીનાઇન" આપવા માટે નીચલી મેલવણીમાંથી બબે ચમચા દર ત્રણ કલાકે લેવા:—

| | | |
|---|---|---|
| કવાશીઆની બારીક ચીપો (Quassia raspings)...... | ડ્રામ | ૧ |
| હૉપ્સ (Hops)...... | ડ્રામ | ૨ |
| ખખલતું પાણી ...... | આંઉસ | ૧૨ |

ઉપલી બે ચીજોને ખખલતાં પાણીમાં છ કલાક સુધી રેહવા દેવી, અને પછી તે કાહવાને ગાલી કાહડીને તેમાં નીચલી ચીજો ઉમેરવી:—

| | | |
|---|---|---|
| કવીનાઇન (Quinine)...... | ડ્રામ | ૦॥ |
| ડાઇલ્યુત શલફ્યુરીક ઍશીદ (Dil. Sulphuric acid)... | ડ્રામ | ૧| |

પેહેલા "કવીનાઇન"ને ઍશીદમાં પીગલાવો અને પછી તે બધું ધીમે ધીમે ઉપલા કાહવા સાથે લેલો.

એ જાતના સખત દુખારાના એલાજ તરીકે, હલકો ખોરાક, નીરાંત, આસાયશ, અંધારો કીધેલો ઓરડો, કામે આવેછે, અને તે સાથે નીચે મુજબનું 'લોશન' માથાં ઉપર મુકવું, અને નીચે આપેલી બીજી મેલવણીમાંથી બબે ચમચા દર ત્રણ કલાકે લેવા:—

લોશન:—સાલઍમોનીએક (Salammoniac)......... ડ્રામ ૨
કૅમફર વાટર (Camphor water) ............ પૅંટ ૧

એ બેઉને બરોબર મેલવો, અને પછી તેમાં નીચલી ચીજો ઉમેરો.

| | | |
|---|---|---|
| સરકો (Vinegar.) ...... | આંઉસ | ૪. |
| સલફ્યુરીક ઇથર (Sulphuric æther) ...... | ડ્રામ | ૨. |

એ લોશનમાં ભીંજવેલો કટકો માથાં ઉપર મુકી રાખવો.

**પીવાની દવા:—**

| | | |
|---|---|---|
| ટીંકચર આફ વેલેરીઅન (Tinct. of valerian)...... | ડ્રામ | ૩ |
| ટીંકચર આફ કૅસતર (Tinct. of castor comp.)...... | ડ્રામ | ૩ |
| પેનીરાયલ વૉટર (Pennyroyal water)...... | આંઉસ | ૫. |
| ટીંકચર આફ ઍસેફટીડા (Tinct. of assafœtida)...... | ટીપાં | ૧૦ |
| સ્પીરીત આફ સલફ્યુરીક ઇથર (Sprt. of Sulphuric æther) | ડ્રામ | ૨ |

જો પીતનાં જોરથી માથાંનો દુખારો થતો હોય તો નીચલી જીનસોની અંદર ગોળીઓ બનાવી રાખવી અને જ્યારે માથું દુખતું હોય ત્યારે હરરોજ અકેકી પાણીમાં લેવી:—

| | | |
|---|---|---|
| સોકોત્રી એલીયો | ડ્રામ | ૧॥ |
| હરડે | ડ્રામ | ૦॥ |
| સકમુનીઆ | ગ્રેન | ૧૫ |
| ગુલકંદ | ડ્રામ | ૨ |

અથવા, સફેદ સુખડ ધાણાની ભાજીના રસમાં ધશીને તેમાં કપડું, બોળીને તે માથાં ઉપર ઉપરા સાપરી મુકવું, અને આરંજનું શરબત દરરોજ સહવારે પીતા રેહવું.

જો રસવીકારથી એટલે બલગમના જોરથી માથું દુખે તો બે તોલા વરીઆરી, અછેર પાણીમાં ઉકાળીને પાસેર જેટલું રાખવું અને તેમાં બે તોલા મધ ભેલીને ગરમ ગરમ દર સહવારનાં પીવું.

જો તડકો ખાધાથી માથું દુખતું હોય તો ખતમીનાં ફુલનું પાણી અને તેનાં બીનો કાહવો એ બેઊ મેલવીને માથાં ઉપર લગાડવું.

જો શરદીથી એ દરદ થતું હોય તો હીરાબોલ તથા કસતુરી વાટીને મીઠાં તેલમાં મેલવવી અને ગરમ કરીને માંથે ભરવી.

જો શરકમ તેનું કારણ થયો હોય તો, ખસખસના પોશ અરધો તોલો, તથા ગાયનું દુધ અછેર, તથા ધોયલા ઘઊંનું થુલું અછેર,. એ સઘળું પાંચશેર પાણીમાં નાખીને જોશ આપવો, અને તેને ઢાંકેલુંજ ઉતારી લાવીને, આંગ ઉપર કપડું ઢાંકી, ફકત મોહડાં ઉપર તેનો બાફ લેવો; સાંજનો વખત હોયતો વધારે સારો.

એ મરજ નરમ પાડવાના બીજા ઉપાયો એ છે કેઃ—ધંતુરાનાં પાતરાંનો રસ કાહાડી તે માંથે ચોપડવો, અને જો તેથી અગન બળે તો તેમાં બદામનુ અથવા મીઠું તેલ ઉમેરવું; "સ્કૅમની" (Scammony) તથા સરકો તથા ગોલાબનું તેલ એ ત્રણને મેળવીને માથાં ઉપર ચોપડવું. જો દસતાન દેખાવાને વખતે અરધું માથું દુખતું હોય તો નીચલી જીનશોની ત્રીશ ગોળીઓ બનાવવી અને તેમાંથી એકેક દર સાંજે દુખતું નરમ પડે ત્યાં તુલીક ગળયા કરવી.

| | | |
|---|---|---|
| કવીનાઈન ( Sulphate of Quinine ) | ગ્રેન | ૪૬ |
| એકસ્ત્રેક્ત ઑફ ડીજીતેલીશ (Extract of digitalis) | ગ્રેન | ૨૨ |
| ગુલકંદ ( Confectin of roses) | ડ્રામ | ૧ |

આંગની નબલાઈ થઈ હોય તો ઘણી કસરત કરવી નહીં, અને વાંચવા લખવાનુંબી કમતી કરવું. જુરૂતો જીવ હુશીઆર કરવા માટે ગરમ-ગરમ ચાહે અથવા કાફી પીવી.

**ખોરાક.—ચીકાસનો અને મીઠાસનો ખોરાક લેવો નહી.**

# લોહીનું માંથે ચઢવું.

(Apoplexy=ઍપોપ્લેક્સી.)

એ ભેજાંને લગતું એક દરદ છે. તેનો હુમલો અંચીતો છે, અને તેથી માણુસ, જાણે માથાંમાં ફટકો વાગ્યો હોય તેમ, નાચાર હાલતમાં પટકાઈ પડેછે. એ, ભેજાંમાં થયલા લોહીના વધારાથી અથવા ધસારાથી, થાયછે; અને બેશુધી, બંધ પડી જવું.ઈત્યાદી બી એનેથી થાય છે, અને જો તુરત ઉપાયો થયા નહી તો.મોહત આવી પુગેછે.

ઉત્પતીનાં કારણો.—ઘણું દાંગું દીલ; ટુંકી ગરદન અને મોટું માથું; બેસી રેહવાની આદત; ઘણાં ઊંચાં અને ભારી પકવાનોનો ખોરાક; ઘણો દારૂ પીવાની ટેવ; શરીરમાંથી બાહેર પડતી પ્રવાહીઓનું અટકવું; ઘણીજ સખત કસરત; મનના આતશી જોસ્સાઓ; ઘણાં ગરમ પાણીથી નાહવાનું; અતીઘણી ગરમી; અને જલદ દારૂ અથવા વસાંનાઓ.

નીશાણીઓ.—એનો હુમલો ઘણાખરો તો અંચીતો થાય છે, પણ કોઈ વખત તેનાં આગમચથી થોડાંક ચીન્હોબી દેખાય છે; જેવાં કે—વખત જતે વધતો જતો માથાંનો દુખારો, અને જાણે માથાંની આરપાર દોરડું તાણીને બાંધ્યું હોય એવી લાગણી. હુમલો થવાની વખતે,—વિચારોનો ગુંચવડો અથવા ભેલાભેલ થાયછે, કાનમાં આવાજો થાયછે, આંખો સામે રોશનીના ઝકજકાતો થાયછે, શબ્દો બોલાઈ શકાતા નથી, યાદદાસ્ત ગુમ થઈ જાયછે, હાતપગો શુન મારી જાયછે, શરીર ફીકું બનેછે, ઉછાળા અને ઉલટી થાયછે, અને પછી અંચીતી બેશુધી થાયછે અને તે એટલી મજબુત હોયછે કે કોઈબી જાતનો ઘોંઘાટ બીમારના કાન ઉપર અસર કરી શકતો નથી, ચેહેરો રતાશ ભર્યો થાયછે, આંખો મોટી થાયછે અને તેમાં લોહી ધાઈ આવેલું હોય છે, કપાલ ઉપરના નસો ફુગી આવી તલપી રેહછે; દરેક દમ બાહર કાહડતી વખતે ઉપરનો હોઠ બાહેર નીકલી આવેછે, અને શ્વાસ લેવાય છે તેબી ઘોંઘાટભર્યા આવાજથીજ; મોહડાં ઉપર ફીણુ આવેછે, દરદી દાંતો કચકચાવેછે, અને બદન ઉપર થંડો પરસેવો ફુટી નીકલે છે. કેટલાએક વખતે ચેહેરો ફીકો દીસેછે, પણ નાડીના જહડફભર્યા કુદકા આપણને દેખાડે છે કે અંદર લોહીનું ફરવું શી તરેહનું છે.

ઇલાજો.—પેહેલાં તો બીમારને આશાયશમાં બેસાડવો અથવા સુવાડવો અને તેનું માથું જરાઊંચકેલું રાખવું; ગરદન આગલનો સ-

મલો પેહેરવાશ ઢીલો કરવો અથવા કાહાડી નાખવો, અને માથાંની જે બાજુ ઉપર અને કાનના પાછલા ભાગ ઉપર એક અથવા બે દર્જન જલો મુકાવવી. માથાં ઉપર થંડાં પાણીની ધાર રેડવી, અને આઇસ-ના ગાંગડા તેની ઉપર મુકયા કરવા, અને રાઇના પ્લાસતરો પગની એડી અને ટેટાં ઉપર મુકવાં. જો શુધી પાછી આવે તો જલો મુકેલી કાહડી નાખવી, દરદીને બીછાણાં ઉપર લઇ જવો, તેના પગ પાસે ગરમ પાણીની બાટલીઓ મુકવી, માથાં ઉપર થંડા "લોશનો" મુકવાં, "ક્રોટન ઑઇલ" નાં બે ત્રણ ટીપાં જીભ ઉપર મસલવાં, અને અરધા કલાક પછી નીચે મુજબની મેલવણીમાંથી બે કે ત્રણ ચમચા આપી ઝાડો લાવવો:—

| | | |
|---|---|---|
| એલેકઝાનડ્રીયા સેના (Alexandria senna) | આંઉસ | ૧ |
| જીન્જર (Ginger) | ડ્રામ | ૨ |
| કારડેમમ સીડસ (Cardamom seeds) | ડ્રામ | ૨ |
| ઉકલતું પાણી (Boiling water) | પૅંટ | ૧ |

એ સઘલું ત્રણ કલાક સુધી ભીંજવીને રાખવું, અને પછી એ કાહવામાં—એપશમ સૉલટ (Epsom Salts) એક રતલ ઉમેરવુ અને તેને મેલવીને ગાળી કાહડવું, અને પછી તેમાં નીચલી ચીજો ઉમેરવી:—

| | | |
|---|---|---|
| કમપાઉન્ડ ટીંકચર આફ સેના (Comp. tinct. of senna) | આંઊશ | ૩ |
| સ્પીરીટ આફ સાલ વૉલેટાઇલ (Sprt of salvolatile) | આંઊશ | ૦॥ |

માથાં ઉપર મુકવાનાં લોશન માટે: સરકો અને કપુરનું પાણી લેવું; અથવા "સાલ ઍમોનીએક" (Sal ammoniac) બે ડ્રામ લેઇ તેને બે પૅંટ પાણીમાં મેલવવું અને તેમાં એક ગલાસ સરકો ઉમેરવો.

જો એ દરદ ઘણું ખાધાથી, અથવા ઘણો દારૂ પીધાથી થયું હોય-તો ઉલટી લાવવા માટે ગરમ પાણીમાં એક ચમચો રાઇ ભેલીને તે પાઇ દેવું; અથવા નીચલી ચીજોને એક ગલાશ ગરમ પાણીમાં ભેલીને પાઇ દેવી:—

| | | |
|---|---|---|
| વાહીત વીત્રીઓલ (White vitriol) | ડ્રામ | ૦॥ |
| ટારટર ઍમેટીક (Tartar emetic) | ગ્રેન | ૨ |

જો દરદી ઘણાં લોહીવાલો અને મજબુત હોય તો તુરતજ ફસ ખોલાવવી. દરદી સાજો થયા પછી, પાછો લોહીનો જોશ થઇ નહીં આવે તેને માટે નીચલી મેલવણીનો એકેક ચમચો દર ત્રણ કલાકે આપી આંતરડાંના લોહીનું ફરવું નરમ રાખવું:—

ટારટરેટ એન્ટીમની (Antimoni. Tartarat.)...... ગ્રેન ૩
ટીંકચર આફ ડીજીટેલીસ (Tinct Digital)......... ડ્રામ ૧
નાઈટ્રેત આફ પોટેશ (Potassœ Nitras)......... ગ્રેન ૧૦
પેપરમીંત વૉટર (Aqua piperitœ)................ આંઉંશ ૬

એ દરદના એક વખત શપાટામાં આવેલા માણસે પેટની કબજી-આત કદીબી રાખવી નહી; ખોલ્લી હવામાં કસરત હમેશ કરવી, પણ તે કસરત મધ્યમ રાખવી; થોડે થોડે વખતે કાનપટીઓ ઉપર વેહેંદુરો મુ-કાવવાં; ગરમીમાં કે તડકામાં રેહેવું અથવા ફરવું નહીં; બરફ ઘણું વાપ-રવું; ગરદન ઉપર કાંઈ દબાણ રાખવું નહીં અને લુગડાં સઘલાં સેજ ઢીલાં પેહેરવાં.

ખોરાક.—ગોસ્તનો ખોરાક, તીખાં પકવાનો, અને દારૂઓ ઘણા વખત તુલીક નહી લેવા. અને ફકત તરકારીના, અને દુધના ખોરાક ઉપરજ સંતોષ ધરવો.

---

## ફીફરૂં.

(Epilepsy=એપીલેપસી.)

એ દરદમાં અચીતી બેશુધી થાયછે, દરદી નીચે પટકાઈ પડેછે, અને તેનાં શરીરમાં ભયભરેલી તાનતોડ થાયછે. જે બચાંઓ નાજુ-કાઈમાં ઉધર્યાં હોય તેઓને એ વધારે થાયછે; ઓરત કરતાં મરદને એ વધારે થાયછે, અને તેનો ઉપાય કરવો મુશકેલ પડેછે. જો બચાંને એ થયું તો તે જોબનમાં આવ્યા પછી નીકલી જશે એવી આશા રેહછે. જો વીશ વરશ પછી થયું તો તે દફે કરવાંની મુશકેલી પડેછે; પણ જો ચા-લીસ વરસ પછી દીશાયું તો સાજા થવાની ઘણી કવચીત આશા આવેછે. જો ફીફરાંના હુમલા અથવા આંચકાઓ થોડાજ વખત ચાલુ રેહછે, અને લાંબે વખતે થાય તો તે સારી નિશાની સમજવી; પણ જો તેથી ઊલટું બને, આંચકા લાબો વખત જારી રહી જલદી જલદી થાય તો તે સારાં ચીન્હો જાણવાં નહીં. જો દરદી ઉંઘાયલો હોય તે વખતે એ આંચકાઓ થતા હોય તો તે એક ઘણીજ ખરાબ નીશાની જાણી રા-ખવી. દેખાવમાં એવા ભયાનક, અને દુખથી એવાં ભરપુર, બીજાં થોડાંજ દરદો હશે.

ઉત્પતીનાં કારણો.—ફીફરૂં કાંઈ કશોમાં ઓપે ઉતરેલું હોયછે. અથવા તેના બીજા કારણો એ હોયછે કે,—માથાં ઉપર પડેલો માર અથવા થયલા જખમો; ભેજામાં પાણી, લોહી અથવા બીજી કાંઈ પ્ર-

વાહીનુ એકઠું થવું; ભેજામાં અથવા કાંઠાની ગુરમાં થયલાં ગુમડાં અથવા સોજા; ઘણો દારૂ પીવાની ટેવ; હદથી જ્યાદા અભ્યાસ; આંતરડામાં પાકેલા કરમો; આંગમાંથી પડવી પ્રવાહીઓનું અંચીતું બંધ થવું; પોતાના બદનને નઠારી રીતે નાપાક કરવાની અથવા હાથરસ કરવાની માહ બુરી આદતથી ઉપજતી ભેજાં ઉપર અને બીજા જ્ઞાનતંતુઓ ઉપર અશર; મનમાં ઉત્પંન થતા આતશી જુસ્સાઓ; અને સહીએડ અથવા ગોવડાં અથવા બીજાં દરદોથી બદનમાં પેવસ થયલું જેહેર.

નીશાણીઓ.—એનો હુમલો હમેશાં અંચીતો હોયછે, અને સમજ અને શક્તિ શદનતર ગુમ થઈ જાયછે. દરદી જો ઉભેલો હોય છે તો માસના લોચાઓનાં ઢીલાં થવાથી પડી જાયછે અથવા તો નીચે ખેંચાઈને પટકાઈ પડતો જણાયછે, અને તે વેલા ગળામાંથી એક ખાસ તીક્ષણ ચીચીઆરી બાહેર આવેછે. બદનમાં જોશ ભરેલી ખેંચતાણ ચાલેછે, અને ચેહેરાના દરેક માંસના લોચાઓમાં ચમક થવાથી અને તેઓ ખેંચાવાથી મ્હોંડું અતીઘણું ભયંકર બનેછે અને એક યા બીજી બારદુ ખેંચાઈ જયા કરેછે; આંખો મજબુત રીતે ઠંબ અને ધુરકતી થાયછે, અથવા હેબતનાક રીતે ગોખલાઓમાં ગોળ ફરવા કરેછે; ચેહેરો ફીકો પડી જાયછે; નસો સુજેલી અને તલપેલી થાયછે; દાંત્યાં મજબુત પીશાયછે પણ તેમની વચમાંથી જીભ બાહેર નીકલી રેહછે અને દાંતોનું દબાણ થવાને લીધે કાલી અને લોહીથી જજરતી થાયછે; બીડાયલાં ચાંવણીઆંમાંથી ખી ફીન બાહેર આવી એકઠું થાયછે; આખું શરીર કમકમાત ઉપજાવે એવી ખેંચતાણમાં પડેછે, પગો જોરથી આશપાસ લંબાતા રેહછે અને હાતોબી હીલતા અને અકડાતા જારીજ રેહછે.

થોડાક વખત પછી આએ દુખભરી ચમકો બંધ પડેછે, જરાક શુધી આવેછે, અને થોડાજ વારમાં દરદી ભર ઊંઘમાં પડેછે અને ભારી ટુંકા અને ઘોંઘાટભર્યા સ્વાસ ખેંચેછે. થોડાક કલાક, અથવા આખો દાહાડો વીત્યા પછી, તે તમામ થાકેલી અને ઢીલી ઢચ હાલતમાં જાગ્રત થાયછે, અને તેની ઊપર પડેલા દુઃખનું તેને કશું ભાન હોતું નથી. જોકે એ હુમલોતો અંચીતો થાયછે, તોપણ દરદીને તેના આવી પુગવાની આગમચથી ચોકસ નીશાનીઓ મારફતે ખબર થાયછે, જેવી કે—તન અને મનની અતિઘણી જોંશ વગરની અને નબળી હાલત, આંખો સામે ઊડી રેહેતા રોશનીના ચમકાટના દેખાવો, કાનમાં થતો આવાજ, અને પગનટં તલીઆંથી તે ભેજાં તુલીક ઊપર ચહડી ગુમ થતો એક ચોકસ સળવળાટ.

ઈલાજો.—સઉથી પેહેલાં તો તેના બદનને પકડી રાખવું અને તેના સાંધાઓની તાણુતોડ અટકાવવી; પથર ઉપર અફડાઈને તેનાં માથાં ઉપર નુકસાન. નહીં થાય તેની સંભાલ રાખવી; દાંતો ઉપાડીને તેઓની વચે ચામડાનો અથવા લાકડાંનો એક કટકો મુકવો કે તેથી જીભ કરડાતી બચે; તેના બદન ઉપરનાં સઘલાં કપડાં ઢીલાં કરી નાખવાં; માથાં ઉપર તાવ જેવું દીસે તો તેપર થંડું પાણી રેડવું. જો માથાં ઉપર લોહીના જોશ જેવું કશું નહીં હોય તો જાંગ અને પગનાં તલીંયાં ઉપર રાઈની પોલતીસો મુકવી, અને નસકોરાં આગલ "એમોનીઆ" (Ammonia)ની ધુંઈ લઈ જવી. જો ઉપર જણાવેલી નીશાણીઓથી દરદી સમજે કે તેને ફીફરું થશે, તો તુરતજ એક પાટો મજબુત રીતે તેના આંગળાં આસપાસ ઉપરથી બાંધવો, એ ઉપાય ઘણી વેલા દરદનો વધારો અથવા પગપેસારો અટકાવેછે.

સૌથી જાણવાજોગ એલાજો તો એવા હુમલાઓ ફરીથી થતા અટકાવાને લગતા હોયછે. એટલા માટે દરદીએ હમેશાં સરસ કવવી આપનારી અને "કીનાઈન"ની દવાઓ પીવી જોઈએછે, અને અવારનવાર જુલાબો લઈ કોઠો સફા રાખવો ઘટેછે. નીચલી દવાઓમાંની એક લાંબો વખત સુધી ચાલુ રાખવી, અથવા નહીં તો એ ત્રણે અવારનવાર અકેક પખવાડયાં સુધી જારી રાખવી. એ ત્રણે જીનસોની મેલવણીમાંથી ત્રીશ ત્રીશ ગોળીઓ બનાવવી અને તેમાંની અકેક દર ચાર અથવા છ કલાકે લેવી:—

| | |
|---|---|
| શલફેત આફ ઝીંક (Zinci Sulphas)............ | ગ્રેન ૨૫ |
| કેલમબા પાઉડર (Pulv. Calumbæ)............ | ડ્રાંમ ૧ |
| જીંજર પાઉડર (Pulv. Zingiber)............... | ડ્રામ ૦॥ |
| એકસ્રેક્ત આફ જેનશીઅન (Ext. Gentianæ)... | પુરતા થાય એટલો. |

અથવા:—

| | |
|---|---|
| સલફેટ આફ કોપર (Cupri Sulphas)............... | ગ્રેન ૧૫ |
| રૂહબાર્બ પાઉડર (Pulv. Rhoi)...................... | સ્કુપલ ૨ |
| પાંઉનો ગર- (Mica panis)............................ | સ્કુપલ ૨ |
| એકસ્રેક્ત આફ જેનશીઅન (Ext. Genianæ)......... | પુરતો થાય એટલો. |

અથવા:—

| | |
|---|---|
| નાઈટ્રેત આફ શીલવર (Argenti Nitras)............ | ગ્રેન ૧૦ |
| જીંજર પાઉડર (Pulv. Ziniber).................... | ડ્રામ ૦॥ |
| કેલમબા પાઉડર (Pulv. Calumbæ).................. | સ્કુપલ ૨ |
| એકસટ્રેક્ત આફ જેનશીઅન (Ext Gentiianæ)...... | પુરતો થાય એટલો. |

બીજા સહેલા એલાજો એ છે જે દરદીએ સવાર સાંજ કસરત કરવી; જો હાથરશની ખુશી આદતને વશ હોય તો તે ખચીત તરક કરવી; સારો પુષ્ટી આપનારો ખોરાક ખાવો; અસુરે બીછાણાં ઉપર જવું નહીં; અને સેજસાજ વાઈન અથવા શેરી પીવો. અથવા દવાઈ તરીકે, એક ગ્રેન "એક્સત્રેક્ત આફ બેલેડોના" (Ext. of Belladonna) ને ગુંદરમાં મેલવીને તેની ત્રણ ગોળીઓ બનાવવી અને અકેકી દીવશમાં ત્રણવાર પાણીમાં પીવી. જો ઘેલાપણાંના જેવી કાંઈ અસર જણાયતો દશથી વીશ ટીપાં "લીકવીડ એક્શત્રેક્ત આફ અરગટ" (Liquid extract of ergot) દીવશામાં ત્રણ વખત પાણીમાં પાવાં. અથવા જો કરમનુંબી જોર જણાય તો નીચલી મેલવણીમાંથી દોઢ આંઉસ જેટલી દીવસમાં ત્રણ વખત લેવી:—

ટરપેનટાઈન (Oleum. Terebinth)................. મીનીમ ૩૦ થી ૫૦
ગુંદરનો ભુકો (Acaciœ. Gummi).................... ગ્રેન ૪૦
સ્પીરીત આફ નાઈત્રીક ઈથર (Sprt. Æther. Nitros.) ડ્રામ ૧
ઈનફ્યુઝન આફ કેલમબા (Infus. Calumbæ)......... આંઉશ ૬

અથવા "ટીંકચર આફ સ્ટીલ" (Tinct. of steel)નાં વીશ ટીપાં દીવશામાં ત્રણ વખત લેવાં, અને એ એલાજ લાંબો વખત ચાલુ રાખવો. અથવા નીચલી ગામઠી દવાની મેલવણીમાંથી પંદરથી વીશ ગ્રેન દર ચાર કલાકે ખાવું:—

જટામાશી..................... ડ્રામ ૨
અશાતકી ..................... ડ્રામ ૦॥
ગારીકુન ..................... ડ્રામ ૧॥
અળીઓ..................... ગ્રેન ૨૦

ખોરાક.—સઘલો કવતી આપનારો ખોરાક લેવો; અને ગમેતો તે સાથે શેરી અથવા કલેરેટબી પીવો.

---

## ચમક.

(Hysteria=હીશતીરીઆ.)

ઉત્પતીનાં કારણો.—જ્ઞાનતંતુઓને પોંહચેલું નુકસાન; મનના જોશ ભર્યા વીકારો; ઘણી ખુશી અથવા દલગીરી; તંગ પેહેરેલાં કપડાં; પેટમાં જમાવ થયલો વા; ઈત્યાદી.

એ દરદ મરદો કરતાં ઓરતોમાં ઘણુંજ સાધારણ છે. સતરથી ચાલીસ વરસની વય સુધીમાં તે ઘણું કરીને થાયછે, અને મોજ જોકમાં

ઉધરવી અથવા નાજુક બાંધાની સ્ત્રીઓઉપર તે ઘણો ખરો હુમલો કરેછે. પણ એથીબી વધારે, વગર પરણેલી અથવા વાંઝણી હાલત, જોશ ભર્યા વીકારો અને વીચારો, ઈત્યાદી, એ તો ખાસ કારણો છે કે જે એ દરદ ઉપજાવે છે.

નીશાણીઓ.—મનની ઉદાશી થાયછે, ચેહરો રાતો લોહીથી ધાઈ આવેલો બનેછે, અંચીતા આંશુઓ ટપકેછે; હૈડું ધડકવા માંડેછે; ડાબી બાજુએ દુખારો થાયછે; પેટમાંથી એક દડો અથવા કુચો ઊંચે ચહડી ગળામાં આવતો હોય એવું લાગેછે; દરદી એમજ માનેછે કે એક ગોળ ચીજ તેણીના ગળામાં ખુંટી બેશી તેણીને ગુંગળાવેછે. થોડાવારમાં દરદી બેચેન અને બેશુધ બનેછે શરીરના સાંધાઓ અછાડપછાડ કરવા માંડેછે; અવારનવાર આંખોમાંથી આંશું ટપકેછે; દરદી મોટે સાદે હસવા માંડેછે; સાંધાઓની તાણુતોડ અને અછાડપછાડ એટલી તો સખત થાયછે કે એક નાજુક છોકરીના હાથ પગોને પકડી રાખવા માટે ઘણાં માણસોનાં જોરની અગત પડેછે; એ હાલતમાં કેટલીએક મીનીટ સુધી અથવા કોઈવેલા કેટલાએક કલાક સુધી રેહવા બાદ, એકે લાંબો નીશાસો નાખી અથવા થોડાંક લાંબાં દચકલાં ખાઈ તેણી ધીમે ધીમે જાગરૂત થાયછે અને યા તો ભર ઉંઘમાં પડેછે, કે યાતો તેવી જાતની તાણુતોડમાં પાછી પડેછે. ચમક અને ફીફરૂં ઘણીવેલા મળતાં આવેછે, પણ તે પારખવાના ફરકો એ છે કે હીશતીરીયામાં દરદી થોડી ઘણીબી શુધીમાં હોયછે પણ ફીફરાંમાં તે તદન બેખબર રેહછે, અને જ્યારે ચમકમાં મોહડાં ઉપર ફીણ ઘણું આવતું નથી, ત્યારે ફીફરાંમાં તે હમેશ ઘણું દીશેછે. અને તેમાં ફકત પાંપણો ધ્રુજતાં અથવા ચપ-ચપ થતાં દીશેછે.

એલાજો.—શરૂઆતમાં દરદીને પીઠ ઉપર સુવાડવી; તુરતજ આંગ ઉપરનાં તંગ પહેરેલાં કપડાંઓ અથવા બાંધેલી ચીપો અને પટીઓ છોડી નાખવી અથવા ઢીલી કરવી, તેણીનાં મોહડાં ઉપર પાણી છાટતાં રેહવું, અને "સ્મેલીંગ સાલ્ટ" તેણીનાં નાક આગલ ધરવું. લોઢાંના એક શલીઆને ખખલતાં પાણીમાં બે ત્રણ મીનીટ સુધી રાખી-દરદીના બરડાનાં કાંઠા ઉપર રેશમી રૂમાલ પાંથરીને તે પર ફેરવવો. બાળેલાં પીછાંઓ, હીંગ, અથવા "સ્પીરીટસ આફ હાર્તર્શોર્ન" (Spirits of hartshorn) દરદીનાં નાક આગલ ધરવાં. પગોને ગરમ-ગરમ ઇંતરડીઓ લગાડવી; અને હાથ, પગ, અને પેટ ઉપર ગરમ કપડું જોરથી ઘસવું. અને જેવું તેણીથી ગળાઈ શકાય તેવીજ નીચલી મેલવણી પાઈ દેવી:—

સાલ વૉલેટાઇલ (Salvolatile) ..................મીનીમ ૩૦
સ્પીરીટસ આફ લવેનડર (Sprts. of lavender)...મીનીમ ૩૦
સ્પીરીટસ આફ ઇથર (Sprts. of æther)...........મીનીમ ૧૦
કેમફર વૉટર (Camphor Water)....................આંઊસ ૧

અથવા નીચલી મેલવણી પાઇ દેવી:—

ટીંકચર આફ ઍશેફટીડા (Tinct. Assafatidæ)....................ડ્રામ ૦॥
ઍરોમેટીક સ્પીરીત આફ ઍમોનીઆ (Sprt. Ammon. Aromat)...ડ્રામ ૦॥
બ્રાંડી (Sprt. Vino Gallici)......................................ચમચો ૧.
ટીંકચર આફ વેલેરીઅન (Tinct. of Valerianæ) ..................ડ્રામ ૧
પાણી (Aqua)..........................................................આંઊસ ૧॥.

અથવા ઘણા સખત કેશોમાં ઉલટીને માટે "શલફેત આફ ઝીંક" (Sulphate of Zinc)ના પંદર ગ્રેન ગરમ પાણીમાં દોહી આપેલા ફાયદો કરશે. જો નબળાઈ એ દરદનું કારણ થઈ હોય તો નીચલી દવાના છ પડીકા બનાવી તેમાંનું અકેક દીવશામાં ત્રણ વાર દરદીએ લેવું, અને એ દવા લાંબો વખત સુધી ચાલુ રાખવી:—

સેકેતેડ કારબોનેટ આફ આયરન (Ferri. Carb. Sac.)......ડ્રામ ૨॥.
શલફેત આફ ક્વીનાઇન(Quiniæ Sulphas )..................ગ્રેન ૧૦.

અથવા, નીચલી મેલવણીમાંથી અકેક ગલાશ દીવશામાં ત્રણ વખત ઘણા દાહડા સુધી પીવી:—

ફેરી ક્વીનાઇન શાઇટ્રેટીશ કમ સ્ટ્રીકનીન (Feri.quin.et Citrat. c. strych) ગ્રેન ૧૨
ઇનફ્યુઝન આફ કેલમબા (Infus. Calumbæ).......................આંઊસ ૬

જો બદહજમીને લીધે પેટમાં વા થયો હોય તો નીચલી મેલવણી-માંથી અકેક ગલાસ દર ચાર કલાકે પીવી:—

ટીંકચર આફ ઍશેફટીડા (Tinct. Assafœtidæ)....................ડ્રામ ૨.
બ્રોમાઇડ આફ પોટેશીયમ (Potas Bromid.).......................ગ્રેન ૪૫.
કમપાઉન્ડ ટીંકચર આફ કારડેમમ (Tinct. Cardamom. Co.)......ડ્રામ ૨.
કમપાઉન્ડ ઇનફ્યુઝન આફ જેનશીઅન (Infus.Gentian. Co.)...આંઊસ ૬.

જો દસતાન ઘણું જતું હોય અથવા થોડું જતું હોય તો તે સમતોલ હાલત ઉપર લાવવાના એલાજો કરવા, કેમકે એ કારણથીબી અમકનાં દરદની ઉતપતી અને વધારો થાય છે.

દરદની જોશભરી નીશાણીઓ નરમ પાડવા માટે નીચલી મેલવણીના બબે ચમચા દર ચાર કલાકે લેવા ચાલુ રાખવા:—

કમપાઉન્ડ ટીંકચર આફ વેલેરીઅન (Com. Tinct. of valerian)......આંઊસ ૦॥
ફીટીડ સ્પીરીટશ આફ ઍમોનીઆ (Fœtid Sprt. of ammon.).........ડ્રામ ૧
સ્પીરીટસ આફ નાઇટ્રસ ઇથર (Sprt. of nitrous ether)............આંઊસ ૦॥
વૉટર (Water.) ..........................................................આંઊસ ૬

અથવા નીચલી ગામઠી દવાનો ઉકાળો કરી થંડો પાડી એકેક આંઉશ દીવસમાં ત્રણ વખત લેવોઃ—

જટામાસી..........................ડ્રામ ૩ થી ૪
ખખસતું પાણી....................આંઉશ ૨૦

અથવા નીચલી જીનસો મેલવી તેમાં મધ ભેલી પાક બનાવવો અને દીવસમાં એક બે ડ્રામ જેટલો ખાવોઃ—

જુંદ બે દસ્તર..........................ડ્રામ ૧
દરૂનજે અકરબી........................ડ્રામ ૨
જટામાશી..............................ડ્રામ ૨

મનની નીરાંતી સાચવી રાખવી. ઘણી ખુશી અથવા ઘણી દલગીરીથી ઉશકેરાઈ જવા દેવી નહી, અને અનીતિના જોસ્સાઓ ઉભરવા દેવા નહીં.

ખોરાક—દુધ, ઈડાં, રસ વગેરે કવતી આપનારો ખોરાક લેવો; પણ ચાહે અથવા કાફી ઘણીજ જુજ લેવી.

## લકવો.

( Palsy or Paralysis=પાલસી ઑર પેરેલીસીસ. )

લકવો યાતો આખાં શરીર ઉપર થાયછે કે યાતો શરીરના કોઈ ચોકસ ભાગ ઉપરજ જણાયછે. જો આખાજ બદન ઉપર થયોતો ગમે એટલો જોરાવર દીસતો માણસ તદન નાચાર હાલતમાં પડી રેહછે, તેના સઘલા સાંધાઓ અને માસના લોચાઓ, મરણ પામેલી હાલતની મીસાલે, મકમ અને જડ થઈ જાયછે, જીભનીબી ગતી બંધ પડેછે, અને જાણે મુવેલો હોય તેમ તે એકજ જગોએ પડી રેહછે. પણ એ જાતનો લકવો ઘણો કવચીતજ દીશેછે; બાકી સાધારણ રીતે તો જુદાજુદા ભાગોના લકવા જણાયછે. જે જુદી જાતના લકવા થાયછે તેમનાં વરણન નીચે મુજબ છેઃ—

### અર્ધાંગી લકવો.

(Hemiplegia=હેમીપ્લેજીયા.)

એ જાતના લકવામાં, નાકની અણીથી તે ડુંટી સુધી સીટી દોરીયાથી શરીરના જે બે ભાગો થાયછે તેમાંનો, એક આખો ભાગ

જડ થઈ જાયછે અને તેની ચેતનશક્તી સઘળી નાબુદ બનેછે. દાભા અથવા જમના કોઈબી ભાગ ઉપર એ હુમલો થાયછે, પણ ઘણુંખરૂં તે દાભી બાજુએ દીશેછે. એ લકવો ઘણું કરીને જે જુવાન અને મજબુત માણુસો ઉદાશ ઘણા રેહતા હોય, અથવા ભેજાંને ઘણી મેહેનત આપતા હોય, અથવા ઘણો દારૂ પીતા હોય તેઓને થાયછે.

એલાજો.—એના એલાજ તરીકે જો જરૂર દીશે તો એરંડીયાનો જુલાબ આપવો, પણ જો તે ગળાઈ શકાતો નહીં હોય તો જમાલગોટાના તેલનાં બે ટીપાં ખાંડમાં મેલવીને જીભ ઉપર મુકવાં, એનેથી આસર થશે; અથવા, બે આંઊશ એરંડીયું, એક અથવા બે ચમચા તરપીનટાઈન, અને દશ આંઊશ કાંજીનું પાણી; એ ત્રણ મેલવીને તેની પીચકારી સકરામાં મારવી. ગરદન ઉપર બલીશતર મારવું, અને માંથા ઉપર ગરમી હોય તો બરફ ફેરવવું. જો ઘણો વખત ગુજરયા છતાંબી દરદીના સાંધાઓ છુટા પડતા નહી દીસે તો તેમની ઉપર, એક આંઊસ ટરપીનટાઈન અને ત્રણ ડ્રામ "ટીંકચર આફ કેનથરીડીસ" (Tinct of cantheridis) એ બેઉ મેલવીને લગાડવા, અથવા કપુરનું તેલ ચોળીઆ કરવું; તથા નીચલી જીનસોને મેલવીને તેમાંથી આઠ ગોળીઓ બનાવવી અને તેમાંથી બબે ગોળીઓ દીવસમાં ત્રણ વખત, ઘણા દીવશો સુધી, ગળાવવી ચાલુ રાખવી; જો થોડા દાહડા એ લીધા પછી હાતપગમાં ખેંચતાણુ થતી જણાય તો બે ત્રણ દાહડા બંધ રાખીને પછી ગળાવવી શરૂ કરવી:—

એકસ્ટ્રેક્ટ આફ નકશવામીકા (Ext. Nusis Vomicæ)......ગ્રેન ૨
કવીનાઈન ડી. શલ્ફ (Quiniæ Sulphas)......ગ્રેન ૬
રીડયુસડ આયરન (Ferrum Redactum)......ગ્રેન ૮
પેપશીન (Pepsina)......ગ્રેન ૮
એકસત્રેકટ આફ જેનશીઅન (Ext. Gentian.)......ગ્રેન ૬

---

## નીચેના અરધા ભાગનો લકવો.

(Paraplegia) "પેરેપ્લેજીઆ."—એ લકવો શરીરના નીચેના અરધા ભાગ ઉપર થાય છે. કે યાતો છેક કમર આગલથી થાયછે. જો નીચેથી થયો તો ફકત બેઉ પગોજ અડી જાય છે, પણ જો ઉપરથી તેની શરૂઆત થઈ તો ગુરદા અને બીજી ઇંદ્રીઓ ઉપર તેની અસર થાય છે, પેશાબ તથા ઝાડો પોતાની મેળેજ આવેછે, અને કમર કોહાઈ અથવા દબાઈ ગઈ હોય એમ દરદીને લાગેછે. બરડાના

મોંઢાનું હાડકું સડવાથી, ઘણી ઉંચાઈથી પડવાથી, હાથરશાની ભુરી આદ તથી, અથવા બરડા ઉપર સખત માર પડવાથી એની ઉત્પતી થાય છે.

**એલાજો.**—જો કાંઠામાં દુખારો થતો હોય તો તે ઉપર બરફ ફેરવવું કેમકે તે, કાંઠામાં થયલા સોજાને લીધે થાય છે, અને તે પછી "બેલેડોના"નું પ્લાસતર તે ઉપર મુકવું, અને નીચલી મેલવણીના ચાર ભાગ કરી અકેકો ભાગ દીવશમાં ચાર વખત આપવો:—

લીકવીડ એકશત્રેકટ આફ અરગટ ( Ext. Ergot. Liquid. )...ડ્રામ ૧.
ટીંકચર આફ શીનકોના ( Tinct. of Cinchon. ) ............ડ્રામ ૨.
ઈનફયુઝન આફ ચીરાટા ( Infus. Chiratæ. )............આંઊંશ ૬.

જો પેશાબ બંધ હોયતો અંદર શળી પેવશ કરવી; દરદીને આશાયશામાંજ રાખવો; અને ટરપીનટાઈન અથવા કપુરનું તેલ ચોપડ્યા કરવું અને વીજલીના આંચકા આપવા. જો લકવો લાંબા વખતનો રહ્યો હોયતો નીચલી જીનશોનો બારીક ભુકો કરી છ ગ્રેન જેટલો દીવસમાં ત્રણ વખત ફકાડવો, પણ જો થોડા દીવસ પછી હાથ પગમાં ખેંચતાણ થાય તો થોડો વખત ગાળો નાંખી પાછો ફકાડવા માંડવો:—

ઝેરી કચુરાના બીજનો ભુકો............ડ્રામ ૦॥.
કાળાં મરી.............................ડ્રામ ૧.
હરડે...................................ડ્રામ ૨॥.

ખોરાક.—પુષટી કારક આપવો, અને અગત જણાય તો ખીર અથવાં પોર્ટવાઈન પાવો.

---

## આંખનો લકવો.

( Strabismus=સ્ત્રેબીસમસ. )

એ લકવો એક અથવા બેઉ આંખો ઉપર થાય છે, અને તેથી તેઓ બાંહેર, નીચે, અથવા આડી ખેંચાઈ જાય છે, અને એવો એચોતાણો દેખાવ આપેછે કે તેથી ચેહરો કદરૂપો થઈ જાય છે.

---

## પાપણુનો લકવો.

( Ptosis=ટોસીસ. )

એ લકવો આંખનાં ઉપરના પાંપણો ઉપર થાય છે, અને તેથી તેઓ નીચે ખેંચાઈને બંધ થાય છે અને તેથી દરદી ઉંઘાયલો હોય, તેમ દેખાય છે. આંઝલાએ ફરીને ઉચકે ત્યારેજ તેઓ ઉંચકાએ છે.

## પાંપણ ઊંચાડનારો લકવો.

( Lagophthalmia=લેગોફ્થાલમીઆ. )

એ લકવો ઉપલાં લકવા કરતાં ઉલટીંજ તરેહનોછે. એની અસરથી પાંપણો, ઢંકાઇ જવાને બદલે, એટલાતો જોરથી ઉપર ખેંચાઇ જાયછે કે દરદીની ગમે એટલીબી મરજી છતાં તેઓ નીચે આવી શકતાં નથી, અને તેથી તે ઊઘાડી આંખે ઊંઘરય છે.

---

## ચેહેરાનો લકવો.

( Palsy of the face=પાલસી આફ ધી ફ્રેસ. )

એ લકવાથી ચેહેરાની ચેતનશક્તી તદન અથવા થોડી નાબુદ બનેછે; અને માસના લોચાઓમાં હમેશાં, અને ખસુસ કરીને ચાવતી વખતે, એવી ચમક અથવા ખેંચતાણ થાય છે કે તેથી ચેહેરાનો દેખાવ જેમ હસવાનું તેમ દુખ ઉપજાવે એવો થાય છે.

---

## આવાજનો લકવો.

( Aphonia=એફોનીઆ.)

એ લકવાની અસર આવાજ નીકલવાની ગળાંની નળી ઉપર થાંયછે, અને તેથી જોકે જીભતો હીલેછે પણ કાંઇ આવાજ નીકલતો નથી.

---

## ધ્રુજતો લકવો.

( Paralysis Agitans or Shaking palsy.)

"પૅરેલીસીસ ઍજીટેન્સ."

એ લકવો યાતો આખું શરીર કે યાતો તેનો એક ભાગ પકડેછે. એ ઘણો ધીમે ધીમે આવેછે; અને એમાં, હાત, પગ, અથવા માથાની ધ્રુંજરી પેહેલાં શરૂ થઇને પછી આખાં શરીરની થાયછે. એ ધ્રુંજરી હમેશાની થઇ પડેછે, અને ચાલવાની એટલી મુશકેલી પડેછે કે દરદીને જમીન ઉપર પડી જવાની ધાસ્તીથી દોડવું પડેછે. જેમ-જેમ દરદ વધેછે તેમ તેમ ધ્રુંજરી રાત દીવસ ચાલુજ રેહછે; અને કોઇ પારકાને જોતાં અથવા કાંઇબી શરમ લાગતાં તેમાં એટલો તો વધારો થાયછે કે તેનથી હીલાતું કે બોલાતું નથી. સેવટે, તે કાંઇબી ચીજ પોતાનાં આંગલ

ઉંચકી લઈ જઈ શકતો નથી; ગળવાની પી શકતી કમી થઈ જાયછે; પોતાના મનના કાંઈ પી વીચારો કે ઈચ્છાઓ તે જણાવી શકતો નથી; અને આખેરે, તદન નાચાર અને બેશુધ હાલતમાં તેનો અંત આવેછે.

એલાજો.—એ બીમારીના શરૂઆતના વખતના એલાજો એ છે કે કોઠો સાફ રાખવો, કવતી આપનારી દવાઓ, અને ખોરાકો આપવા, હવાની ફેરબદલી કરવી, થંડાં પાણીએ નહવાડવો, અને મગરનું તેલ પાવું. વીજલીના આચકા આપવા. બરડાના કાંઠા ઉપર "કમપાઉન્ડ લીનીમેંત આફ મશતર્ડ" ( Linmt. Sinapis Co.) ચોપડવું, અથવા એને બદલે કપુરનું એવુંજ "લીનીમેંત" વાપરવું. અને ગંધકને ગરમપાણીમાં ભેલી તે પાણીમાં તેને રોજ અરધો કલાક કમર સુધી બેશાડવો.

---

## લકવાનાં સાધારણ કારણો અને નીશાનીઓ.

લકવો ઘણો ખરો એટલો તો ગુપ્ત રીતે થાયછે કે તેના આવી પુગવાનો કંઈ ખ્યાલબી હોતો નથી. માણસ એવી તો તંદરોસ્તીમાં હોયછે કે તે મોટી મગરૂરી સાથે એવું જણાવેછે કે આખી જીંદગીમાં તેને માંદગી જોઈ નથી અને હવે જોવાની તેને ધાસ્તીબી નથી, પણ થોડાજ દીવસોમાં, અથવા બીજેજ દીવશે, તે પોતાને એ દરદમાં ફશેલો જોયછે; અને અકડી ગયલી નાચાર હાલતમાં, નજીવાં કામો માટેબી, સગાંઓ અથવા દોસ્ત આશનાવોનો ઓશીયાલો થાયછે. જુવાનીની ખીલતી હાલતમાંથી અચીતી રીતે જઈફીની કરમાતી સ્થીતીમાં લાવી નાખનારૂં જો કોઈબી દરદ હોય તો એ છે. પણ તોબી કેટલીએક વખત ચોકશ કારણો એવાં બનેછે અને ચોકશ નીશાણીઓ એવી જણાયછે કે તેઓથી લકવાનું દરદ થશે એવી અટકલ થઈ શકેછે, જેમ કે—ચોકશ ઉમરે અને ચોકશ માણસોમાં માંથે લોહી ચહડવાનું દરદ, ફીંફરૂં, ભેજા ઉપર થયલું દબાણ, માથાં ઉપર પડેલો માર, મનના જોશભર્યા વીકારો, ઈત્યાદી, કોઈ કોઈ વખતે લકવો, ખોપરીમાં કોઈ નેશના તુટી જવાથી, થાયછે; અને તેથી પેહેલાં વીચારો ગુંચવડા ભર્યા થાયછે, માંથુ દુખેછે, જરા જરા બેશુધી થાયછે, કાનમાં ઘોંઘાટ થાયછે, બેહેરપણુ આવેછે, યાદદાસ્ત શકતી ગુમ થઈ જાયછે, અને શેવટે આ બુરૂં દરદ પોતાના નાઉમેદીભર્યા આકારમાં બાહેર પડેછે.

નબલા માણસો; અથવા મજબુત, પણ ટુંકી ગરદનવાલાં માણસો; ઘણાં આકળા સ્વભાવનાઓ; વીદ્વાનો; અને જેઓ પૈસા ટકા-

ની અતીઘણી ઉદાશી અને ઊંડા વીચારમાં મશગુલ રેહતા હોય તેઓ લકવાથી, બીજાઓ કરતાં, વધારે હેરાન થાયછે. જો ચેહેરા અથવા મોહડાં ઉપર લકવો થયો હોયતો એક જાણવાજોગ ચીન્હ તો એ હોયછે કે જ્યારે મોહડાંનો અરધો ભાગ હશતો અથવા ખુશાલીથી ચમકતો દીશેછે, ત્યારે બીજો અરધો દરદી ભાગ, મરણ પામ્યા મીશાલ, તદન જડ અને સુકો જેવો થઈ રેહેછે. લકવો થશે એમ જાણવા માટે સાધારણ માણસે જે નીશાણીઓ સમજવાની છે, તે એછે કે—માથાંનો ચાલુ દુખારો, વીચારોનો ગુંચવડો, યાદદાસ્તનું નાબુદ થવું; આંખની શક્તીનું કમતી થવું, બેહેરપણ, ચાલુ રેહતી સુસતી, અને બદનના કોઈ ભાગ ઉપર જણાતી કાંતો ભોકાય એવી લાગણી.

સાધારણ એલાજો.—જો એક વખત એ દરદ પેવશ થઈ ચુકું તો પછી તે દુર કરી શકાવાનું નથી. ચેહેરાના માસના લોચાઓની ભયભરેલી તાણતોડ નરમ પાડી શકાશે, ધ્રુંજતા સાંધાઓને. કઉવત અપાશે, પણ તોબી કોઈ હાતની ધ્રુંજરી, અથવા કોઈ પગની નબલાઈ, અથવા મોહડાંની આંચકીઓ સેવટસુધી રહી જશે, અને માણસ પોતાની અસલની તંદરોસ્તી ઉપર અને અસલના દેખાવ ઉપર આવી શકશેજ નહી. શરૂઆતના સાધારણ એલાજો તો એ છે કે બોચી અને બરડા ઉપર બલીશતર મુકવાં; ખભાંની વચમાં વેહેંદુરો લગાડવાં; ઘણા શખત જુલાબો આપી ઝાડો લાવવો; પગ ઉપર રાઈનાં પ્લાશતર મારવાં માથાંને થંડક આપવી; અને વીજલીના આંચકાઓ આપવા. રાઈ, અથવા ટરપીનતાઈન, અથવા કપુરનું તેલ મશલવું. ગંધકની ધ્રુંઈ આપવી, અને ગંધકને પાણીમાં ભેલી તે પાણીએ દરદીને નહવાડવો, અથવા દરીયાનાં પાણીએ નહવાડવો અને આંગ જોરથી લુછવું. જો પેશાબ બંધ રહી હોય તો શળી પેવશ કરવી.

### એ દરદ ઉપરની ગામઠી દવાઓ નીચે મુજબની છે.

નીચલી જીનસોનો બારીક ભુકો કરી તેને આઠ માસા સાબુ સાથે મેલવી તેની સાહઠ ગોળીઓ બનાવવી, અને તેમાંથી ચારથી પાંચ ગોળીઓ દરરાતે સુતીં વેલાએ ગળાવવી.

રેવનચીનો શીરો .................. માસા ૪*
શીકોતર એલીઓ.................. માસા ૪
તજનો ભુકો.......................... માસા ૪

---

* એક માશો તે અંગ્રેજી પંદર ગ્રેનની બરાબર થવા જાયછે. એક ઘઊં તે અંગ્રેજી એક ગ્રેન જેટલો હોયછે; અને એક તોલો તે અંગ્રેજી ત્રણ ડ્રામ જેટલો થાયછે.

અથવા નીચલી જીનશોને ભેખરી કરીને એક શેર ખખલતાં પાણીમાં નાખી એક કલાક સુધી રેહવા દેવી, અને પછી તે પાણી ગાળી કાહડીને તેમાંથી દોઢ આંઉંશ જેટલું દર ચાર કલાકે આપવું:—

| | |
|---|---|
| શેકતાની અંતરછાલ ... ... ... ... | તોલા ૫ |
| રાઈ. ... ... ... ... ... ... | તોલા ૫ |
| આદુ અથવા સુંઠ ... ... ... ... | માસા ૪ |

અથવા શરૂઆતથી તે સાત દિવસો તુલીક જાથુક, બે તોલા મધ-તથા અછેર પાણી, તથા એક માશો જાયફલ ઉકાળીને તેમાંથી સવાર સાંજ પાયા કરવું, અને ખાંણામાં હીંગ નાખવી. અને નીચે જણા-વેલાં તેલો તેનાં આંગ ઉપર મસળવાં:—

| | |
|---|---|
| રાઈ... ... ... ... ... ... | તોલા ૨॥ |
| ટરપીનટાઈન. ... ... ... ... | તોલા ૨॥ |
| મીઠું તલીનું તેલ... ... ... ... | તોલા ૧૦ |

અથવા:—

| | |
|---|---|
| કપુર.... ... ... ... ... | તોલા ૧ |
| ટરપીનતાઈન.. ... ... ... | તોલા ૪ |
| મીઠું તલીનું તેલ... ... ... | તોલા ૧૫ |

અથવા:—

| | |
|---|---|
| જમાલગોટાનું તેલ... ... ... ... | માશા ૪ |
| મીઠું તલીનું તેલ... ... ... ... | તોલા ૪ |

---

## દીવાનાપણું અથવા ઘેલાપણું.

(Insanity or Lunacy or Mania=ઈનશૅનીતી, ઑર લુનશી, ઑર મેનીઆ.)

ઘેલાપણું બે રીતનું હોય છે; એકમાં દરદીની વરતણુક અતીઘણી જહનુની અને નહી નરમ પડાય એવી હોય છે, તે એટલો ચીડમાં આવે છે કે તેના જુસ્સામાં ભય ભરેલા કામો કરવાનેબી તે ચુકતો નથી, અને જો એ વખતે તેની સામે થયા તો ખુનબી કરવાને તે વિલંબ લગાડતો નથી; અને બીજી રીતના ઘેલાપણામાં બીમાર ગમગીન, નાશીપાસ અને તુટેલા દીલનો થઈને બેશી રેહછે, જીંદગીને તે અકારી ગણતો હોય એમ લાગેછે, અને પોતાની હાલતને નહી વેઠાય એવી કંગાલ વીચારી તેમાંથી છુટવા માટે ઘણી વેળા આપઘાતની તજવીજે તે

કરે છે; પેહેલી રીત "મેનીઆ" (Mania) નાં અને બીજી "મૅલેન્કોલીઆ" (Melancholia) ના નામથી ઓળખાય છે.

ઘેલાપણાની હાલતમાં માણસની મનશક્તીમાં તરેહવાર ફેરફારો થાય છે; તેની વીચાર કરવાની, સમજવાની, કલ્પના કરવાની, તકરાર ચલાવાની, અને યાદ રાખવાની શક્તી ગુમ થાય છે; તે તરેવાર ખોટા ખ્યાલો અને ખોટા લોભોને વશ થાય છે; મન ઘડીમાં ખુશી તો ઘડીમાં દુખી અને દલગીર રેહછે; તેઓના વીચારો એકપછી એક એટલાતો જલદથી આવે છે કે તેથી તેઓનો બકબકારો કંઈબી રીતના સાંધણ કે સંબંધ વગરનો થાય છે; અથવા તો કંઈબી વીચાર કે ખ્યાલ ઉપજતો નથી અને તે તદન બંધ મુગી હાલતમાં ઢોર જેવો બેશી રેહ છે. સ્વભાવમાંબી ફેર પડે છે; જે નરમ તે આકલો અને જે આકેલો તે દરદી થયા બાદ નરમ બની જાય છે; જે નમાનો તે તુંદ અને મગરૂર થાય છે; એકાંત અને શાંત મીજાજ ચેડો અને ચીબાવલો, સભ્યતા ભરેલો તોછડો, ઉદાર દીલનો ઘાતકી અને કપટી, અને સંતોષી લોભી અને લાલચુ થાય છે; વલી જે ઘેલાપણામાં નરમાસ ભર્યો અને તાબેદાર અને ભલો રહેલો તે સાજો થવા પછી એખલપેટો, કીનાબાજ, વેહેમી, અને મગરૂર બની જાય છે. સાધારણ આદતો અને ટેવોબી બદલાય છે; જે ધરમી વીચારનો તે કાફર, જે નફટ તે કાંકણો, જે કંજુશ તે ઉડાઉ, જે સાહુચેત તે બેદરકાર, જે માયાળુ તે ઘાતકી, અને જાહેરમાં હીંમતથી બોલનારો અને કરનારો તે બીકણ અને હીચકારો બને છે.

બીજી જાતોનાં જે ઘેલાપણું ગણાય છે તે નીચે મુજબનાં છે.— "ડીલ્યુઝન" (Delusion).—એમાં દરદી બધા ખોટા અને ઊંધા વીચારે કરે છે, નાંધલી ચીજને મોટી અને થંડીને ગરમ ગણે છે. "ઇલ્યુઝન" (Illusion).—એમાં તેના મનમાં જુદા જુદા ખ્યાલો અને વેહેમો આવે છે, પોતાને કાચનો બનાવેલો સમજે છે અને ભાગી નહી જાય માટે એકજ ખુનામાં સંભાળથી બેસી રેહ છે, અથવા પોતાને ફરેસ્તો અથવા ખોદાઈ અવતાર માને છે. "હોમીશાઈડલ મેનીઆ" (Homicidal mania).—એમાં દરદીને બીજાનું ખુન કરવાનીજ ઇચ્છા થયા કરેછે, અને એવો બીમાર ઘણો ઘાસતી ભરેલો થઈ પડે છે. "સ્વીસાઈડલ મેનીઆ" (Suicidal mania).—એમાં તેને તેનો પોતાનોજ જીવ લેવાનું અથવા આપઘાત કરવાનું મન થયા કરે છે. "આરસન" (Arson).—એમાં તેને પોતાના ઘર-

બારને આગ લગાડવાનું જહનુન ચહડેછે. "એરોટો મેનીઆ" (Erotomania).—એમાં તેને સંસાર ભોગ કરવાનોજ શોખ અથવા વીચાર થયા કરેછે, અને અતીઘણી અનીતીથીબી તે સંતોષ પામતો નથી; જો એ દરદ ઔરતને થાયછે તો તેને "નીમ્ફોમેનીઆ" (Nymphomania) કરી કેહછે, અને જો તે મરદને થાય છે તો "સેતીરીએશીસ" (Satyriasis) ના નામે ઓલખાય છે. "ક્લેપ્તોમેનીઆ" (Kleptomania).—એમાં તેને ચોરી કરવાનોજ શોખ થયા કરે છે, અને પોતે ગમે એટલો તવંગર છતાં નજીવી જેવી ચીજોબી ચોરી લાવેછે. "નાશતેલજીક મેલેન્કોલીઆ" (Nostalgic melancholia).—એ ઘેલાપણું પોતાના વતનથી દુર ગયલાઓને થાયં છે; લશકરી શીપાહોમાં એ ઘણું સાધારણ હોય છે. "હાઈપોકૉનડ્રીએકલ મેલેન્કોલીઆ" (Hypochondriacal melancholia).—એ લાંબા વખતના અજીરણથી ઘણુંકરીને થાય છે; એમાં દરદીને ખબર હોતી નથી કે તે પુરૂષ છે કે સ્ત્રી છે, અને તે પોતાનું નામ બ્વતીક ભુલી જાયછે. "રીલીજીઅસ મેલેન્કોલીઆ" (Religious melancholia).—એ ધર્મને લગતા જોશભર્યા વીચારોને લીધે થાય છે, અને તેને આખો વખત દીન ધર્મને લગતાં ફરમાનોનો અને ક્રીયાઓનોજ વીચાર આવ્યા કરે છે. "સીનાઈલ ડીમેનશીઆ" (Senile Dementia).—લાંબો વખત સુધી જો દીવાનાપણું ચાલું રહ્યું તો પછી આ "ડીમેનશીઆ"ની હાલતમાં દરદી પડેછે, અને તે વખતે બીમારનું વીચાર અને ગભરાટ ભર્યું મોહડું, પોકલ અથવા ખાલી અને ચલકતી દીશતી આંખો, અને વગર સબબનું હસવું; એજ ચીન્હો દેખાડી આપેછે કે તેનું ભેજું તમામ પોકળ પડી ગયું છે.

**ઉત્પતીનાં કારણો.**—પ્યાર; ફીકર; અંચીતી ભારે ધાસતી; અંચીતો ભારે હરખ; ધર્મ સંબંધી જુસ્સાઓ; અતી ઘણો લોભ; પૈસાની અંચીતી મોટી ખોટ; સંસારી આફતો. એ સઘલાં ઉપરાંત બીજાં ખાસ શરીર સંબંધી કારણો છે, અને તે એ કે–માથાં ઉપર થયલો જખમ અથવા લોહીનો જોશ; ભેજાં ઉપર કોઈબી કારણથી થયલું દબાણ; માથાંમાં થયલું પાણી; અને બીજાં કોઈ દરદોની થયલી સખત અસર.

**સાધારણ નીશાણીઓ.**—આંખો બાહેર નીકળેલી હમેશ ફરતી અને ધ્રુરકતી રેહછે; થંડી કે ગરમી કંઇબી બદન ઉપર અસર કરતી નથી; અને અજાયબ જેવી રીતે, ઉડતાં અથવા મરકી–રૂપી કોઈબી દરદો તેની ઉપર ગલબો કરતાં નથી. નીરાંત અને આરામશ સઘલી ઉડી જાયછે,

અને ઊંઘાવા ગમતું નથી; ઘડી ઘડીએ જહનુન થઈ આવેછે; ઘણે વખત, સુધી ભાગ્યું તુટ્યું ગાયછે, બોલેછે, અને વગર સબબે હસેછે અથવા ધાંધાલ કરેછે અને બુમો મારેછે, અને અનીતી ભરી અથવા મહલાજા વગરની ચાલ ચલાવે અને નીશાણીઓ કરેછે. કેટલીક વખત તો તે વાત કરતો અથવા હસ્તો બોલતો એકદમ બંધ પડેછે, કંઈ દુખ થતું હોય એમ તે ચીચીઆરી પાડેછે, અને છાતી, માથું અથવા પીઠ ઉપર હાત અથવા મુક્કીઓ મારેછે, અને એ સઘલાં ચીન્હો ઉપરથી આપણને ખોલ્લું માલમ પડેછે કે તેને છાતીમાં અથવા માથાંમાં અથવા પેટમાં કાંઈબી સખ્ત દરદ થાયછે; અને એવાં તેનાં ચીન્હો સાથે ઝાડોબી છુટી જાયછે, પેશાબ રાતી અને થોડી થાયછે, ચામડી યાતો થંડી યાતો ગરમ અને સુકી રેહછે, અથવા ચીકણો પરસેવો છુટેછે, દમ ગરમ અને ગંધ મારતો થાયછે, અને શ્વાસ લેવાની મુશ્કેલી પડેછે.

એલાજો.—જરૂર જોગા એલાજો એજ છે કે દરદી સાથે સખ્તાઈથી અથવા ઘાતકીપણે વર્ત્તવું નહી, અને તેને સખ્ત માર મારી વધારે દુખી અને વધારે દીવાનો કરવો નહી, પણ તેની સાથે માયા અને નરમાશથી વર્ત્તવું; એવી રીતના જુલમની રીત પેહેલાં ઘણી ચલાવામાં આવતી હતી, પણ હવડાં તે તદન તરક કરવામાં આવીછે અને ફક્ત નરમીથી વર્ત્તવામાંજ દરદીના સાજા થવાની આશા રાખવામાં આવેછે. તેને મનગમતી સઘલી ચીજો અને છુટો ધીમે-ધીમે આપવી; કાંઈબી સબબે તેને ઉસ્કેરાઈ જવા દેવો નહી; તેનું મન વેરાય એવી સારી સારી વાતો તેની આગલ કરવી; તેને સ્વછ રાખવો, અને ખોલ્લી હવામાં ફેરવવો; તેને દરેક રીતે પટાવી શાંત રાખવો, અને તરેહવાર રમત ગમતોમાં રોકવો; હવા અને દેખાવોની ફેરબદલી ઉપર તેને લેઈ જવો; દરેક જાતનું હથીઆર તેનેથી દુર રાખવું, કેમકે ઘણી વેલા તેને આપઘાત કરવાનું જહનુન ચહડી આવેછે, અને તેના ઓરડામાંનાં બારી બારણાંઓબી બરાબર બંધ રાખવાં; તેને બનતાં સુધી એખલો અને પોતાનાજ ખ્યાલોમાં ગુંતાયલો રાખવો નહી. જો દરદી ઘણોજ તોફાની હોય તો તેને દાબી રાખવાના સખત નહી પણ સેહેલાજ ઉપાયો લેવા અને તેનાં શરીરને કશી ઇજા નહી પોંહચે તેની સંભાલ રાખવી. જો સંસારી બનાવોથી અથવા દેખાવોથી તે ઉશ્કેરાતો હોય તો તેને પોતાનાં ઘેરમાંથી બીજે ઘેર લેઈ જવો, જો ઊંઘ નહી આવે તો ઊંઘ લાવનારી દવાઓ સરેસ્તા કરતાં વધારે જઠામાં આપવી, અને ખોરાક હમેશાં પુષ્ટીકારક આપવો. તેને એકદમ કદીબી "લુનેટીક એસાઈલમ" (Lunatic

asylum) અથવા દેવાનાઓની હૉસ્પીતલમાં મોકલવો નહી, એથી તેની ઉશ્કેરાયલી હાલત વધારે ઉશ્કેરાયછે, અને ત્યાંના બીજા દેવાના માણસો સાથેની સંગત તેને વધારે ક્રદી અથવા વધારે તોફાની બનાવેછે.

## લોહીનો વધારો.

( Plethora.=પ્લેથોરા. )

બદનમાં લોહીનો હદથી જ્યાદા વધારોબી જુદાં જુદાં દુખો ઉપજાવેછે, માટે એવી હાલતને સારી તંદરોસ્તીની નીશાની સમજવી નહી.

ઉત્પતીનાં કારણો.—ઘણો ઉંચો અથવા કીમતી ખોરાક; ઘણો દારૂ પીવાની ટેવ; શરીરમાંથી બાહેર પડતી પ્રવાહીઓનું એકદમ બંધ પડી જવું; કંઈબી રીતની મેહેનત, કસરત કે કામકાજ વગર, સરસ પડવાનો બાઈ પડી રેહવાની ટેવ; ઈત્યાદી.

એવા માણસો માટે, તેમનાં માથાં ઉપર લોહીનો જોશ થઈ આવવાંની અથવા કોઈ ઇંદ્રીઓ ઉપર સોજો થઈ આવવાની ઘણી ધાસ્તીઓ રેહછે. એવાં માણસો, બીજાં માણસો કરતાં, ફેફસાંના, કલેજાંના, તથા ભેજાંના સોજાઓથી વધારે ખમેછે. ઘણી એક વખત લોહી, તેઓનાં નાકમાંથી અથવા સફરામાંથી હરસને રસ્તે, બાહેર પડેછે; બદનની ગરમી વધારે રેહછે અને માથું દુખ્યા કરેછે.

એલાજો.—એવાં માણસે તુરત પોતાના દરરોજના ખોરાકના જથામાં ઘણો ઘટાડો કરવો; જરૂર જોગી કસરત ચાલુ રાખવી; થોડી આશાયશ લેઈ, આંગને વધારે કસતા રેહવું; અવાર નવાર ગરમ પાણીએ નાહવું. અને દરરોજ આંગ ઉપર, સરકા સાથે ભેલેલાં, થંડાં પાણીના વાદલાં ફેરવતા રેહેવું, અને પછી ઘશીને આંગ લુછી નાખવું; ઘણા સખત જુલાબો લેઈ શરીરને ઓર વધારે નુકશાન કરવું નહી, પણ અવારનવાર "સીડલીટઝ પાઉડર." અથવા "એપસમ સાલ્ટ," અથવા "ઇનોસ ફ્રુટ સાલ્ટ"ની ઝાડો લાવનારી દવાઓ પીતા રેહવું; સુવા જતી વખતે દરરાતે પાણી પીવાથી અને સાદો ખોરાક લીધાથીબી ઝાડો પોતાની મેલેજ આવશે; ચામડીને હમેશાં સ્વચ્છ હાલતમાં રાખવી, અને તે ઉપરનાં બારીક નાંકાંઓ ખોલ્લાં રાખી પરસેવો હમેશાં છુટથી પડવા દેવો, અથવા નહી તો ઝાડો અને પરસેવો બેઉ જો બંધ રેહશે તો લોહી માંથે ચઢી જઈ માઠાં પરીણામ નીપજવાને વીલંબ લાગશે નહી. જો કલેજું નબલું અને સુસ્ત રેહતું હોય તો અરધો ગ્રેન "પોડોફીલીન"

(Podophylline) ચાર ગ્રેન "બ્લુ પીલ" (Blue pill) સાથે મેળવીને તેની એક ગોળી બનાવી તે દર ત્રણ અથવા ચાર દાહડે પાણીમાં ગળવી. સંગરા મુકાવાનો બી એક અગતનો એલાજ, છે, પણ જો સુસતી અથવા જુકન લાગતી હોય અને માથાંમાં ગોકા મારતા હોય તો એ એલાજ કરવો નહી; અને તેને બદલે અરધો અથવા એક દ્રામ "સોલ્યુશન આફ પૉટેશ" (Solution of potash) પાણીમાં ભેલી દીવસમાં ત્રણ વખત પીવું. ખુદરત ઘણી વેલા વૈદની ગરજ સારેછે, અને લોહી અંચીતું નસકોરાં વાટે અથવા સફરા વાટે બાહેર પડી, લોહીના ચઢી ગયલા જોશથી જોખમમાં પડેલો, દરદીનો જીવ બંચાવેછે. પણ એટલું હમેશ યાદ રાખવું કે એ દરદમાં જો લોહી નાંકમાંથી અથવા સફરામાંથી પડવા માંડે તો તેને કદીબી અટકાવવું નહી, પણ તેને ખુદરત તરફની એક કૃપા સમજી વેહવા દેવું.

ખોરાક—ગોસ્તનો ખોરાક ખાવો નહી; ખાધામાં સરકો વાપડવો; દારૂ પીવો સદનતર બંધ કરવો; થંડક ભર્યાં પકવાનો ખાવાં અને પીણાંઓ પીવાં; સુપ, મીઠાઈ, જેલી અને બીજી એવી ચીજો ખાધામાં લેવી નહી.

---

## ઉંઘની ખુટ.

( Sleeplessness=સ્લીપલેસનેસ. )

ઉંઘંતીના કારણો.—બદહજમી; ઘટતી કસરતની ખુટ; ભેજાં ઉપર થતું કામોનું, વીચારોનું, અથવા ચીંતાઓનું ઘણું દબાણ; સાધારણ નબલાઈ; અથવા સખત ગરમી.

એલાજો.—જો બદહજમી થતી હોય તો વીસ ગ્રેન "કારબોનેત આફ મૅગનીશીયા" (Carbonate of magnesia,) તથા ચાલીસ ગ્રેન "કારબોનેત આફ સોદા," એ બેઉ સાથે મેલવીને તેનાં ચાર પડીકાં કરવાં અને અકેકું દીવસમાં ચાર વખત લેવું. જો ભેજાંનાં ઘણાં કામકાજને લીધે એમ થતું હોય તો થોડા દાહડા નીરાંત લેવી અને અટેરૂં કરવા જતાં વધારે હેરાંન થવું નહી. સૅલેડ સરકામાં બોલીને રાતના ખાણાં સાથે વાપડવી, અથવા આરેન્જનું અથવા લીંબુનું શરબત બનાવીને તે દોઢ ગલાસ જેટલું સુતી વેલા પીવું. અથવા ગામઠી રીત મુજબ નીચલી જીણસોને બારીક છુંદીને છ આંઉશ પાણીમાં મેળવીને તે પાણી ગાળી કાઢવું અને પછી તેમાં પાંચ આંઉસ દુધ અને બે આંઉસ સાકર ઉમેરી, તેમાંથી પાંચ છ આંઉશ જેટલું, અથવા વધારે, એક વખત પીવું:—

| | | |
|---|---|---|
| ભાંગ | ડ્રામ | ૨ થી ૪. |
| કાળાં મરી | ડ્રામ | ૦॥. |
| ખસખસ | ડ્રામ | ૧. |
| કાકડીનાં છાલેલાં બીજ | ડ્રામ | ૧. |
| તડબુચનાં બીજ | ડ્રામ | ૧. |

---

## તલ્લીનુ સુજવું અથવા બલોહોર.

( Enlargement of the Spleen=ઍનલાર્જમેંત ઑફ ધી સ્પલીન. )

દાબી બાજુપર પાંસલીઓની હેઠલ તલ્લી આવેલી હોયછે તેમાં કોઈ વખત સોજો આવેછે; તે બાજુ આંગલાં દાબવાથી તેની કોર લાગેછે, અને ત્યાં દુખારો થાયછે.

ઉત્પતીનાં કારણો.—લાંબો વખત ચાલુ રહેલા તાવો એ દરદ ઉપજાવેછે.

નીશાણીઓ.—ઉપર કહ્યું તેમ કોર આંગલાંને લાગેછે, અને તે બાજુ દુખારો થાયછે; દરદીનું મ્હોંડું ફીકું પડતું જાયછે અને તે પીલાયા કરેછે; તેની શક્તી કમતી થાયછે, પણ ભુખ ઘણીવેલા ઓર વધતી થાયછે; અને આસ્તે આસ્તે એ સોજાનો વધારો એટલો બધો થાયછે કે દરદીનું પેટ મોટું થવાથી તેને હમેલ હોય એવો હસવાજોગ દેખાવ થાયછે.

એલાજો.—એ જગા ઉપર "આયોડીન" (Iodine) લગાડ્યા કરવું; બાર ટીપાં "ટીંકચર આફ સ્તીલ" (Tinct. of steel) એક આંઉસ પાણીમાં ભેલીને દીવસમાં ચાર વખત પીવાં; અથવા નીચલી મેલવણીનું એકેક ગલાસ દીવશમાં ચાર વખત પીવું:—

| | | |
|---|---|---|
| કવીનાઈન ડી સલફ (quinæ Sulph.) | ગ્રેન | ૬. |
| સીરપ ફેરી આયોડાઈડ (Syrup Ferri Iodid.) | ડ્રામ | ૧॥. |
| પોતૅસ આયોડાઈડ (Potas. Iodid.) | ગ્રેન. | ૧૫. |
| પાણી (Aqua.) | આંઉસ | ૬. |

અથવા નીચલી જીનસોને બારીક છુંદીને તેમને વાઈન અથવા સરકામાં મેલવવી અને તે જગાઉપર બાહેરથી ચોપડવી:—

| | | |
|---|---|---|
| ઉસક | તોલો | ૧. |
| ગુગલ | તોલો | ૧. |
| માયફલ | તોલો | ૧. |

અથવા નીચલી જીનસોને બારીક છુંદીને દશ આંઉસ પાણીમાં બાર કલાક સુધી મેલવી રાખવી અને પછી તે પાણીને ઉકાળી ગાળી કાહડવું અને અંદર સાકર ભેલીને, તેમાંથી પાંચ છ આંઉસ જેટલું સવાર સાંજ મલીને પાવું, અને તે થોડા દીવશો સુધી જારી રાખવું:—

હીમજી હરડે ..............................તોલો ૦॥.
સાથરા..............................તોલો ૦॥.
કરકૂશના બીજ ..............................તોલો ૦॥.
બીખે કુબર ..............................તોલો ૦॥.
વડીઆળી..............................તોલો ૧.
અનીસુન ..............................તોલો ૧.
અજખર ..............................તોલો ૦॥.

અથવા નીચલી જીનસોને બારીક વાટીને અઢી તોલા સરકામાં અને પાંચ તોલા પાણીમાં મેલવી, અને તે પાણી ગાળી કાહડીને તેમાંથી સવાર સાંજ પાઈ દેવું, અને તે ચાલુ રાખવું:—

શેહીબાબી..............................ધંઊ ૬.
એલીઆ ..............................ધંઊ ૪.
હીરાબોલ..............................ધંઊ ૪.

અથવા એક શેર સુકાં અંજીરને અરધો શેર વાઈનના સરકામાં બોળી રાખવાં અને તેમાંથી ચાર પાંચ દર સહવારે ખાયા કરવાં; અને એજ અંજીરોને છુંદીને બલોહારની જગા ઉપર બાંધ્યાખી કરવાં અથવા દસ ગ્રેન જેટલો ચંદરૂસનો ભુકો દરરોજ સરકામાં મેલવીને ચાટવો.

ખોરાક.—કાંજી, દુધ, સેરવો, બાફેલાં ઇંડાં અને ભુંજેલાં ગોસ્તનો ખોરાક લેવો, અને થોડોક પોર્ટ અથવા શેરીવાઇન પીવો.

---

## કમળો.

( Jaundice=જૉનડીસ. )

ઉત્પતીનાં કારણો:—કલેજાંની જે નળી વાટે પીત આંતરડાંમાં ઉતરેછે અને પછી ઝાડા સાથે બાહેર પડેછે, તે નળીનાં બંધ થવાથી પીત લોહીમાં મળી જાયછે અને તેથી ચામડી અને આંખો ઉપર પીળાસ આવેલો જણાયછે. પીતના માર્ગને બંધ કરનારાં કારણો એછે કે-કલેજાંમાં થયલો વરમ; નળીઓને બંધ કરી નાખનારી પીતની પથરીઓ; પીતના ફુકામાં અથવા નલીઓમાં પીતનું બંધાઈ જવું; ચાલુ બદહજમી; નઠારી જાતના ચાલુ તાવ; હમેલદાર હાલત; લાંબા વખ-

તની ઝાડાની કબજીઆત; પીડુમાં થયલાં ઘડો; ઝેરી સાંપનો દંખ; મનની ઘણી ચીંતા અથવા ગુસ્સો; અને ઘણો દારૂ પીવાની ટેવ.

**નીશાણીઓ.**—ઘણીખરી સઘલી પીતવીકારનાં દરદની નીશાણીઓને મલતી આવેછે (જુવો સફે ૨૯.) જો પીતની પથરી બંધાઈ હોય તો કળેજાં આગલની જગા દાબવાથી ઘણું દુખેછે. ચામડી અને આંખનો સફેદ ભાગ પીળો થાયછે; મોહડાંમાં કડવો સ્વાદ આવ્યા કરેછે; ઝાડો ઉજળા રંગનો થાયછે; પેસાબ રાતી આવેછે; ચામડી ગરમ અને સુકી રેહછે, અને નાડી સખત અને જહડફથી ઉડતી થાયછે.

**એલાજો.**—દરદીને ગરમ પાણીએ નહવાડવો અથવા ગરમ પાણીમાં થોડોવાર બેસાડી રાખવો, અને એમ થોડે થોડે વારે કર્યા કરવું, અને પેટ ઉપર અલસીની પોલટીસ મુકવી અથવા સેક કરવો. દરદી પાસે જેટલી તેનેથી બની શકે એટલી કસરત કરાવવી, અથવા તેને ઘણો લાંબે ચલાવ્યા કરવો, અને તેનાં મનને હસી બોલીને રીજવવું. જો સોજો નહી થયો હોય તો, કમળામાં ઉલટી આવે એવી દવાઓ જરૂર આપવી: અરધો દ્રામ "ઈપીકાકુઆના પાઉડર" (Ipecacuanha powder) ગરમ પાણીમાં ભેળવીને આપેલો એક મોટાં માણસ માટે પુરતો થશે, અથવા તેને 'કેમોમાઈલ'ની ચાહેમાં મેલવીને આપવો. જો કલેજાંમાં દુખારો ઘણો થાય તો નીચલી જીનસોની છ ગોળીઓ બનાવી તેમાંની એકેક દર ત્રણ કલાકે જ્યાં સુધી દુખારો નરમ પડે ત્યાં સુધી લેવી:—

| | | |
|---|---|---|
| કૅમફ્રર પાઉડર (Pulv. Camph.) | ગ્રેન | ૮ |
| આપીઅમ પાઉડર (Pulv. Opii) | ગ્રેન | ૬ |
| કુલોમેલ (Hydrarg. Subchlorid.) | ગ્રેન | ૧૮ |
| એકસત્રેકત આફ હેમલૉક (Ext. Conii.) | પુરતો થાય એટલો | |

અને બે સાથે આંતરે-આંતરે, નીચલી મેલવણીનાં બબે ચમચા લેવા:—

| | | |
|---|---|---|
| કેસતર ઑઈલ (Castor Oil) | આંઉશ | ૧ |
| સ્પીરીત આફ નાઈતર (Sprt. of nitro.) | આંઉસ | ०॥ |
| ટીંકચર આફ હેનબેન (Tinct. of henbane) | આંઉસ | ०॥ |
| સાઈરપ (Syrup). | આંઉસ | ૧ |
| કેમફ્રર વૉટર (Camphor-water) | આંઉસ | ૩ |

જો દુખારા સાથે ઉલટીઓ થતી હોય તો બરફ ચુસાવવું, અને વીસ ટીપાં "લાડેનમ" (Laudanum) નાં પાણીમાં ભેલીને પાવાં. અથવા ગામઠી એલાજ મુજબ, અરધો તોલો હરડે તથા બે તોલા કાલી

૧૩

દરાખ એ બેઉને ભેલીને ખવાડવું; અથવા નીચલી જીનસો મેળવીને તેમાંથી બે માસા જેટલી ખવાડવી:—

| | | |
|---|---|---|
| એલીઆ | તોલા | ૨ |
| હીરાબોલ | તોલો | ૧ |
| કેસર | તોલો | ૦॥ |
| કેસ્તીલ સોપ | તોલો | ૧ |

જો કલેજામાં (અથવા તલ્લીમાં બી) ઘણો વખત સોજો ચાલુ રહ્યો હોય, અને તે સાથે તાવ અને કમળાથી બી દરદી પીડાતો હોય, તો નીચલી જીનસોનો બારીક ભુકો કરીને તેને વીસ આંઉસ પાણીમાં દસ મીનીટ સુધી ઉકાળવો, અને તેને થંડું પાડી ગાળી કાહડી તેમાંથી દોઢ આંઉસ જેટલું પાવું:—

| | | |
|---|---|---|
| સાથરા | ડ્રામ | ૪ |
| હરડે | ડ્રામ | ૫ |
| કાશનીના બીજ | ડ્રામ | ૩ |
| ઊનાબ | નંગ | ૨૦ |
| સીપસતાન | નંગ | ૨૦ |
| અફતીમુનનો પાળો | ડ્રામ | ૫ |
| બનફસાનો પાળો | ડ્રામ | ૩ |

અથવા, નીચલી જીનસોને દશ આંઊંશ પાણીમાં ઉકાળીને એક કલાક સુધી રાખી મુકવી, અને પછી પાણી ગાળી કાહડીને દોઢ આંઊસ જેટલું દીવસમાં ત્રણ વખત પાવું:—

| | | |
|---|---|---|
| નવસાગર | ડ્રામ | ૧ |
| અન્નતામલનો ભુકો | આંઊસ | ૧ |

અથવા, છ આંઊસ પાણીમાં નીચલી જીનસો ભેલી ઉપલીજ રીતે બનાવી પાવું:—

| | | |
|---|---|---|
| જડવેરાના મુળીઆનો ભુકો | ડ્રામ | ૧॥ |
| ગાવજુબાન | ડ્રામ | ૦॥ |

અથવા, નીચલી જીનસોને સોળ આંઊસ પાણીમાં ઉકાળી, છ આંઊશ જેટલું પાણી રેહ એટલે ઉતારી પાડવું, અને તેમાંથી એકેક આંઊસ દીવસમાં ત્રણ વખત પીવું:—

| | | |
|---|---|---|
| સાથરાના પાંદડા | ડ્રામ | ૧॥ |
| અનીસુન | ડ્રામ | ૩ |
| બાદીઆન | ડ્રામ | ૩ |

**ખોરાક.**—દારૂ તમામ તરક કરવો; અને જવનું પાણી, કાંજી, દુધ, અલસીની ચાહ, પાકો તાજો મેવો, હલકી તરકારી, પીલાંનો રસ,

હલકી રોટલી, કમલા, સંતરા, સક્કરચંદ ઈત્યાદી ખોરાક ખાવો. કેટલાએક દીવશો સુધી ફકત કાચા ઇંડાં ઉપરજ રેહવાથી કેટલાએકોના કમળા સાજા થયાછે.

---

## હૈડાંનું દરદ.

( Angina Pectoris=ઍનજાઈના પેકટોરીસ. )

**ઉત્પતીનાં કારણો.**—હૈડાંનું મોટું થવું અથવા તે ઉપર સોજો આવવો; તેની આસપાસ અતિ ઘણી ચરબીનું એકઠું થવું; તેની અંદરના "વાલ્વ" ( valves )નું હાડકાંને રૂપે બંધાઈ જવું.

**નીશાનીઓ.**—છાતીમાં નહી ખમાય એવો દુખારો ચાલેછે, અને જરાકબી હીલ ચાલ થતાં તેની અસર છેક ખભાં અને હાથ તુલીક વધી જાયછે; છાતી એટલી તો દબાઈ જતી લાગેછે કે દરદી, ગુંગલાઈને મરી જવાની ધારતી કરેછે. એ દુખારો એટલો તો મજબુત અને એટલો તો અચીતો થઈ આવેછે કે દરદીથી હીલાતું કે ચલાતું નથી, અને તે બે ત્રણ મીનીટ તુલીક રહી એવો તો તદન નરમ પડી જાયછે કે ત્યાર પછી તો જાણે કાંઈ થયુંજ નહી હોય એવું લાગેછે. શરૂઆતમાં તો એ હુમલાઓ કોઇ કોઈ વખતેજ થાયછે અને થોડોજ વાર ચાલુ રેહછે, પણ જેમ જેમ દરદ વધારો કરતું જાયછે તેમ તેમ તેઓ વારંવાર થાયછે, લાંબો વખત ( અરધો કે પોણો કલાક સુધી ) ચાલુ રેહછે, અને વધારે દુખ ઉપજાવેછે; દરદી ઊંઘાયલો હોય ત્યારેબી અથવા જેવો ઉઠે તેવોજ એ દરદથી પીડાયછે; તેની નાડી નબળી અને નરમ પડી જાયછે; ચેહેરો ફીક્કો અને હોઠો કાળા પડી જાયછે; થંડો પરસેવો તેનાં આંગ ઉપર ફુટી નીકળેછે; ખાંસી થાયછે અને પાતલો ચીકણો બલગમ બાહેર પડેછે; એવી હાલત થોડો વાર ચાલુ રેહછે, અને પછી સેવટે એક અતીઘણો જબરો દુખારાનો આંચકો ખાઈ, કંઈબી બુમ કે ચીશ પાડ્યા વગર તે પોતાનો જીવ છોડેછે.

**એલાજો.**—જો દુખારો ઘણોજ થતો હોય તો ચાર ટીપાં "ઑઈલ આફ ઍમબર" ( Oil of amber ) પાણીમાં ભેલીને અરધે-અરધે કલાકે પાવાં. અથવા નીચલી મેલવણીમાંથી ત્રણ ચમચા તુરતજ પાવા, જો દરદ ચાલુ રેહતો અરધે કલાકે બીજો એક પાવો, અને હુમલો જેવો ફરીથી થતો જણાય તેવોજ પાછો ત્રણ ચમચાનો 'ડોઝ' આપી દેવો:—

| | | |
|---|---|---|
| કારબોનેટ આફ્ અમોનીઆ (Carbonate of ammonia)...સ્ક્રુપલ | | ૨ |
| ઍરોમેતીક કનફેકશન ( Aromatic confection ) .........ડ્રામ | | ૧ |
| કેમફર વૉટર ( Camphor water )........................આંઉસ | | ૭॥ |
| કમપાઉન્ડ સ્પરીત આફ્ ઇઠર (Comp. Sprts. of ether)...ડ્રામ | | ૧ |
| ટીંકચર આફ્ ઍસેફેટીડા (Tinct. of assafœtida) .........મીનીમ | | ૧૫ |
| લાડેનમ (Laudanum)..........................................ડ્રામ | | ૧ |

અથવા, નીચલી મેલવણીનું એકેક ગલાસ દર બે કલાકે આપવું:—

| | | |
|---|---|---|
| કારબોનેત આફ્ ઍમોનીઆ (Ammon. Carb.)...........ગ્રેન | | ૩૦ |
| સ્પીરીત આફ્ કલોરોફાર્મ (Sprt. Chloroformis).........ડ્રામ | | ૧॥ |
| સલફ્યુરીક ઇઠર (Æther Sulphuric.) ..................ડ્રામ | | ૧ |
| ટીંકચર અ ફ્ બેલેડોના (Tinct. Balladonna) ...........મીનીમ | | ૨૦ |
| ટીકચર આફ્ કેનથરીડીસ (Tinct. Cantharidis) ........મીનીમ | | ૩૦ |
| પાણી (Aqua)............................................આઉંસ | | ૬ |

જો દુખારો ચાલુજ રેહતો હોય તો છાતી ઉપર રાઇનુ પ્લાસ્તર મુકવું, ટરપીનટાઇન ચોપડવું. અથવા "ટાગ્ટર ઍમેતીક" ( Tartar emetic ) નો મલમ ચોપડતાં રેહવું. એક હુમલો નરમ પડ્યા પછી ફરીથી નહી થાય તેટલા માટે, દરદીને સઘલી રીતે શાંત રાખવો, તેનાં મનને ઉશ્કેરવા દેવું નહી, અને એક અથવા બે ડ્રામ ગંધકનાં ફુલ મધમાં ભેલીને સવાર સાંજ ચટાડયા કરવાં.

ખોરાક.—ઘણોજ સાદો અને હલકો લેવો; અને કોઇપણ જાતનો દારૂ ઉપયોગમાં લાવવો નહી.

---

## હૈડાંનો ધપકારો.

( Palpitation of the Heart=પાલપીટેશાન આફ્ ધી હાર્ટ. )

એ દરદ મરદ કરતાં ઓરતોને, અને મજબુત કરતાં નબળા બાંધાનાં માણસોને વધારે થાયછે.

ઉત્પતીનાં કારણો.—મનના અંચીતા જોસ્સાઓ, જેવા કે ઘણી ખુશાલી અથવા દલગીરી; ઘણીજ સખત કસરત; જુવાન ઓરતોમાં દસ્તાનને લગતી ખામીઓ. નાજુક અબલાઓના હમેલના પેહેલા મહીનાઓમાંથી એ દરદ દેખાયછે.

નીશાણીઓ.—એ ધબકારા તરેહવાર રીતે થાયછે; કોઈ વખત ફક્ત સેહેજ જહડફ્ના હીલચાલો થઇને બંધ પડી જાયછે; અથવા કોઈ વખતે ઘણા સખત ધબકારા ઉપરા સાપરી થાયછે અને દરદીને અતીઘણો ધાસ્તી ભરેલો કરેછે; અથવા કોઇ વેલા જ્યારે તે સુતેલો હોય ત્યારેજ તે

થાયછે; અને કેટલીક વખતતો એવા ધબકારા એટલા તો સખત થાયછે કે તેઓ બીજાં માણસને પણ સંભળાયછે, અને તેમના આંચકા એટલા મજબુત હોયછે કે છાતી ઉપરનાં કપડાંઓ પણ હીલતાં જણાયછે.

**એલાજ.**—જો લોહીના ઘણા વધારાને લીધે એમ થતું હોય, અથવા દરદી ઘણા મજબુત બાંધાનો હોય તો સંગરા મુકાવવી, ઘણા સખત જુલાબો લેવા, અને સરેસતાના ખોરાકના જથ્થામાં ઘટાડો કરવો. એ પછી અફીમ અથવા "બેલેડોના" નું પ્લાસતર છાતીની ડાબી બાજુએ મુકવું, અને નાડી અને હેડાંનો જુસ્સો નરમ પાડવા માટે નીચલી મેલવણીમાંથી બબ્બે ચમચા દર ત્રણ કલાકે જ્યાં સુધી ઉલટી થાય ત્યાં સુધી આપવી:—

ટારટર ઍમેતીક (Tartar emetic) ........................ગ્રેન ૩
પાઉડર નાઈતર (Nitre powder) ........................ગ્રેન ૧૦
મીંટ વૉટર (Mint water)....................................આંઉસ ૬

એ સઘલાંને બરોબર સાથે મેલવી નાખો અને તેમાં બે ડ્રામ "ટીંકચર આફ ડીજીટેલીસ" (Tinct. of digitalis) ઉમેરો.

અને ઝાડો લાવવા માટે નીચલી જીનસોની બાર ગોળીઓ બનાવી તેમાંથી બબ્બે સવાર સાંજ, જ્યાં સુધી અસર થાય ત્યાં સુધી આપ્યા કરવી:—

ઍલુઝ ઍંડ મરપીલ (Aloes & myrrh pill) ..............સ્કુપલ ૧
કમપાઉન્ડ કૉલોસીંથ પીલ (Comp. Colocynth Pill).......સ્કુપલ ૧
બ્લુ પીલ (Blue pill)..........................................સ્કુપલ ૧

જો નબલાઈને લીધે એ દરદ થતું હોય તો હવા ફેરબદલ કરાવવી, કઉતી આપનારો ખોરાક અને દવાઓ આપવી, દરીઆનાં પાણીમાં નહવાડવો, કસરત કરાવવી, અને ખાંણાં સાથે થોડો-થોડો વાઈન આપવો. કઉતી લાવવા માટે નીચલી મેલવણીમાંથી બબ્બે ચમચા દીવશામાં બે વખત આપવા:—

ઍરોમેતીક કનફૅકશન (Aromatic confection) ..........ડ્રામ ૧
કવીનાઈન (Quinine)..........................................ગ્રેન ૧૦
કૅમફર વૉટર (Camphor water) ........................આંઉસ ૫
કમપાઉન્ડ ટીંકચર આફ બાર્ક (Comp. tinct. of bark) ...આંઉસ ૧

અથવા નીચલી જીનસોને છુંદીને, તેને વીસ આંઉસ પાણીમાં અને દસ આંઉસ સાકરમાં ઉકાળીને દસ આંઉસ જેટલો શીરો બનાવવો, અને તેમાંથી દોઢ આંઉસ જેટલો દીવશમાં ત્રણ વખત પાવો:—

| | |
|---|---|
| ગાવજુબાન............................. | ડ્રામ ૧૦ |
| ગુલે ગાફીજ............................. | ડ્રામ ૫ |
| બાદરંજ બોયા............................. | ડ્રામ ૩ |

અથવા બદહજમી અને બીજાં કોઈ નબલાઈનાં કારણોથી જો તે થતું હોય તો નીચલી જીનસોને સોલ આંઉસ પાણીમાં ઉકાળીને તેમાંથી બે આંઉસ જેટલું દીવશમાં ચાર વખત આપવું:—

| | |
|---|---|
| નીમરાની છાલ............................. | આંઉશ ૧ |
| લવંગ............................. | ડ્રામ ૧ |
| પીપળ............................. | ડ્રામ ૧॥ |
| પાણી............................. | આંઊશ ૧૬ |

ખોરાક.—સાદો હલકો ખોરાક બરાબર ચાવીને ખાવો. ઘણો દારૂ, અથવા ઘણી ગરમ ચાહે પીવી નહી, અને મીઠાશવાલી બનાવટોનો ઉપયોગ કરવો નહી.

---

## હૈડાંની અગન.

( Heart Burn=હાર્ટબર્ન. )

એ કાંઈ હૈડાંને લગતું દરદ નથી, એની ઉત્પતી હોજરીમાં થયલા બીગાડાથી થાય છે, પણ છાતીમાં દાહે બલતી લાગવાથી, એને "હૈડાંની અગન"નું નામ આપવામાં આવ્યું છે.

ઉત્પતીનાં કારણો.—હોજરીમાંના જઠરસનું ખાટું મારી જવું; હોજરીમાં કાંઈ હાડકા જેવી વસતુનું અટકી બેસવું અથવા ધસાવું; આંતરડામાં કરમની ઉત્પતી.

નીશાણીઓ.—સઘલી "હોજરીમાં થયલા ખટાશ"નાં દરદની નીશાણીઓને મલતી આવે છે. (જુવો સફે, ૪૯ )

એલાજો.—હમેલદાર ઓરતોને એ દરદ થાય તો તેઓએ "પ્રીપેર્ડ ચાક" (Prepared chalk) એક ચમચો, અને પાંચ ગ્રેન સુંઠ લેઈને, તેઓને દુધ અથવા પાણીમાં ભેલીને દીવશમાં બબે વખત લેવાં ચાલુ રાખવાં. જો હોજરીમાં ખટાશ થયો હોય તો, વીસ ગ્રેન "કારબોનેટ આફ પોટેશ" (Carbonate of potash), વીસ ગ્રેન "કારબોનેટ આફ સોડા (Carbonate of soda), એક ગ્રેન શુંઠ, અને એક ગ્રેન "રૂહબાર્બ," એ સઘલાને એક ગલાશ પાણીમાં મેલવીને દીવશમાં ત્રણ ત્રણ વખત પીવું. જો હોજરીમાં કાંઈ કચરો ખુટી

બેઠા હોય તો "ઈપીકેકુઆના પાઉડર" (Ipecacuanha powder) પંદરે ગ્રેન, પાણીમાં મેલવીને પીવો; અથવા એક મજબુત જુલાબ લેવો.

જો કરમ થયા હોય તો તે માટે આપેલા એલાજો મુજબ કરવું. (જુવો સફે, ૫૧)

બીજી વધુ બાબદો, એ દરદને લગતી, જાણવા માટે જુવો—"હોજરીમાંનો ખટાસ"—વાલી બાબદના વરણનમાં (જુવો સફે, ૪૯)

---

# ગુરદાને લગતા દરદો.

## "બ્રાઈત"નું દરદ.

(Bright's Disease=બ્રાઈતસ ડીઝીઝ.)

ગુરદાને લગતાં આ અજાયબ જેવા તેમજ ભય ભરેલાં દરદનું નામ ડોકટર બ્રાઈટ નામના એક કાબેલ વૈદના નામ ઉપરથી અપાયું છે; કારણ કે તેણેજ સઉથી પેહેલા એ દરદની સઘલી બારીક તપાશો કીધી હતી. એમાં ખાસ નીશાણી એ છે કે ફુક્કામાંથી બાહેર પડતી પેશાબ સાથે "સીરમ" (Serum), અથવા લોહીની સાથે મેલવાયલી એક પ્રવાહી, ભેલઈને પડે છે.

**ઉત્પતીનાં કારણો.**—શરીરનો દરદી અથવા નાતવાન બાંધો. ખાધાપીધામાં ગેરઅંદાજે; અતીઘણો દારૂ પીવાની આદત; અને ઘટતી કસરતની ખુટ.

**નીશાણીઓ.**—કમરમાં દુખારો થાય છે, તે પેહેલા તો થોડે થોડે વખતે થનારો અને નરમ હોય છે પણ દીનપરદીન વધતોજ જાય છે અને ચાલુજ રેહછે; તાવ આવેછે; બેચેની ઘણી થાય છે; બીજી ઇંદ્રીઓબી પોતાના કામકાજે બરોબર બજાવતી નથી; ભુખ જતી રેહ છે; મોહડા ઉપર રતાસ ધાઈ આવે છે. એ પછી જાંગમાં સોજો થવા માંડે છે, અને તે સોજો સેવટે આખા બદન ઉપર ફેલાય છે. જો એટલી નીશાણીઓથીબી દરદ નહી પરખાય તો પેશાબ તપાસીયાથી તે તુરતજ જણાયા વીના રેહશે નહી. એ તપાસ કરવા માટે એક નાંધલી કાચની નળીમાં થોડીક પેસાબ નાખીને તેને ઉકાળવી, અને પછી તેમાં એક બે ટીપાં "નાઈટ્રીક એસીડ" ના નાખવાં, અને તેથી તે નળીને તલીએ સફેદ થરો બંધાયલો દીસશે. એ દરદ થોડો વખત ચાલુ રેહ્યું એટલે બીમારનો ચેહેરો ફીક્કો અને બેરંગી બની જાય છે, અને સહવા-

રના ઉઠતાંવાર પાપણો ફુગેલાં જણાય છે; સોજા ઉપર દાબેલી આંગ-લીનો ખાડો બે ત્રણ મીનીટ સુધી એમ દબાયલોજ રેહછે.

**એલાજો.**—પેહેલાંતો દરદીને ગરમ પાણીએ નહવડાવવો અને પછી કમર ઉપર "મરક્યુરી" (પારા) નો નરમ મલમ ચોપડવો, અથવા જો દુખારો ઘણોજ થતો હોય તો તેજ જગા ઉપર આઠ દસ જલો મુકાવવી; અને નીચલી જીનસોનાં છ પડીકાં બનાવી તેમાંનું એકેક દર છ કલાકે આપવું:—

| | | |
|---|---|---|
| સલફેત આફ પોટેસ (Sulphate of potass) | ડ્રામ | ૦॥ |
| જેલપ પાઉડર (Powdered jalap) | ડ્રામ | ૧ |
| નાઈતર પાઉડર (Powdered nitro) | સ્ક્રુપલ | ૧ |
| કેલોમેલ ( Calomel ) | ગ્રેન | ૧૮ |

અને એ પછી નીચલી જીનશોના બે પડીકા કરી તે દીવશમાં બે વખત મેલીને ફાકાડવાં, અને એ દવા થોડા દીવસો તુલીક ચાલુ રાખવી:—

| | | |
|---|---|---|
| કારબોનેટ આફ મેગનીશીઆ (Magnes. Carb.) | ગ્રેન | ૩૦ |
| રૂહબાર્બ પાઉડર ( Pulv. Rhub. ) | ગ્રેન | ૪૦ |
| ક્રીમ આફ ટારટર ( Potas. Tartras Acid. ) | ડ્રામ | ૪ |

એ પછી પરસેવો પાડવા માટે નીચલી મેલવણીમાંથી એકેક ગલાસ દર ત્રણ કલાકે આપવી:—

| | | |
|---|---|---|
| વાઈન આફ એનટીમની (Vin. Antimonial.) | ડ્રામ | ૨ |
| લાઈકોર એમોની એસીતેટીસ ( Liq. Ammon. Acet. ) | આંઉસ | ૧ |
| કેમફર વૉટર ( Aqua Camphoræ. ) | આંઉસ | ૧॥ |

જો નરમ જુલાબોથી ઝાડો નહી આવે તો સખત જુલાબો લેવાને ભુલવું નહી. રાઈની અથવા અલસીની પોલટીસો કમર ઉપર મારયા કરવી અને ત્યાં ગરમ સેક ચાલુ રાખવો. સાજા થવા પછેની શરદીમાં ઉઘાડા નહી ફરવાની સંભાલ રાખવી, અને કમર ઉપર હમેશાં ગરમ કપડું વીટાલેલું રાખવું.

**ખોરાક.**—ફકત દુધ અને પાંઉના ખોરાક ઉપર નીભાવ રાખવાથી અતીઘણો ફાયદો થાય છે. દારૂ મુદલ પીવો નહી.

---

## મીઠી પેશાબ.

### (Diabetes Mellitus=ડાયાબીટીઝ મેલીટસ.)

એ મરજમાં પેશાબનો જથ્થો અતીઘણો વધી પડે છે એટલુંજ નહી

પણ તેમાં ખાંડનો અથવા મીઠાસનો ભાગબી ઘણો વધારે હોય છે. જુવાન માણસોને એ કવચીતજ થાય છે; પણ વળતાં-પાણી ઉપર આવેલાઓ, અને તેમાં ખાસકરીને જેઓ ઘણી મેહેનત કરતા હોય તેઓ અથવા જેઓએ પોતાની જુવાનીમાં ઘણો દારૂ પીધો હોય તેઓ એ દરદથી ઘણું ખમે છે.

ઊત્પતીનાં કારણો.—એ દરદ ઘણી વેલા બીજાં ખરાબ દરદોનાં પરીણામો તરીકેબી થાયછે, અથવા તો જેનાં શરીરમાં જુદી જુદી ચીજો અથવા પ્રવાહીઓ ઘણી બાહેર પડી હોય તેને થાયછે. એના બીજાં કારણો એ હોયછે કે.—અતીઘણી થાક; અતીઘણી કીધેલી સવારી, અથવા ઉઠાવેલો ભારી વજન; ઘણા ગરમ થયા હોઇયે ત્યારે થંડું પાણી પીવું ઘણો દારૂ પીવાની આદત; પેશાબ લાવનારી સખત દવાઓનું ઘણું પીવાવું; ધાતુની ખાણોમાંથી વેહતા ઝહરાઓનું પાણી અતીઘણું પીવું; એશ આરામમાં ગુજારેલી જીંદગી; અથવા કંઇબી એવાં કારણો કે જેથી ગુરદો નબલો અથવા ઢીલો પડી જાય અને લોહી ઘણું પાતલું અને પાણીનો વધારે ભાગ ધરાવનારૂં બને.

નીશાણીઓ.—પેશાબ, આખા દીવસમાં પીધેલી પ્રવાહીના જથા કરતાં, ઘણા વધારે જથામાં પડેછે, અને તે પાતલી, પાણી જેવી, મીઠાશથી ભરેલી, અને સુગંધી હોયછે. એ મરજ ધીમે-ધીમે નહી જણાય એમ દાખલ થાયછે. દરદી દરરોજ પીલાતોજ જાયછે, તેની જહડફ અને જોર કમતી થાયછે, અને ચેહેરો આતુર અને કદરૂપો જેવો દીશેછે; તરસ ચાલુ અને ભારે રેહછે; ભુખ કોઇ વેલા બેહદ વધેછે, અને કોઇ વેલા ઘટેછે, પણ હમેશાં બદહજમી તો ચાલુજ રેહછે; ઝાડો કબજ રેહછે; જીભ વચમાંથી ઊજળી પણ કીનારી આગલથી રાતી રેહછે; મન હમેશાનું ઊદાશ અને ઊંઘ કમતી રેહછે. એ હાલત કેટલોક વખત તુલીક ચાલુ રહ્યાબાદ બીમારને માલમ પડેછે કે તેની પેશાબ સરેસતા કરતાં ઘણા વધારે જથામાં થાયછે. એ પેશાબ દીવશની સાતથી વીસ પેંટ સુધીની થાયછે, જોકે કેટલાએક કેસોમાંતો તે એટલી વધેછે કે ચોવીસ કલાકમાં ૧૮૦ પેંટ સુધીબી થયલી જણાઇછે, અને જેમ પેશાબ વધુ પડેછે તેમ તેમ તરસબી વધુ લાગેછે.

ઊમરના તફાવત સાથે એ મરજની સખતાઇમાંબી તફાવત પડેછે. જઈફ હાલતનાં કરતાં જુવાનીની હાલતમાં મીઠી પેશાબનું દરદ વધારે ખાસ્તી ભરેલું થઇ પડેલું જણાયું છે.

ઈલાજો.—બદનને ગરમ કપડાંઓથી અડોઅડ ઢંકાયલું રાખવું; શરીર ઉપર પાણી અને સરકાની મેલવણીનાં વાદલાંઓ ફેરવવાં, અને પછી જોરથી ઘસીને લુછી નાંખવું. કાંઈબી મીઠાશ ભર્યો, અથવા પટેટાની જાતનો ખોરાક કદી, નહી ખાવા દેવાની સંભાલ રાખવી. ઝાડો સાફ લાવવા માટે નીચલી જીનસોની બાર ગોળીઓ બનાવી તેમાંથી બબે રાતના સુતી વેલાએ આપવી:—

એલોઝ પાઉડર (Powdered aloes) ......................સ્કુપલ ૨
જૅલેપ પાઊડર ( " jalap) ......................સ્કુપલ ૧
જીંજર પાઊડર ( " ginger) ......................ગ્રેન ૧૨
કૅસતીલ સોપ (Castile Soap) ......................પુરતો થાય એટલો.

કોઈ વખતે ગુરદા ઊપર બ્લીસતરો અથવા વેહેંડુરો મુકેલાંબી ફાયદો કરેછે, પણ એ ઈલાજ બનતાં સુધી કરવો નહી. વીસ મીનીમ "ડાઈલ્યુત નાઈટ્રીક એસીદ" (Acid. nitric. dil.) પાણીમાં ભેલીને દીવસમાં ચાર વખત પાવી. એકેક ગ્રેન અફીનની ગોળી બનાવી તે, ઘણું દાહડા સુધી, દર ચાર કલાકે ગળાવ્યા કરવાં; અથવા અરધો ગ્રેન "કોડીઆ" (Codeia) પાણીમાં ભેલીને ત્રણ ત્રણ કલાકે પાયા કરવું. અથવા, નીચલી મેળવણીનું એકેક ગલાસ દર ત્રણ કલાકે આપવું:—

ટીંકચર આફ સ્તીલ (Tinct. of steel)......................મીનીમ ૬૦
સ્પીરીત આફ કલોરોફૉર્મ (Spirt. of chloroform) ......................મીનીમ ૪૦
લીકર મૉરફી હાઈડ્રોકલોરેટીસ (Sol. of Hydrochlorate of morphia).ડ્રામ ૨
પાણી ( Water ) ......................આંઊસ ૬

અથવા, અરધો ડ્રામ "લીકવીડ ઍકસટ્રેક્ટ આફ ઍરગટ" (Liquid extract of ergot) પાણીમાં મેળવીને દીવશમાં ત્રણ વખત પાવું, અને થોડા દીવશ પછે ઊપલીજ દવાના છ ડ્રામ લેઈ તેમને સાડાચાર આંઊસ પાણીમાં ભેળવા અને તેમને ત્રણ ભાગમાં વેંહેંચી તેમાંથી એકેકો દીવસમાં ત્રણવાર પાવો. જો આંમમાં તાવબી રેહતો હોયતો બબે ગ્રેન "કવીનાઈન" દર ત્રણ કલાકે ફાકવું; અથવા પાંચ મીનીમ "લાઈકૉર આરસીનીકેલીસ" (Liq. Arsenicalis) ને કરયાતાનાં કાહવામાં ભેળીને દર ચાર કલાકે પાવું.

ખોરાક.—એનાં જેવું કોઈબી બીજું દરદ નથી કે જયાં ખોરાકની સંભાલ રાખવાની અતીઘણી અગત્ય હોય. ખરેખર જોતાં તો ખોરાકની તકેદારીજ એની મુખ્ય દવાઈછે, અથવા એ વિશેની સેજ બરોબરબી બેદરકારી થતાંજ ગમે એવી સરસ દવા કોડીના કામની ઠરતી નથી. મીઠાશ કોઈબી રીતમાં અને કોઈબી આકારમાં ખાવી નહી; ગમે એવી લા-

લચો થવા છતાં, હરેક બીજ મોળી અથવા ફીક્કો ખાવી અને પીવી; અને તે સાથે પટેટાની તરેહનો ખોરાક, જેવો કે સલગમ, ગાજર, વટેણા, કોબી, સીંગ ઈત્યાદીબી કદી ખાણાંમાં લેવો નહી. જે ચીજો નહી ઉપયોગમાં લેવી તે એ છે કે.—પટેઆનો ખોરાક, મીઠાશ, પેસટરી, મીઠા વાઈન દારૂઓ અને બીજા જલદ દારૂઓ અને, જે ચીજો ઉપયોગમાં લેવી તે એ છે કે—થુલાંનું પાંણી અથવા બીસકીટ; ગોસ્ત, પણ ચરબી વગરનું કાલુ માછલી અથવા હરેક જાતની માછલી; ઈડાં; મલઈ, માખણ, પનીર સૅલેડ અથવા બીજી કોઈ એવીજ લીલી તરકારી; ચાહે, કાફી, કોકો સરકો, અચાર, રાઈ, મીઠું; કલારેટ, શેરી, અને બ્રાંડી-પાણી. જો ઘણા વખત સુંધી દુધનોજ ખોરાક ફકત લીધો હોય તો તે અતીઘણો ફાયદો કરેછે.

---

## ગુરદાની પથરી.

(Renal Calculi and Gravel)=રીનલ કેલકયુલાઈ એંડ ગ્રેવલ.)

ગુરદામાની પથરી ત્રણ જાતની થાયછે, એક, "ઍમોરફસ સેડીમેંન" (*amorphous sediment*) ને નામે ઓલખાયછે, અને તે પેશાબ સાથે મલી ગયલી બાહેર પડેછે, પણ જો પેશાબને એક ઠેકાણે ઠેરવી રાખી તો તેનો પીળો થરો નીચે બંધાયછે. બીજી, "ક્રીસતલાઈન સીડીમેંત અથવા ગ્રેવલ" (crystalline sediment or gravel) કરી કેહવાયછે, અને તે જીના જીના ચલકતા કટકાઓમાં પેશાબ સાથે બાહેર પડેછે અને તેનો રંગ સફેદ હોયછે. ત્રીજીને, "સૉલીડ કૉનક્રીશન્સ" (solid concretions) નું નામ અપાયલુંછે, એ મોટી, અને કઠણ હોયછે. એ પથરીઓ તહરેવાર રંગની, આકારની, અને કદની હોયછે. એક પથરીનું સાધારણ કદ તો એક બોર જેવડું હોયછે, પણ ઘણીવેલા તે ઇંડા જેવડી અને તેથીબી વધારે મોટી નીકલેછે.

**ઉત્પતીનાં કારણો.**—બદહજમી; જમીને તુરત સુઈ જવું; ઘણી અનીતી અથવા સંસારભોગ; ભારી અને ઘણાં કીમતી પકવાનો; જો બચાંને થઈ હોયતો, ખરાબ દુધ; એશ આરામની જીંદગી; ઘણું શરબત અથવા ઘણો દારૂ પીવાની ટેવ; કસરતની ખુટ; આલસુ પડી રેહવાની આદત; અને પીવામાં આવતું ખરાબ પાણી.

**નીશાણીઓ.**—કમરમાં અને પીઠમાં દુખારો થાયછે અને તે

છેક નીચે સુધીબી વધી જાયછે; એ ભાગો ઉપર વજન અથવા ભાર પ-ડતો હોય એમ લાગેછે; મરદની ઇંદ્રીની અણી ઉપર વવ થયા કરેછે, અને વારેઘડીએ પેશાબ કરવાની ઓમા થાયછે પણ કરતી વખતે ઘણો દુખારો થાયછે. ગુરદામાંથી રેતી પસાર થતી વખતે દરદી ઘણોજ હલાક થાયછે, અને દુખારો નહી ખમી શકવાથી તે બેશુધ થઇનેબી પડેછે, અને જ્યારે તે ફુકામાં આવેછે ત્યારેજ તેને આરામ થાયછે. પેશાબ થવાના માર્ગ ઉપરજ એ પથરી આવીને અટકી બેસવાથી પેશાબ થતી થતી અટકી જાયછે અને બીમારને ભારે હેરાનગતી પોંહચેછે. કોઈ વખતે એકુ જીનો કટકો પેશાબ વાટે બાહેર નીકળીબી પડેછે, અને તેથી થોડા વખત તેને આરામ થાયછે. કોઇબી રીતની હીલચાલ, ગાડીમાંની અથવા ઘોડેસ્વારીની મુશાફરીબી પીડુમાંનો દુખારો વધારેછે. સુતેલી હાલતમાં કમર ઉપરનો બોજો ઘણોજ લાગેછે, પણ ત્યારે તેને થોડી આશાયશ મલેછે. પેશાબ પડેછે ત્યારે તેમાં લોહીબી ભેલાયલું દીશેછે. પેશાબ કરતી વખતે ઝાડો કરવાનુંબી મન થયા કરેછે; ઉભેલો હોય તેના કરતાં સુતેલો હોય ત્યારે દરદી વધારે સેહેલાઈથી પેશાબ કરી શકેછે; અને પેશાબનું છેલ્લું ટીપું પડતાંજ ચમકના જેવો એક આંચકો શરી-રમાં આવેછે.

**એલાજો.**—શરૂઆતમાં એલાજો કરવાની એટલીજ મતલબ રખા-યછે કે પથરીઓ એક એક સાથે બંધાઈ જવા અથવા મોટી થવા પામે નહી, અને જીની જીની કરચોમાંજ બાહેર પડતી રેહ. જો ઝાડો કબજ રેહતો હોય તો નરમ જુલાબો જેવા કે–કાચું દીવેલ; અથવા સુનામખી, કાળી દરાખ અને ગોલાબનાં ફુલનો કીધેલો ઉકાળો; અથવા ગર-માલાનો ગર અથવા માનાં, બદામનું તેલ; અથવા "જેલપ" તથા "ક્રીમ આફ ટારટર." અથવા, સુનામખીના કાહવામાં કાચું દીવેલ ભેલીને તે પીચકારી વડે સફરામાં દાખલ કરવું. જો નરમ જાતની સફેદ પથરી હોય તો તેને નરમ બનાવી પેશાબને વાટે બાહેર પાડવા માટે "ડાઈલ્યુત સલફ્યુરીક ઍસીદ" (Dilute Sulphuric acid) નાં ત્રણ–ત્રણ ટીપાં પાણીમાં ભેલીને દરરોજ સવાર સાંજ પાવાં. જો પથરી કઠણ જાતની લાલ હોય તો, કળી ચુનો આસરે એક શેર લેઈને દસશેર પાણીમાં ભીજવવો અને ડોહવી નાખીને ઠરવા દેવો, અને પછી ઉપરનું નીતરૂં પાણી કાહડી લેઈને, તેજ પાણી જ્યારે અગત હોય ત્યારે પાયા કરવું. ગુરદાની જગો ઉપર, કોઈબી જાતની પથરીની વખતે, "લાડેનમ," "ક્લોરાફૉર્મ," અને "બેલેડોના." (Laudanum, Belladonna,

and Chloroform) એ ત્રણે સરખે ભાગે મેલવીને લગાડવાં, અને નીચલી મેલવણીમાંથી એકેક ગલાસ દર ત્રણ કલાકે પાવું:—

ગુંદર (Acaciæ Gummi)..............................ડ્રામ ૩
આયોડાઈડ ઑફ પોટેશીઅમ ( Pot. Iodid.)............ડ્રામ ૦॥
બાઈ કારબોનેત ઑફ પોટેશ (Pot. Bicarb.)............ડ્રામ ૨

અથવા, નરમ રેતીને માટે નીચલી મેલવણીના ચાર ભાગો કરી, તેમાંનો એકેક દર ત્રણ કલાકે પાવોઃ—

ડાઈલ્યુત નાઈટ્રોમ્યુરીએતીક ઍશીદ (Nitromuriatic acid dilute) ...ડ્રામ ૧
ટીકચર આફ સ્તીલ (Tinct. of steel)..............................ડ્રામ ૧
ટીકચર આફ કાસકેરીલા (Tinct. of cascarila)........................ડ્રામ ૨
ઇનફ્યુઝન આફ કુલમબા Infusion of calumba)...........................આંઉસ ૬

અથવા એ દરદ ઉપર રેહાનનાં બીયાંને સાત તોલા પાણીમાં ભીંજવી રાખીને તે પાણી, સાધારણ પાણીને બદલે પાવું. અથવા અલસીનાં બીનુંબી એજ મુજબ પાણી બનાવીને આપવું. અથવા ત્રણથી સાત તોલા બાવલનો ગુંદર લઈ તેને ત્રણ બાટલી ખખલતાં પાણીમાં ભીંજવી મુકવો અને તે પીગળે ત્યારે પાણીને ગાળીને સાફ બનાવી તે પાયા કરવું. પણ એ સઘળાં પાણીઓ રોજ નવાં બનાવવાં. અથવા સુકું અથવા લીલું લસણ ઘણું સરખું દરરોજનાં ખાણાંમાં નખાવીને તે ખાણું ખાધાથીબી ફાયદો થાયછે. જો ગુરદા ઉપર દુખારો થતો હોય અને પથરી નીચે ઉતરવા માડે તો પંદર ગ્રેન કપુર અને ત્રણ ગ્રેન અફીન એ બંન્ને મેલવીને તેની ત્રણ ગોળીઓ બનાવવી અને તે દર ચાર કલાકે એકેકી આપવી. સાધારણ રીતે, એ દરદવાલો જો સહવારનાં પોહરમાં નેહાર કોઠે બે ત્રણ ગોટ પાણી પીયા કરે તો તેથીબી ફાયદો થાયછે. અથવા હબેબલેસાન, મુળાના બીજ, સોંફ અને જવખાર, એ ચાર ચીજો એકેક દ્રામ જેટલી લેઈ તેમનો બારીક ભુકો કરવો અને તેમાંથી અરધો દ્રામ જેટલો દર ચાર કલાકે ફકાડવો. લાંબે ફરવા મોકલવાને, અને કસરત અને મેહેનત કરવાને ચુકવું નહી. જો પથરી મોટીજ થાય અને નહીજ નીકલે તો તેને હથીઆરથી ચીરીને કાહડવી પડશે.

ખોરાક—સાદા ખોરાકમાં, પીલાનો સેરવો, હલવાનનું ગોસ્ત, ખમીરી રોટી, પાલકની ભાજી, ચોલાઈની ભાજી, કાકડી, દોધી, અને ફ્રૂટમાં દાડમનો ઉપયોગ કરવો. ઘીની અને ચીકાશની ભારી જીનસો ખાવી નહી. પીવામાં, પાણી સાથે ભેલેલું દુધ, જવનું પાણી, વીચીવૉટર, અને લીઠીઆ વાટર લેવો.

# પીશાબનું પોતાની મેલેજ પડવું.

(Incontinence of Urine=ઈનકાન્ટીનન્સ આફ યુરીન.)

એમ થવાનું કારણ ફુકાની હાલતમાં થઈ પડેલો કાંઈ બીગાડ હોયછે; અથવા આંતરડાંમાં અથવા પીડુમાં કાંઈ હીલતી અથવા અડચણ કરતી ચીજ હોવાથીની એમ પેશાબ પોતાનીજ મેલે થઈ જાયછે. હમેલદાર ઓરતો, અને કરમનાં જોરથી પીડાતાં બાલકોને એથી ઘણું ખમવું પડેછે. બાળકોનાં કેસનાં પેસાબ ઘણુ કરીને રાતે જયારે તેઓ ઊંધમાં હોયછે ત્યારે થાયછે, અને તે યાતો એકદમ મોટા જથામાં બાહેર પડે છે કે યાતો તેનાં ટીપાં ટપકયા કરે છે. ઓરતોના કેસમાં તે ઘણું કરીને દીવશે ટપકે છે અને યાતો મોટા જથામાં નીકલી પડેછે, કે યાતો અવાર નવાર થોડી થોડી પડે છે, પણ દરેક વખત અની ઘણી બેચેની અને કંટાલો ઉપજાવ્યા વગર તે રેહતી નથી.

એલાજો.—જો હમેલદાર ઓરતને એમ થતું હોય તો તેણીએ બનતાં સુધી આરામશામાં સુઈજ રેહવું, અને એરંડીયાનો, અથવા થોડો રૂહબાર્બ અને મૅગનીશીઆ ભેળીને તેનો હલકો જુલાબ અગત પડે તેમ ચાલુ રાખવો. જો બચાંના કેસમાં એમ થતું હોય, અને દાંત ફુટવાનું તેનું કારણ હોય, તો પારા ચીરાવવા. ઘણા નરમ જુલાબો આપવા, અને સુતી વેલાએ ગરમ પાણીએ નહવાડીને સુવાડવું. જો બચું મોટું હોય, અને જો કરમને લીધે એમ થતું હોય તો, બરોબર જુલાબો આપવા, પાણીમાં સરકો ભેલીને તેનાં વાદલાં સુવાડતી વેલાએ તેની જાંગ આગલ અને કમર આગલ ફેરવવાં, અને દરરાતે નીચલી મેલવણીમાંથી અકેક ચમચી. ચારથી આઠ વરસના બચાંને, સુતી વખતે આપવી, અને તેથી વધારે ઉમરનાંને અકેકો ચમચો આપવોઃ—

ટીંકચર આફ કૅનથરીડીસ (Tinct. of cantharides)............ટીપાં ૫૦
ટીંકચર આફ હેનબેન (Tinct. of henbane) ..................ડ્રામ ૧॥
સીરોપ આફ રેડ પાપીઝ (Syrup of red poppies )........ડ્રામ ૨
મીંત વાટર (Mint water)...............................આંઊંસ ૧

સુવા જવાની બે કલાક આગમચથી બાળકને કાંઈબી ચીજ પાવી નહી, અને તેને છેલ્લેબી પીશાબ કરાવીને બીછાણાં ઉપર મોકલવું.

જો નબલાઈને લીધે અથવા સરદીથી મોટાં માણસને એવી રીતે પીશાબ પડતી હોય તો, આઠ માસા ઈસસ અને આઠ માસા મોથ

એ બેઉને મેલવીને અને બારીક ભુકા કરીને આઠ માસા ગોરમાં મેલ-વવી અને એવી મેલવણી દરરોજ પીતા રેહવું.

---

## પીશાબ સાથે લોહીનું પડવું.

(Hœmaturia-હીમેટુરયા.)

ઉત્પતીનાં કારણો.—એ લોહીનું પડવું ખગબ જાતની તાવથી, અથવા તેની તાવોની ખરાબ નીશાણી તરીકેની થાયછે; અથવા તો તે કોઈ રીતનું આંગને ખેંચાણ થવાથી, ઉંચેથી કુદકાઓ મારવાથી, કમ-રમાં પીડુમાં અથવા પેશાબના મારગમાં લાત વાગવાથી અથવા માર પડવાથી, ઘણો ગરમ ખોરાક અથવા ઘણો જલદ દારૂ લીધાથી, ગંડનો આજાર થવાથી, અથવા પથરીનો મરજ થવાથીની પડેછે.

એલાજો.—જો પથરીને લીધે એ મરજ થયો હોય અને પથરી કાહડયા પછીથી તે જારી રહયો હોય તો અઢાર ગ્રેન શુગર લેડ અને ત્રણ ગ્રેન અફીન, એ બેઉને મેલવી તેની છ ગોળીઓ બનાવવી અને તેમાંથી એકેકી દર ત્રણ કલાકે લેવી. જો ગુરદા આગળ દુખારો થતો હોય તો ત્યાં ગરમ શેક કીધાથી, અને જો દુખારો નહી હોય તો કોથ-લીમાં બરફ ભરીને તે જગા ઉપર મુકવાથી ફાયદો થશે. જો ફુકામાંથી લોહી જતું હોય તો પીડુ ઉપર બરફ ફેરવવું, અને ઇંદ્રીનાં નાંકા વાટે દસ ગ્રેન ફટકી અને દસ ગ્રેન ટૅનીક ઍશીદ (Tannic acid) અને દોઢ આંઉસ પાણીની મેલવણીની, પીચકારી મારવી; અથવા નીચલી જીનસો મેલવીને તેમાંથી ત્રણ પડીકાં કરવાં અને એકેકુ દર ત્રણ કલાકે પાણીમાં લેવું,—કાથાનો ભુકો ત્રીસ ગ્રેન, હીરાદખન ત્રીસ ગ્રેન, અને અફીમનો ભુકો બે ગ્રેન. અથવા, માયાફલ, દાડમની કલી, ખસખસ, અને માગોસતાંની છાલ એ સઘલાંને પથ્થર ઉપર ઘસીને તેમાં થોડી સાકર તથા ગુલાબ ભેલીને થોડું થોડું પાયા કરવું. અથવા, નીચલી જી-નસોનો બારીક ભુકો બનાવી તે એક દ્રામ જેટલો દીવશમાં બે ત્રણ વખત ફાકવો:—

| | |
|---|---|
| બાવલનો ગુંદર | દ્રામ ૨ |
| તુખમે ખુરફા | દ્રામ ૨ |
| હીરાદખન | દ્રામ ૨ |
| કાકંજ | દ્રામ ૨ |
| ફટકી | દ્રામ ૧॥ |

# આંખને લગતાં દરદો.

## આંખ ઊપર આવતો સોજો.

( Ophthalmia or inflammation of the eyes= ઓફ્થાલમ્યા, અથવા ઇનફ્લેમેશન આફ્ ધી આઇઝ.)

એ સોજા આંખ ઉપર વાગવાથી, અથવા ઘસો પડવાથી, અથવા આંખ દાઝી જવાથી થાય છે. અથવા તો ધુલ અથવા ચુનો અથવા બીજી કાઇ તેની અંદર પેસી ગયલી ચીજોથી એ સોજાનાં કારણો થઇ પડેછે. બીજા સબબો એ છે કે,—શરીરમાંથી બાહેર પડતી ચીજોનું અટકી જવું; ઘણો વખત રાતની હવામાં ઊઘાડું રેહવું; થંડી લેહેરીઓને અથવા પવનોને આંગ ઉપર, જ્યારે તે ગરમ હોય ત્યારે, આવવા દેવાં; જ્યારે આંગ ગરમ થયું હોય ત્યારે થયલી એવી કાંઈ અડચણ કે જેથી પરસેવો બાહેર પડતો બંધ પડી જાય; સફેદ અને ચળકતી ચીજોને ઘણો વખત સુધી જોયા કરવી, અથવા સુરજ તરફ, બલતા તરફ, અથવા કોઇબી રીતની મોટી રોશની તરફ ટીકવું; અને અંધારી જગોમાં ઘણો વખત રહયા બાદ એકદમ ઝકઝકતી રોશણીમાં બાહેર આવવું. રાતનો ઉજાગરો, અને ખાસ કરીને મીનબતીની રોશણીએ લખવા અથવા વાંચવાથીબી એ સોજો ઘણો ખરો થાય છે. અને, ઘણો દારૂ પીવાની ટેવ, ધાતુઓનો જલદ ધુંવો, શરીરનો કઢંગો બાંધો અને તેની નબલાઈ, નજળો, પાપણના બાલોનું અંદર વળી જઇને આંખમાં ભોકાવું, સરદ હવા, ભીનાશવાલું રેહઠાણ, ઇત્યાદીબી એ દુખના સેહેલાં કારણો થઇ પડેછે. બચ્ચાંઓને, અને ખાસ કરીને નબલા દરદી બચ્ચાંઓને સીલીએદ અથવા ગોવરૂ આવ્યા પછી એ સોજો થાયછે.

નીશાણીઓ.—આંખમાં ઘણો દુખારો થાય છે, અને તે રાતી થઇને સુજી આવે છે; રોશણી જોવાઈ શકાતી નથી; આંખો સામે માંખ અથવા બારીક જાનવરો ઉડી રહયાં હોય એમ લાગેછે; તેમાં કાંટા ખુંચાતા હોય એમ લાગે છે, જરાબી તેમની હીલચાલ થવાથી તુરતજ તેમાંથી પાણી મોટા જથામાં નીકળી પડેછે. જો એ દરદ જલદી સાજુ થાય તો સારૂં, પણ જો તે ઘણો વાર રહે અને એક આંખથી બીજી ઉપર ઉડતું જણાય તો તેથી આંખોની શક્તી નબલી પડી જવાની, એટલુંજ નહી પણ તે તમામ ગુમ થઇ જવાનીબી ધાસ્તી રેહછે.

**એલાજો.**—જો બીમાર મજબુત બાંધાનો હોય તો કાનપટીઓ આગલ જલો મુકાવવી, અને લોહી બરાબર ઝરવા દેવું. હલકા જુલાબો આપવા ચાલુ રાખવા; તેના પગોને ગરમ પાણીમાં બોલ્યાકરવા, અને માથા ઉપરના બાલ કાહડી નખાવી તે ઉપર થંડુ પાણી રેડતા રેહવું. જો સોજો ચાલુજ રેહતો કાનપટીઓ ઉપર બ્લીસ્ટરો મુકવાં. જો તેને ઉંઘ નહી આવતી હોય તો તેને, દરરાતે વીસથી ત્રીસ ટીપાં "લાડેનમ" (Laudanum) ના, અથવા બબે ચમચા "સીરપ આફ પાપીઝ" (Syrup of poppies) નાં આપવાં. જો દુખારો ઘણોજ ચાલુ રેહતો એક ડ્રામ "લાઈકોર ઓપાઈ સીડેટીવ," અને એક આંઉસ પાણી, એ બેઉ મેલવીને તેમાંથી બબે ટીપાં દીવસમાં ત્રણ વખત આંખ ઉપર મુકવાં. સોજો ગયા પછેથી જો આંખો નાજુક અને નબલી જેવી દીસે તો, એક ભાગ બ્રાંડી અને છ ભાગ પાણીની મેલવણી કરીને, તે પાણીનો છટકાવ આંખો ઉપર ઉપરાસાપરી સવાર સાંજ કર્યાકરવો. જો નબલાઈ ઘણી હોય તો મગરનું તેલ અને કુવતી લાવનારો ખોરાક આપવો.

## જખમથી કાળી થયલી આંખ.

(Black eye=બ્લૅક આઈ.)

**કારણો.**—કાંઈ અંચીતુ વાગવાથી, અથવા માર પડવાથી, અથવા બેફામીના બાહરમાં કોઈ બીજી ચીજ સાથ અથડવાથી આંખ આગલની જગા કાળી બની જાય છે. એ ઘણું કઢંગુ દરદ છે, અને છુપાછુપ કીધેલી કોઈ મારામારી એનથી તુરત પરખાઈ આવે છે.

**એલાજો.**—જો સોજો અને કાળાશ ઘણોજ થયો હોય, (અને દરદીનો બાંધો નબલો નહી હોય,) અને એ અકરમાતથી આંખને કાંઈ જાથુકની ઈજા થઈ પડવાની ધાસતી હોય તો ભવાં આગલ અથવા પાંપણ આગલ બે ત્રણ જલો મુકાવવી અને ગરમ પાણીનો શેક ચાલુ રાખી લોહી બરાબર ઝરવા દેવું અને એ પછે નીચલી મેલવણીનું લોશન સેજ ગરમ કરીને તેમાં કપડું બોળી, તે કપડું આંખ ઉપર લગભગ બે કલાક સુધી ભીજવેલું રેહવા દેવું, અને ત્યાર પછી લોશન થંડુજ મુકયા કરવું:—

| | | |
|---|---|---|
| સાલ એમોનીએક (Salammoniac) | ડ્રામ | ૧ |
| વીનીગર (Vinegar) | આંઉસ | ૨ |
| કૅમફર વૉટર (Camphor water) | આંઉસ | ૧૨ |

અથવા, "એકસત્રેક્ટ આફ લેડ" ( Extract of lead ) માં ધાનું કપડું બોલાને તે, બંધ રાખેલી આંખો ઉપર, મુકીને બાંધવું, અને દર પાંચ દસ મીનીટે તે ભીંજવતા રેહવું, પણ આંખ સઘલો વખત બંધ રાખવાની સંભાલ રાખવી; એ એલાજ અતીઘણો ગુણગારો છે. જેવોબી કાંઈ માર આંખ ઉપર પડે તેવુંજ તેની આસપાસ તાજુ માખણ અથવા સેલેડ અથવા ઓલીવનું તેલ ચોપડવાની જરૂર યાદ રાખવી.

---

## આંખમાંથી પાણી ગળવું.

( Blear Eye બ્લીયર આઇ.)

આંખમાંથી પાણી ગળવું ચાલુજ રેહછે, દીવસના તડકું અને રાતે દીવો જોવાઈ શકાતો નથી; પોપચાં ઉપર સોજો આવેલો, અને આંખો રાતી થયલી અને ઢંકાયલીજ રેહછે.

એલાજો.—અવારનવાર નરમ જુલાબો આપતાજ રેહવું; "કલોમેલ" (Calomel) પાંચ ગ્રેન અને "રૂહબાર્બ પાઉડર" (Rhubarb powder) ત્રીશ ગ્રેન એ બેઉ મેલવીને ફકાડવું. આંખો ઉપર, બે ચમચા પાણી અને પાંચ ગ્રેન "સલફેટ આફ ઝીંક" (Sulphate of Zinc) માં બોળેલું, કપડું મુકયા કરવું, અથવા તેમને ખસખસના ગરમ પાણીથી ધોયા કરવી, અને સોજો અને દુખ નરમ પડયા પછી જો આંખો નબલી માલમ પડે તો એક ગ્રેન સુગરલેડને થોડાક પાણીમાં મેલવીને તે પાણીથી આંખો ધોયા કરવી. અથવા આંખની બંધે બાજુએ છાગલા લાવીને ઝેરવવા; અથવા કાનની પછવાડેની ફસ ખોલાવવી; અથવા નીચલી જીનસોને મેલવીને તેમાંથી વટેણા જેવી ગોળીઓ જેટલી થાય એટલી બનાવી રાખવી અને તેમાંથી બાર અથવા ચઉદ ગોળીઓ દર ત્રણ દાહડે સહવારે અને રાતે મલીને ગરમ પાણીમાં ગળાવવી:—

| | | |
|---|---|---|
| એલીઓ | તોલા | ૨ |
| હરડાની છાલ | તોલો | ૧ |
| માસટીક | તોલો | ૧ |
| કતીરા ગુંદ | તોલો | ૧ |
| કેસર | તોલો | ૦॥ |
| ઇંદરાવનનીનો રૂબ (શીરો) | તોલો | ૦॥ |
| ગોલાબનાં ફુલ | તોલા | ૨ |

એ ગોળીઓ ગુણગારી છે, એથી નબળી અને ઝાંખ મારતી આંખનેબી રોશની આવે છે, અને બલગમનું જોર અને તેથી દુખતું માથુંબી નરમ પાડે છે.

---

## આંખની અંદર પાંપણનું ખુંચવું.

( Turning inwards of hairs in the eye lids. )

પોપચાના બાલો અંદરથી વાંકા ઉગીને આંખમા ખુંચયા કરે છે. એ બુરી બળાથી માણસ એટલું બાહવરૂ બને છે કે તેને કાંઇ કામબી સુજ પડતું નથી; જરાકબી આંખની કુદરતી હીલચાલ થતાંજ એ બાલો એવાતો કઢંગા ભોકાય છે કે તેની આંખોમાંથી પાણી ઝરવા માંડે છે, અને સઘલું કામકાજ તરક કરી તે આંખો દાબતો ઉભો રહી જાયછે. આંખ હમેશાં લાલ અને હમેશાં પાણી ટપકાવતી રેહછે, અને કાંઇબી ચલકાટ તેનેથી જોવાઇ શકાતો નથી.

એલાજો.—એ પાંપણો ઉગ્યા હોય ત્યારથી દર ત્રણ ત્રણ દાહડે ચીમટા વડે દુપાવ્યા કરવા, કાંઇબી ઉગ્યા ખુપરા રાખવા નહી, કેમકે તેઓ અતીઘણા ભોકાય છે. જો કોઇના પાપણ ઘણાજ અંદર પડેછે અને દુપઇ શકાતાં નથી તો સેવટે, બાલને થડમાંથીજ દૂર કરવા માટે પોપચાની કોરને ચાલતી કાતર વડે કાતરી કાહડયાવીના બીજો કશો છુટક રેહતો નથી, અને નહીતો તાતેલા લોખંડ વડે તે ભાગને બાલી નાખવો પડેછે. એ બાલની જડ કાહડવાને એક ગામઠી ઉપાયતો એ છે કે મુવેલી જલો લઇને તેને સુકાવીને બાલીને તેની રાખ એ ઉપર ઘણો વખત સુધી ચોપડવી ચાલુ રાખે તો એ પાંપણ ફરીથી ઉગે નહી. પણ એ એલાજ ખાત્રી ભરેલો, અથવા પુરતો ફતેહમંદ નથી.

---

## આંખનો સોજો અથવા 'આંખ આવવી.'

( Conjunctivitis=કાનજન્કટીવાઇટીસ.)

નીશાણીઓ.—આંખો સુજી આવે છે, તેમાંથી પાણી ગળયા કરેછે, તેઓ રાતી થાય છે, અને આંખોમાં કાંકરો થઇને દુખારો અતીઘણો થાય છે.

એલાજો.—જો બાલકને આંખો આવે અને તેમાંથી ઘણી રસી વહે તો છ ગ્રેન ફટકીને એક આંઉસ પાણીમાં ભેલી તે પાણીની પીચ·

કાડી તેની આંખોમાં મારવી, અને પાંપણો વળગી નહી જાય માટે સાદો મલમ અથવા માખણ અથવા ઘી તેને લગાડવું. મોટાં માણસને માટે, નીચલી જીનસોને બારીક છુંદીને છ આંઉસ પાણીમાં ઉકાળવી અને અરધું પાણી રાખી તેમાંથી બબે આંઉસ જેટલું પાયા કરવું એ દવાથી પેટની કબજીઆતમી તુટશેઃ—

| | |
|---|---|
| હરડે......................................ડ્રામ | ૬. |
| આલુ......................................નંગ | ૨૦. |
| સાકર ......................................ડ્રામ | ૭. |
| માના ......................................ડ્રામ | ૩. |

સુજેલી આંખો ઉપર ખસખસના પોસનો સેક કરવો; અને આઠ ગ્રેન "ઍસીટેટ આફ લેડ" (Acetate of lead) ને બે ડ્રામ સરકામાં તથા આઠ આંઉસ પાણીમાં ભેળીને તે પાણીમાં આંખો ધોવી, અથવા તેમાંથી બબે ટીપાં આંખની અંદર નાખવાં; અથવા એ પાણીને બદલે, આઠ ગ્રેન "સલફેત આફ ઝીંક" (Sulphate of Zinc) ને એ આંઉસ પાણીમાં મેલવીને તે પાણીનાં બબે ટીપાં મુકવાં; અથવા હરડાં, બેહેડાં, અને આમળાં, એ ત્રણ સરખા ભાગમાં લઈ છુંદી નાંખવાં, અને તે છુંદેલા ભુકાને એક દીવસ સુધી પાણીમાં ભીંજવી રાખવો, અને તે પછે તે પાણીને ગાળી કાહડીને તેમાં આંખો ધોવી અથવા તેમાં કપડું બોળીને તે આંખ ઉપર મુકવું.

---

## રતઆંધલાપણું.

(Night-blindness=નાઈટ બ્લાઈન્ડનેસ.)

એ દરદ ગરમ દેશોમાં રેહેનારા લોકોને ઘણું કરીને થાયછે. સફેદ અથવા રેતીવાલી જમીન ઉપરનાં સખત તડકાંનો ચલકાત જોયા કીધાથી, અથવા કલેજાં તથા હોજરીને પુગેલા નુકશાનનાં કારણથી એ દરદ થતું ગણાયછે.

**નીશાણીઓ.**—જેમ જેમ સાંજ પડતી જાયછે તેમ તેમ આંખે ઝાંખ આવતો જાયછે, અને રાત પડી એટલે તો તદન અંધાપો આવેછે. ફક્ત સુરજની રોશનીજ તે અંધાપાને દુર કરી શકેછે.

**ઈલાજો.**—ઝાડો બરાબર થાય તેની સંભાલ લેવી, અને તે સાથે બબે ત્રણ-ત્રણ દીવશે અકેકી પાંચ ગ્રેનની "બ્લુ પીલ" (Blue pill) ખી લેતા રેહેવું; અથવા છ આંઉસ પાણીમાં પંદર મીનીમ "લાઈકર

સીકનીઆ" (Liquor strychnia) ભેલીને તેમાંથી એકેક ગલાસ દર ત્રણ કલાકે લેવું. આંખો ઉપર લીલો પરદો રાખી મેલવો; અને અરધો ડ્રામ "સલફેટ આફ ઝીંક" (Sulphate of Zinc) આઠ આંઉસ પાણીમાં ભેળીને તે પાણીએ આંખો ધોવી. ચકચકીત શેશાની સામે જોયા કરવું નહી.

ખોરાક.—સખત દારૂઓનો ઉપયોગ કરવો નહી.

---

## આંખમાં ગયલો કચરો.

(Foreign body in the eye=ફૅારેન બૅાડી ઈન ધી આઈ.)

જો આંખમાં કચરો ગયો હોયતો આંખને ચોલવી નહી. પણ ધીરે-થી આંખમાં રૂઊ અથવા કપડાનું પુમડું અથવા વલ ફેરવવો, તેની ઉપર ગરમ પાણીના ફટકા મારવા, અને અંદર ઓરતનું દુધ મુકવું. જો ઉંચલાં પોપચાંમાં ગયો હોય તો તેને ધીરેથી નીચે ખેંચવું અને પછી તેમાં નરમ જુની પીછી અથવા કાગલનો જીનો વીટો ભીંજવી તેમાં ફેરવ-વો, અને કચરો તેને વલગી આવે કે કાહડી નાખવો. જો ચુનો આંખ-માં ગયો હોયતો તે અતી ઘણી પીડા આપેછે, અને તેનો તુરત ઉપાય કરવો અગતનો થઈ પડેછે; માટે સરકા અને પાણીની મેલવણીમાં એક નરમ પીછી બોળીને તે આંખમાં ફેરવવી, તેજ પાણીના ફટકા મારવા અને તેજ પાણી પીચકારી વડે આંખમાં મારવું, અને તે સઘળી સાફ થયા બાદ તેમાં થોડુંક મીઠું તેલ પુરવું. જો કચરો ઊંડો બેઠો હોય અને સાધારણ એલાજેથી નહી નીકલે તો ઘંહુનો નેસાસતો બારીક વાટીને તે ઉપર થોડોવખત ભભગાવી રાખવો, અને પછી તે નુછી કહાડવો કે તેની સાથે કચરોબી નીકલી આવશે; અને કચરાથી થયલા કાંઈ જખમ અથવા ઘસારાના એલાજ તરીકે તેમાં ઓરતનું દુધ અથવા મરગીના ઈડાંની સફેદી મુકવી; અથવા એક પૅંટ થંડાં પાણીમાં એક ડ્રામ ફતકી ભેલીને તે પાણીએ આંખ ધોયા કરવી; અથવા તેને બદલે નીચલી મેળ-વણી વાપરવી:—

| | | |
|---|---|---|
| રોઝ વૅાટર (Rose water)............................ | આંઉસ. | ૮ |
| ઍકસત્રેકટ ઑફ લેડ (Extract of lead).............. | ટીપાં. | ૪૦ |

જો રેતી અથવા ધુલ ગઇ હોય અને આંસુઓ ઘણાં પાડતી હોય તો નીચલી મેળવણીની પીચકારી દર પાંચ છ કલાકે માર્યા કરવી:—

સલફેત આફ ઝીંક (Sulphate of Zinc)...............ગ્રેન. ૬
એલડર ફલાવર વૉટર (Elder-flower water) .........આંઊસ. ૮

જો ડામરના છાંટા ગયા હોય તો બદામનું તેલ થોડુંક અથવા ઑલીવનું તેલ પુર્યા કરવું.

## આંખનો મોતીઓ.

(Cataract=કૅટરૅક્ટ.)

મોતીઓ એ આંખની પુતલીનું દરદછે. એ પુતલીની આડે ધીમે ધીમે નજલાનાં પાણીનો છાયડો આવતો જાયછે. અને તેનો બાહેરથી સફેદ વાદલાં જેવો દેખાવ લાગેછે. મોતીઓ હમેશાં ઘણો ધીમે ધીમે થાયછે, અને ઘણું કરીને સતર અઢાર વરસની વય પછી તે થાયછે.

**ઉત્પત્તીનાં કારણો.**—એ કારણો ઘણાં શક ભરેલાંછે. કેટલાએક એવા કેસોમાં દરદ ઓધે ઉતરેલું માલમ પડયુંછે. પણ બીજાં એના કારણો એછે કે—ભેજાંમાં થયલો કાંઈ બીગાડો કે જેથી આંખની નસો ઉપર થયલું કાંઈ દબાણ; અકસ્માતો; લાગેલા ફટકાઓ; ઘણી ગરમી અને ઘણી રોશનીમાં ઘણીવાર ખોલ્લું રેહવું; હોજરીનો લાંબા વખતનો બીગાડો; સાધારણ રીતે બાંધાને થયલું કાંઈ નુકસાન; અને ઘણું બારીક વંચાવાનું અથવા ઘણો અભ્યાસ.

**નીશાણીઓ.**—મોતીઓ ઘણો છુપી રીતે આવેછે, અને તેનું કંઈબી દરદ નહી હોવાને લીધે, જયાં સુધી કે આંખને ઝાંખ આવતી નથી ત્યાંવેર તેની કશી ખબર રેહતી નથી. આસ્તે આસ્તે તે વધતોજ જાયછે, ચીજો બબે દેખાવા લાગેછે, નહી હતી ચીજોના આકારો નજરે પડેછે, અને કાંઈ બાલ કે પીછું લટકી રહ્યુંછે એવું સમજી દરદી વારેઘડીએ તેને હાથે કરીને ખીસાડવા જાયછે. એ પછે તે આંખ અથવા આંખોનો અંધાપો પુરેપુરો થાયછે, અને પોતાનો છેડેનો વધારો શરૂઆતનાં કરતાં વધારે જહદફથી તેને કીધેલો હોયછે. મોતીઓ એક આંખે, અથવા બેઉ આંખે સાથે થાયછે; અથવા એકનો અંધાપો પુરો થવા પછી બીજીનાની શરૂઆત થાયછે. મોતીઓ મકમ હોયછે, કે યા તો નરમ અને પનીર જેવો હોયછે, કે યાતો દુધ જેવો અથવા પાણી જેવો હોયછે.

**એલાજો.**—એના એલાજો જો શરૂઆતમાંજ નહી થયા તો પછી તદન નકામા પડેછે, અને વૈદનાં હથીયાર શીવાય બીજી કોઈ ચીજથી

તે દુર થતો નથી. એ માટે શરૂઆતથીજ જુલાબો ચાલુ રાખતા રેહવું; કાનપટીઓ ઉપર વેંહેંદુરો મુકવાં, ગરદન ઉપર પોલટીસો અથવા બ્લીસ્ટરો ચાલુ રાખવાં, અને શક્તી લાવનારી દવાઓ લેતા રેહવું. તે ઉપરાંત આંખને સંપૂર્ણ આસાયશ આપવાને ભુલવું નહી, અને કંઈબી મેહનત કે ખેંચાણમાં તેને નાખવી નહી. નીચે લખેલી જીનસોનો ભુકો કરી ગાળી કાહડીને, ગોલાબનાં ફુલમાં એની વટાણા જેટલી જીની ગોળીઓ બનાવવી, અને તેઓ મધેથી અરધા તોલાના વજન જેટલી ગોળીઓ એકેક દીવશને આંતરે દર રાતે ગરમ પાણીમાં ગળાવવી:—

| | |
|---|---|
| એસકેમની | તોલો ૧ |
| એલીઓ | તોલા ૭ |
| હરડાંની છાલ | તોલા ૩ |
| ક્તીરા ગુંદ | તોલા ૩ |
| માસતીક | તોલો ૧ |
| કેસર | તોલો ૧ |
| ગોલાબનાં ફુલ | તોલા ૫ |

અને ગુલી અથવા ગરીનાં બીજનો બારીક ભુકો કરીને સુરમાની પેઠે દરરોજ સવાર આંજતા રેહવું; અથવા એને બદલે જીહલનાં બીજનો ભુકો આંજે તો વધારે સારૂં, એ બીજને હીંદુસ્તાનીમાં શીરપખો કરીને, અને ફારસીમાં કતમ કરીનેબી કેહેછે.

જો સઘલા ઉપાયો મોડા થાય અથવા કારગત નહી લાગે તો, કોઈ કામેલ અને પંકાયલા ડાકતર પાસેજ તેને કહડાવવો.

---

## આંખમાં પડેલું ફુલું.

(Specks on the eyes=સ્પેકસ આન ધી આઇઝ.)

આંખનો સોજો આવેછે અને બરોબર ઉપાયો થતા નથી ત્યારે ફુલું પડી આવેછે; અથવા કીકીમાં કાંઈ વાગવાથી, અથવા સહીએડ ગોવદાંની અસરથીબી એ ફુલું પડેછે. એનો જેમ બને તેમ જલદી ઉપાય કરવો.

**એલાજો.**—આંખમાં સવાર સાંજ બબે ટીપાં ફુલાં ઉપર મુકવા માટે, દસ ગ્રેન "લુનર કૉસટીક" (Lunar caustic) ને બે તોલા પાણીમાં ભેલવીને તે મેલવણી વાપરવી; એનેથી થોડો વખત આંખ ડાવાય તેની પરવા રાખવી નહીં. અથવા અરધા તોલા મોરથુથુને ઘણોજ બારીક વાટવો અને તેને ચાર તોલા પાણી સાથે મેલવવો,

અને નીચે ઠરી રેહ્યા પછી ઉપરનું પાણી કાહડીને ગાળી નાખવું, અને તે મેળવણીમાંથી અકેકું ટીપું સવાર સાંજ મુકયા કરવું.

---

# કાનને લગતાં દરદો.

## કાનનો દુખારો.

(Ear-ache-ઈઅર-એક.)

કાનનો દુખારો ઘણું કરીને પાગના સુજી આવવાનાં કારણથી ની થાયછે નાંધલી વયમાં ઊગનારા જાથુકના દાંતની વખતે, અને મોટી ઊમરે ઊગનારા 'ડાહપણનાં દાંત'ની વખતે એ દુખારો થાયછે, અને તે નરમ પાડવા માટે પારાઓ ચીગાવવા, કાનની અંદર "લાડેનમ" (Laudanum) માં ભીંજવેલું પોહરીકું મુકવું, અને કાનને એક મોટી પોલટીસ બાંધી ઢાંકી નાખવો. જો એથી ની આરામ નહી થાયતો કાનની પછવાડે બે ત્રણ જલો મુકાવવી. એ દુખારો વારેઘડીએ, પરસેવો અંગીનો બંધ થવાથી અથવા જ્યારે માથું પરસેવાથી ભરેલું હોય ત્યારે સરદીમાં ખોહલુ થવાથી, અથવા કરમનો કાનમાં પગપેસારો થવાથી અથવા ત્યાંજ તેનો જનમ થવાથી, અથવા કાંઈ સખત ચીજ કાનમાં પેસી રેહવાથીની થાયછે.

**એલાજો.**—જો કાનનો દુખારો તેમાં અંદર ગયલી કોઈ સખત ચીજને લીધે અથવા અંદર ગયલા કરમને લીધે થતો હોય તો તેને બાહેર કાહડવાની તુરત તજવીજ કરવી; એમ કરવા માટે કાનમાં મીઠું તેલ, અથવા 'આમંદ આઈલ' અથવા 'ઑલીવ ઑઈલ' નામવું, એ નામયા પછી દરદીને તપખીર સુંઘાડીને અથવા બીજી કોઈ રીત વાપરીને પુશકલ છીકાવવો, એટલે તેના જોરથી તે વસ્તુ બાહેર નીકલી પડશે. જો તેમની નહી નીકલે તો પછી તેને હથીઆરવડેજ કહડાવવી. અંદરના કરમ અથવા કીડાઓતો ઘણું કરીને તેલ નામવાથીજ બાહેર નીકલી પડેછે. જો અમથો સોજો આવવાથીજ કાન દુખતો હોયતો તેને ખખલતાં પાણીનો બાફ આપવો, અથવા ફલેનલના કટકામાં ઊકાળી ગરમ કીધેલાં 'કુમોમાઈલફુલો' બાંધી તે કટકો કાન ઉપર મુકવો; અથવા ગલગોટાનાં લીલાં પાંદડાનો રસ ગરમ કરીને તે કાનમાં ટપકાવવો: અથવા સબજાનાં પાંદડાંના રસમાં લસન કકડાવીને ભેલવું અને ચકું પડવા દઈ તે કાનમાં

નામવું; અથવા મીઠી બદામનાં તેલમાં "લાડેનમ" ભેલીને તેનાં ટીપાં નાંખવાં. દરદીના પગોને વારેઘડીએ ગરમ પાણીમાં બોળ્યા કરવા, અને એક રકુપલ "નાઇટર" (Nitre) અને દસ ગ્રેન "રૂહબાર્બ" (Rhubarb) ભેલીને તેને દીવસમાં ત્રણ વખત આપવું, અને જવનું પાણી આપવું; કાનની પછવાડેના ભાગને કપુરના તેલથી ઘસ્યા કરવો, અને જો અગત જણાયતો કાનની પછવાંડે બ્લીસ્ટર ઊઠાડવું. જો સોજો બેશી જાય એવું નહીં લાગે, તો પાંઊ અને દુધની પોલટીસ મુકવી, અથવા કાંદાઓને ગરમ કરીને, જ્યાં સુધી કાન પાકે ત્યાં સુધી ઉપર બાંધયા કરવા. જો કાનમાં મેલ કઠણ બંધાઇ ગયો હોય તો તેને હરગેજ થઇને કોતરવો નહી, પણ મેલને બાહેર કાહડવા સારૂં મધ તથા મીઠું તેલ એ બેઊને સેજ ગરમ કરીને કાનમાં ટપકાવ્યા કરવું. એથી મેલ પોતાની મેળે બાહેર નીકલી પડશે. અથવા, જો કાન ઘણું દુખ દેતો હોયતો તાજા મુલાનું ઊજળું મુળજ ફકત છુંદીને તેનો રસ મીઠા તેલ સાથે ભેલીને કકડાવવો અને પછી તે સુમરાયો થાય કે તેના ટીપાં કાનમાં નામવાં.

## કાન કોતરાવાના ગેરફાયદા.

કેટલાએક લોકો પોતાની સાથે બે ચીજ જરૂરીઆતની સમજીને હમેશાં રાખેછે, એક દાંત કોતરણી અને બીજી કાન કોતરણી; અને જ્યારે ફુરસુદ મલેછે અને કાંઇ બીજો કામ ધંધો નથી હોતો ત્યારે કાન કોતરયા કરેછે. કોઇ ચશમાના છેડા, કોઇ કવીલપેન, અને કોઇ જે હાથમાં આવ્યું તેની શળી બનાવીને કાન કોતરવા મંડી જાયછે. પણ એનાં માંઠા પરીણામ ઘણાં નીપજેછે, અને જે કોઇ કાનના દરદની ફરીયાદ કરશે તેને સવાલ કરશો, તો વારેઘડીએ માલમ પડશે કે તેને કાન કોતરવાની ચાલછે અથવા તેને કાન કોતરાવ્યો છે. પણ જો દરેકજણ સમજે કે કાન માટે મેલનું શું કામછે તો કદી પણ તે કાનમાંથી મેલ કાહાડે અથવા કહડાવે નહીં. કાનમાં મેલછે તે એક અગતની ચીજછે, ખુદરતે તેને ચોકશ કામસરજ ત્યાં મેલ્યોછે, અને તેને નકામો અને ગલીચ સમજીને કદીપણ કાહડી નાખવો નહીં. કાનની અધવચમાં એક બારીક પટલો પરદો છે, અને એ પરદાને હવા અથવા મોટા આવાજના જોરમાંથી બંચાવાને માટે એ મેલ ઘણો ઉપયોગીછે. મેલ વગર એ પરદાથી હવા અથવા મોટો આવાજ ખમાઇ શકતો નથી; અને જો એ મેલ કાહડી નાખવામાં આવેછે તો ખુદરત તરત બીજો પેદા કરેછે, એટલા માટે એ મેલ કદીપણ કાહડી નાંખવો

નહી. મેલ કાહડી નાખ્યા પછી કાનનું દરદ વધે છે, તે ઉપરથીજ માલમ પડશે કે મેલ કાહડી નાખવામાં કેટલી તેઓ ભુલ કરેછે. કોઈ વખતે મેલ વધી પડેછે, સુકાઈને કાનમાં દાચાની મીશાલે ચુંટી બેશેછે, અને એ વખતે કાનમાં ભાર લાગેછે, અને દરદ થાયછે; એ વખતે મેલ થોડો કાહડી નાખવો અને નરમ કરવો જરૂરછે; પણ કદીબી મેલ કાન–કોતરણીએ કાહડી નાખવો નહીં; મેલ કાહડતી વખતે માલમ નથી પડતું કે મેલ કેટલો હજુર કાહડવાનો બાકી રહ્યોછે. વારેઘડીએ સઘલો મેલનો ડુચો એકદમ નીકલી આવેછે અને કાનનો પરદો ઉઘાડો પડી જાયછે. મેલ કોતરણી વડે કાહડવાં કરતાં જો દાહડામાં બે ત્રણ વખત સલેદનું અથવા મીઠું તેલ સેજ ગરમ કરીને નાખ્યું હોય તો એ મેલ નરમ પડીને બાહેર ગળી પડશે અને જેટલો વધારે થયો હશે તેટલોજ નીકલશે. બાકીનો જરૂરીઆત મેલ અંદર રેહશે. એ ઉપાયથી એક બે દીવશમાં વગર અડચણ કરવે મેલ નીકલી જશે.

કાન કોતરવાનો એક બીજો મોટો ગેરફાયદોછે. કાનની અંદરની ચામડી ઘણીજ નાજુક અને પતલીછે, અને જો તેને કાંઈબી ઘસારો થાયછે તો ઘણું દરદ થઈ આવેછે. જેમ ચામડી ઘસાઈને આગ બળેછે અને દરદ કરેછે તેમ કાનમાં તેથી જાદે થાયછે. ઘસાયલી ચામડી જલદીથી સુકાઈને રૂઝ આવી જાયછે, પણ કાનની અંદરની ચામડી એટલી જલદીથી સુકાતી નથી, ઘણી વેળા તે પાકી આવેછે અને પરૂ ગળેછે, અને એનું જોર કાનના બીજા ભાગોમાં ફેલાયછે, કાન સઘલો અંદરથી સુજી આવેછે, અને ઝીણી ફુલ્લીઓ અથવા એક બે નાંઘલાં ગુમડાં થાયછે. એ વખતે કાનની ઇજા જોઈજ લેવી. જ્યારે અંદર ઝીની ફુલ્લીઓ થઇ આવેછે ત્યારે તેમાં વવ ઘણી છુટેછે અને ફરીથી કોતરવાની તલબ થાયછે; કોતરી રહ્યા પછી પેહેલાં વવ નરમ પડેછે, પણ પછી તેને બદલે અગાઉ બળેછે. અને દરદ કમતી થયાને બદલે વધતું જાયછે. એ સઘલી અડચણો, સારી સમજ રાખીને પેહેલેથીજ સેહેલા અને સારા ઉપાયો લાગુ પાડવાથી ટળી જવા વગર રેહશે નહીં.

## પાકેલો કાન.

**( Discharge from the Ear=ડીસચાર્જ ફ્રામ ધી ઇઅર.)**

**કાન પાકેછે અને ત્યારે જે રશી તેમાંથી વેહછે તે એકદમ બંધ કરવી નહીં, એમ કીધાથી તે આસપાસ ફેલાઇ ઘણું નુકશાન કરશે. પણ જો કદાચ કરવાની અગત પડે તો ધીમે ધીમે તેમ કરવું.**

**ઈલાજો.**—હલકા જુલાબો આપવા ચાલુ રાખવા, બચાંને કાચું દીવેલ અને મધ મેલવીને દર ત્રણ દાહડે ચટાડ્યા કરવું. જો પાક્યો હોય ત્યારે કાનમાં દુખારો થતો હોય અને તે વાસ મારતો હોય તો ગરમ પાણીમાં ફાંડી ભેલીને. તેની, અથવા સાબુનાં પાણીની પીચકારી કાનમાં મારવી, કે તેથી જાડું થઈને વલગી રેહેલું પરૂ ધોવઈ આવે; અથવા એને બદલે "ટીંકચર આફ્‌ મર" (Tincture of Myrrh) ગરમ પાણીમાં ભેલીને તેની પીચકારી મારવી. અને મધ તથા મીઠું તેલ તથા ઉપલું ટીંકચર એ ત્રણેને મેલવીને દીવસમાં બે ત્રણ વખત કાનમાં તપકાવતાં રેહવું. અથવા, ત્રણ દ્રામ "ઑક્સ ગૉલ" (Ox Gall) અથવા ગાયનો પીતો, તથા એક દ્રામ "બાલસમ ઑફ્‌ પીરૂ" (Balsam of Peru) એ બેઉને મેલવીને તેનાં ટીપાં નાખ્યા કરવાં. અથવા, થોડોક કસ્તુરીનો ભુકો કાકડાવડે કાનમાં ભભરાવવો કે તેથી રસી પડતી બંધ થાય. અથવા, એકલું મધ જરા ગરમ કરીને કાનમાં નાખવાથી પરૂ બાહેર સેહેલાઈથી આવી શકેછે. જો પરૂ પડતું બંધ નહીંજ થાય તો ત્રણ ગ્રેન "નાઈટ્રેટ આફ્‌ સીલવર" તથા એક આઉંસ પાણી, એની મેલવણીનાં ટીપાં કાનમાં મુક્યાં કરવાં. અથવા, કાનની પાછળ પ્લાસ્ટર લગાડવું, અથવા મુરડાસીંગ વાટીને તે કાનમાં મુકવી.

---

## કાનમાં પેસી ગયલી વસ્તુ.

જો કાનમાં જાનવર ગયું હોય તો મીઠું તેલ અથવા દીવેલ જરા ગરમ કરીને કાનમાં મુકવું જેથી જનાવર અંદર મરી જશે, અને મેલ સાથે મલી જઈને તેની સાથે નીકલી આવશે. અથવા એલીયો તથા દમણો વાટીને બેવડા દારૂમાં મેલવીને કાનમાં ટીપાં મુકવાં. અથવા, પીચકારી મારવી જોઈ; અથવા, જો કાંકરો યા પથ્થર આગલ હોય તો જીના ચીમટા વડે ખેંચી કાહડવો. અથવા, નહીં નીકલે તો રેહવા દેવો. તે પોતાનીજ મેલે અથવા મેલની સાથે કોઈવેલા ખચીત નીકલી આવશે.

---

## બેહેરપણુ.

(Deafness=ડેફ્‌નેસ.)

**ઉત્પતીનાં કારણો.**—કાન ઉપર પડેલો મજબુત માર; અતીઘણા મોટા અને અંધારેલા પોકારો અથવા ગગડાટો; વાદલ પરનો અંચીતો કડાકો, અથવા તોપનું અંચીતું ફુટવું; કાનને લાગેલી શરદી; અતીઘણા મેલનું બંધાવવું; એ છેલ્લાં બે ઘણાં સાધારણ કારણો છે.

**એલાજો.**—જો સરદીએ થયું હોય તો દરદીને ગરમ પાણીએ નહવાડવો, અને તેની ગરદન આગલના ભાગો ઉપર ગરમ-ગરમ શેક કરાવવો. કાંદાનો રસ કાહડી તેને ગાળીને તેનાં ટીપાં બએ વખત મુકયા કરવાં. અથવા, બદામનું તેલ સરકામાં પકાવીને તેનાં ટીપાં મુકયા કરવાં. ગરમ પાણીની પીચકારી સવાર સાંજ માર્‍યા કરવી, અને નીચલી મેલવણીમાં રૂઉ બોળીને તે કાનમાં ખોસી રાખ્યા કરવું:—

સોપ લીનેમેંત (Soap. liniment)......ડ્રામ ૨
કપુર ( Camphor ),......................ડ્રામ ૧
ઑલીવ ઑઈલ (Olive oil)............ડ્રામ ૨

જો લાંબા વખતની કોઠાની નબલાઈને લીધે એમ થયું હોય તો હલકા જુલાબો આપવા અને શક્તી આવે એવી દવાઓ અને ખોરાકો લેતા રેહવું. જો અંદર મેલ કઠણ બંધાઈ ગયો હોય તો કાન ઉપર પોલટીસ મુકયા કરવી, અને પછી અંદર પીચકારી મારી મેલ પીગલાવી બાહેર કાહડવો. તંબાકુની બીડીનો ધુંવો લેઈ મોહડું તથા બેઉ નશકોરાં બંધ કરવાં, અને પછી તે ધુંવો બાહેર કાહડવાનું જોર કરવું, એથી કાનની ઝીની નળીઓમાં ધુંવો ભરાયાથી ગુણ થશે.

# નાકને લગતાં દરદો.

## નાકમાંથી લોહીનું વેહેવું.

(Epistaxis or Bleeding from the nose=ઍપીસતેકસીસ, અથવા નાકમાંથી લોહીનું વેહવું.)

ઘણીવેલા નાકમાંથી લોહીનું વેહેવું ફાયદાકારક થઈ પડેછે. અતીઘણાં લોહીઆર આંગમાંથી જો એ રીતે લોહી થોડું થોડું બાહેર પડયા કરતું હોય તો તે કદીબી એકદમ બંધ પાડવું નહી; ખુદરત એમાં પોતાનો સારોજ રસ્તો લેછે, અને જે અસર ચાલુ દવાઈઓથી ઉપજાવી પડેછે, તે અસર તે પોતેજ ઉપજાવેછે. પણ જો જઈફ અને નબલાં માણસોનાં નાકમાંથી લોહી જતું હોય તો તે અટકાવું પડેછે.

**એલાજો.**—લોહી બંધ કરવા માટે કોઈબી થંડી ચીજ દરદીની બોચી ઉપર બાંધવી, જેવી કે ધાણાની ભાજી કુંદીને તેની લેપડી, અથવા દોધી અથવા તરબુજનો ગર, અથવા ગોલાબમાં ઘસેલું સુખડ, અથવા

વાટેલો અને પાણીમાં મેળવેલો વાંસ કપુર અથવા ચીનીઓ કપુર, અથવા ફક્ત થંડુ પાણી રેડવું. અથવા દરદીને પીઠ ઉપર સુવાડવો, તેનું માથું સેજ ઊંચકાયલું રાખવું અને થંડા પાણી અને સરકામાં ભીજવેલું કપડું તેનાં મોહડાં ઉપર મુકવું; જો લોહી ઘણુંજ મોટા જથામાં પડતું હોય તો જે નસકોરામાંથી લોહી નીકલતું હોય તેમાં ધાનાં કપડાંનો દાચો દેઈ રાખવો, ગમે તો એ દાચો જરા તેલમાં ભીંજવીને દેવો. બરફ અથવા બીજી મટોડી નાક અને કપાલ ઉપર ચોપડવી, અને થંડી લોખંડની કુંચી બરડાનાં કાંઠા આગલ ફેરવયા કરવી, અથવા થંડા પાણીમાં બોળેલો કટકો પીઠ ઉપર રાખવો. અથવા, વાંસ કપુર અથવા ઈસસ જીની વાટીને તેનો ભુકો વાટીને સુંઘાડવો. અથવા નીચલી મેલવણીની પીચકારી નાકમાં મારવી:—

| | | |
|---|---|---|
| સલફેટ આફ ઝીંક (Sulphate of Zinc)...... | ગ્રેન | ૨૪ |
| ટેનીક અસીદ (Tannic acid)............... | ગ્રેન | ૨૦ |
| ફટકી (Alum)................................ | ડ્રામ | ૧ |
| પાણી (Water) .............................. | આંઉસ | ૨ |

અથવા હીરાબોલ, પાપડીયો કાથો, અને ગલ એ ત્રણ વસ્તુઓને આતશ ઉપર મુકીને તેનો ધુંવો નાકમાં આપવો, અથવા એજ ચીજોને બીડીની મીશાલ કાગલમાં વીટાલીને તે બીડી સલગાવવી અને તેમાંથી નીકલતો ધુંવો દરદીનાં નાકમાં આપવો.

## નાકનું બંધ થવું.

( Stoppage of the nose=સ્ટૉપેજ આફ ધી નોઝ. )

બચાંઓનાં નસકોરાંમાં વારેઘડીએ નીત જેવી ચીજ બંધાઈ જાય છે, અને તેથી તેઓને દમ લેવાની અને બરોબર ધાવવા તથા ગળવાની મુશકેલી પડેછે.

**એલાજો.**—એ દુર કરવા માટે પેહેલા હલકા જુલાબો આપવા, અને પછી ત્રણ ગ્રેન "વાહીત વીટ્રીઑલ" (White Vitriol) ને અરધો આંઉસ "મારજોરેમ વૉટર" (Marjoram water) માં મેલવીને તેને ગાળી નાંખવું, અને પછી તે મેલવણીમાં કપડું બોળીને તે નસકોરાં ઉપર ફેરવતાં રેહવું. જો બે ગ્રેન "વાઈટ વીટ્રીઑલ" અને બે ગ્રેન "ઈલેટેરીયમ" (Elaterium) માં ને અરધો આંઉસ "મારજોરમ-વૉટર" માં મેલવ્યાં હોય અને તે લગાડવું હોય તો બંધઈ ગયલી નીત છીંક આવવા વગર નીકલી પડેછે.

પણ એટલા સખત ઉપાયોની કોઈજ વેલા અગત પડેછે; સાધારણ રીતે તો રાતના સુવાડની વેલા નસકોરાંમાં મીઠું તેલ અથવા માખણ ચોપડ્યાથીજ નીત છુતી પડી દમ સેહેલાઈથી લેવાઈ શકાય છે.

# મોહડાંને લગતાં દરદો.

## અતીઘણી થુકનું પડવું.

(Salivation or Ptyalism=સેલાઇવેશન અથવા તીએલીઝમ.)

ઘણીવેલા પારાની દવા ઘણા જથ્થામાં ખાવામાં આવવાથી, અથવા અફીમ, ત્રાંબુ, ઝીંક ઇત્યાદીનો ખોરાક લેવાવાથી થુક અતીઘણું મોટા જથ્થામાં પડવા માંડેછે.

**એલાજો.**—મજબુત જુલાબો આપી ઝાડો લાવવો; હલકું નરમ ખાવાનું આપવું; જે દવા અથવા ખોરાક ખાધાથી એમ થતું હોય તે દુર કરવો; થંડક અને હવાવાલા ઓરડામાંજ બસવું; થોડાં "બોરેક્શ" (Borax) ને પાણીમાં મેલવીને તેના કોગળા કરવા. અથવા હરડાં, બેહેડાં, આમળાં, અથવા બાવલની છાલ, એ ચારમાંથી ગમે તે ચીજનો ઉકાળો કરી વીસ આંઉસ જેટલું રેહ તે થંડુ પાડીને તેમાં ચાર દ્રામ "કલોરેટ આફ પોટેશ" (Chlorate of Potash) મેલવવો, અને તે મેળવણીના કોગળા કરવા. અથવા, એક દ્રામ ફટકી, એક આંઉસ મધ, અને આઠ આંઉસ પાણી એ સઘલાંને મેલવીને તે મેલવણીના કોગળા કરવા. અથવા "ટેનીક એશીદ" (Tannic acid) અરધો દ્રામ, ટંકણખાર બે દ્રામ, અને પાણી છ આંઉસ. એ સઘલાંને મેલવીને તે કોગળા કરવામાં વાપરવું.

જો કોઈ વેલા એથી ઉલટુંજ બને, અને થુક ઓછા જથ્થામાં ઉત્પંત થવાને લીધે મોંહડું સુક્કુ રેહ તો, તે થુક છુટથી લાવવા માટે રાઈનાં બીયાં, અથવા, "મીઝીરીઑન બાર્ક" (Mezereon bark) ઝાડની છાલ, અથવા "પેલીટરી" નાં મુળીયાં (Pelletory root), અથવા અકલગરો, અથવા તંબાકુ ચાવવો અથવા મોહડાંમાં તે દાબી રાખવો.

## વાસ મારતું મોહોડું.

(Offensive smell from the mouth=ઑફૅનસીવ સ્મેલ ફ્રામ ધી માઉથ.)

**ઉત્પંતીનાં કારણો.**—બદ હજમી; ઝાડાની કબજીઆત; પેટમાં થયલો ભાર; દાંતનું કોહવું; અને જીભની આસપાસની ગાંઠો સુજીને તેમાં પરૂ બંધાવું.

**એલાજો.**—સોડાવૉટરના, અથવા બાવળની છાલના ઉકાળામાં ફટકી મેલીને તેના, અથવા "ટીંકચર આફ મર" (Tincture of myrrh) પાણીમાં મેલવીને તેના, કોગળા કરવા ચાલુ રાખવા. અવારનવાર મજબુત જુલાબો લેતા રેહવું. ખાણું ખાધા પછી અરધીથી દોઢ ચમચી જાનવરોનાં હાડકાંનો કોયલો ફાકવો, એથીબી ગુણ થશે. સવારનાં ખાણા સાથે નીમક વાપરવું, બાવલની ચીપ વડે દાંતન કરવું, અને નીમખના કોગળા કરવા.

## મોહડામાં પડતાં ચાઠાં અથવા મોટા છાગળા.

(Ulceration of the mouth=અલસરેશન આફ ધી માઉથ.)

મોહડાંમાં હોટોની અંદર, અથવા પારા આગલ, અથવા જીભની નીચે, અથવા મોહડાનાં ખુણામાં, અથવા ગાલની અંદર એ ચાઠાં પડેછે. એ ચાઠાં જો કે નાંહલાં હોય છે, તોપણ તેઓ અતીઘણી ઈજા આપેછે, અને કોઇ ચીજ સાથે ઘસાયાથી તો તેઓ નહી ખમાય એવું દુખ ઉપજાવે છે.

**ઉત્પંતીનાં કારણો.**—બદનની અતીઘણી ગરમી; બદહજમી, અને ઝાડાની ચાલુ કબજીઆત.

**એલાજો.**—સરસ એલાજ તો એજ છે કે તેમને થોડા ગ્રેન "ડોવર્સ પાઉડર" થી ઢંકાયલાં રાખવાં; સવાર સાંજ બબે ગોળીઓ "કમપાઉન્ડ-રૂહબાર્બ" (Pil. Rhei Co.) ની ગળવી; અથવા રાતે સુતી વેલા એક આંઉસ એરંડીયુ પીવું. અને પાછું બીજે અરધો આંઉસ સવારે લેવું. કેટલાએકો એને "કાસટીક" થી બાળી નાખવા માગે છે, એ ઉપાયનું દુખ, ખુદ દરદનાં દુખ કરતાં, ઘણું વધારે થઈ પડેછે.

બાલકોને એક બીજું એવીજ કીસમનું દરદ થાયછે જેને અંગ્રેજીમાં "**એફ્થા, અથવા થ્રશ**" (Aphtha or Thrush) કહી કહેછે.

એબી બદહજમીથી, ઓખારથી, અથવા માયનાં દુધમાં ખટાશ થવાથી બાલકને થાયછે.

નીશાણીઓ.—પેહેલાં બોખાર, તરસ અને બેચેની અતીઘણી થાય છે, અને થોડા કલાક અથવા થોડા દીવશ પછે જીનાં સફેદ જીભ અને પારાઓ ઉપર દીશે છે. એ આસતે આસતે એટલા વધે છે કે, જો ઉપાયો કારગત નહી થાય તો છેક નીચે ઉતરીને હોજરી અને આંતરડાં ઉપરખી થાયછે, જો લાંબો વખત તે ચાલુ રહ્યું તો ભય ભરેલું થઇ પડેછે. પેહેલેથીજ ચાવવાની અને ગલવાની ઘણી મુશકેલી પડેછે, છાતી ઉપર ભાર જણાયછે, દમ સેહેલાઇથી લેવાઇ શકાતો નથી અને તે ગરમ-ગરમ નીકલેછે, પેટ પારલાં અને વાસ મારતા આવેછે, અને પેસાબ થોડી પણ રાતી થાય છે, અને દરદ ચાલુ રેહ તે બધો વખત મોહડામાંનું દુખતો સખત રીતે ચાલુજ રેહછે.

એલાજો.—જો બચું ધાવતું હોય તો ધવાડનારી માતાએ અથવા આયાએ પોતાનો ખોરાક ઘણોજ સુઘીઆની અને હલકો લેવાની જરૂર સંભાલ રાખવી; અને તેણીએ પોતાના થાંનની ટીચુકીઓ, એક વખત બચું ધાવી રેહ કે તુરતજ, બરોબર રીતે ધોઇ નાખી સુકાવવાનું ધ્યાન રાખવું, અથવા નહી તો, તેણીનેજ થાનનો દુખારો ખમવો પડશે.

મોટા માણસને એમ થવું હોય તો તેને ગરમ પાણીએ નહવાડવો; દરરોજ સહવારે, અથવા દર આંતરાની સહવારે, અરધો-અરધો આંઉસ એરંડીયું પીયા કરી ઝાડો સાફ લાવવો; અને નીચલા પડીકાંમાંથી તેને એકેકું પડીકું દીવશમા ત્રણ વખત આપવું:—

રૂહબાર્બ પાઉડર ( Rhubarb powder )........ગ્રેન ૩૦
ગ્રે પાઉડર (Grey powder)....................ગ્રેન ૧૨
કારબોનેટ આફ સોડા ( Carbonate of Soda )...ગ્રેન ૩૦

એ ત્રણ જીનસો મેલવી તેમાંથી છ પડીકાં કરવાં અને ઉપર કહ્યું છે તેમ વાપરવાં. અને નીચે જણાવેલાં લોશનોમાંથી કોઇ પી એક લોશનના કોગળા કરવા, અથવા અંદરથી મોહડું ધોવા માંટે વાપરતા રેહવું:—

લોશનો:—

બોરેકસ ( Borax )...........ડ્રામ ૧॥
મધ (Honey)..................ડ્રામ ૨
પાણી (Water )...........આંઉસ ૮

અથવા:—

સલફેટ આફ પોટેસ (Sulphate potass)...ડ્રામ ૧॥
રોઝ વૉટર ( Rose water )...............આંઉસ ૮

જો બચાંને એ દરદ થયું હોય તો તેને ગરમ પાણીએ નહવાડવું; તેને નરમ જુલાબ આપવો; ઉપલાંજ લોશનોના કોગળા કરાવવા, પણ પેહેલાંમાં "બોરેકસ" ફક્ત પોણો દ્રામ લેવો, અને બીજાં લોશનની બનાવટમાં "સલફેટ આફ પોટેસ" ફક્ત પોણો દ્રામ વાપરવો. એ લોશન વાપરવા માટે, એક લાકડાંની ચીપ ઉપર ધાનું કપડું વીટાળી તે કપડું એ લોશનમાં બોળવું અને તે મોહડાંમાંનાં ચાઠાંઓ ઉપર લગાડવું. નીચલી જીનસોનાં પડીકાં બનાવી તેમાંથી એકેકું દિવસમાં બે વખત આપવું, જો બચુ બારથી અઢાર માસનું હોય તો નવ પડીકાં બનાવવાં, જો બાર માસની અંદરનું હોય તો બાર પડીકાં કરવાં, અને જો દોઢ વરસથી વધારે વયનું હોય તો તેની શક્તિ મુજબ ચાર અથવા છ પડીકાં બનાવવાં:—

| | | |
|---|---|---|
| કારબોનેત આફ મેગનીશીયા (Magnes. Carb.) | ગ્રેન | ૩૦ |
| રૂહબાર્બ પાવુડર (Pulv. Rhei) | ગ્રેન | ૯ |
| કારબોનેત આફ સોદા (Sodæ Carb.) | ગ્રેન | ૧૮ |

: જો દરદનું જોર સખત હોય તો ઊપલા સઘલા એલાજો કરવા ઊપરાંત નીચલી મેલવણી દર છ-છ કલાકે આપવી: જો બચું છથી બાર માસનું હોય તો અરધી ચમચી, જો એકથી બે વરસનું હોય તો એક ચમચી, અને એ રીતે વધતાં વધતાં છ વરસના બાલકને એક મોટા ચમચા સુધી આપવું:—

| | | |
|---|---|---|
| મ્યુસીલેજ (Mucilage) | દ્રામ | ૨ |
| કેસટર ઑઈલ (Castor oil) | દ્રામ | ૩ |
| લીકર આફ પોટેસ (Liquor of potass) | ટીપાં | ૪ |
| સાઈરપ (Simple Syrup) | દ્રામ | ૨ |
| વૉટર (Water) | આંઊસ | ૧॥ |

એ બધાં મેલવીને તેમાં "લાડેનમ" (Laudanum) નાં છ ટીપાં ભેળવાં, અને તે સઘલાંની ઘટ મેલવણી બને તે ઉપર જણાવ્યા મુજબ વાપરવી.

અથવા નીચલી મેલવણીઓ કોગળા કરવા વાપરવી:—

| | | |
|---|---|---|
| હરડાંનો ઊકાળો | આંઊસ | ૩ |
| બેહડાનો ઊકાળો | આંઊસ | ૩ |
| ટંકનખાર | દ્રામ | ૨ |

અથવા:—

| | | |
|---|---|---|
| કાથાનો ઊકાળો | આંઊસ | ૬ |
| ટંકનખાર | દ્રામ | ૨ |

જો બચ્ચાંને પેટ ઘણાં છુટી ગયાં હોય તો તેની ઉપર પ્રમાણે પાંચ-થી પંદર ગ્રેન "કમપાઊનડ ચૉક પાઊડર" (Compound chalk powder) પાણીમાં ભેલીને આપવો.

---

## મોહડાંના જ્ઞાનતંતુઓમાં થતી ચમક અને ઘણો સખત દુખારો.

(Neuralgia of the face, or Tic Douloureux= ન્યુરાલજ્યા ઑફ ધી ફૅસ, અથવા ટીક ડોલોરૂ.)

એ ભયંકર દરદ એક ઘડીનીબી આગમચથી નીશાણી થયા વગર ઉભરી આવેછે, મોહડાંના જ્ઞાનતંતુઓમાં અંચીતી ભયંકર ચમક અને કરતલ થવા માંડેછે, અને વધુ અથવા ઓછા વખત સુધી જારી રહી જેવું એકદમ આવ્યું તેમજ એકદમ બંધ પડેછે. એ વખતે મોહડું સઘલું ચીરઈ જતું હોય એમ લાગેછે.

**ઉતપંતીનાં કારણો.**—શરીરનો નબલો બાંધો; ચાલુ બદહજમી; ગરમ દેશોમાં કીધેલું લાંબો વખત રેહઠાણ; હોજરીમાં થયલા બીગાડો; વસુરી થવાને લીધે મોહડાંના તંતુઓ ઉપર થયલું દબાણ; ખરાબ જાતના તાવોની અસર; ઈત્યાદી.

એ દરદ થોડો વાર ચાલુ રહી જતું રેહછે તે યાતો ઘણા મહીનાં સુધી પાછું દેખાતું નથી. કે યાતો ચોકસ વખતે ઉભરી આવતું તે થાયછે, કે યાતો જેવો પુર્વ તરફથી પવન ફુકવા માંડે તેવુંજ ઉભરેછે.

**એલાજો.**—બદહજમી તોડવા માટે પેહેલાં એક અથવા બે "કમ-પાઉન્ડ ઍસેફ્ટીડા પીલ" (Comp. assafœtida pill) આપવી, અને જો હોજરીમાં ખટાસ થયો હોય તો નીચે મુજબની મેલવણી દર છ છ કલાકે આપ્યા કરવી:—

| | | |
|---|---|---|
| બાઈકારબોનેત આફ પોટેશ (Pot. Bicarb.) | ગ્રેન | ૩૦ |
| કેમફર વાટર (Aqua Camphoræ) | આંઉસ | ૧ |

જો ખાણું બરાબર હજમ નહી થતું હોય તો એક ચમચી "ગ્રેગરીઝ પાઉડર" (Gregory's powder), પાંચ ગ્રેન "કેલમબા પાઉડર" (Calumba powder) સાથે ભેલીને પેપરમીંટનાં પાણીમાં ખાવાની એક કલાક આગમચ ફકાડવો; અને બદનની સફાઈ ઉપરબી પુરતું ધ્યાન

આપવું, અને ગાંમડીનાં દરેક નાંકાં ખોલ્લાં રેહ એમ કરવું. દાંતની હાલત ઉપર પુરતી નજર રાખવી, જો દાંતો કોહેલા અને ઢીલા થયા હોય તો તે તુરત કહડાવી નાખવા. અને થોડાં "બોરેક્સ" (Borax) અને "ટીંકચર મર" (Tincture of myrrh) અને પાણીની મેલવણીના કોગળા કરવા. જો દરદ ચોકશ વખતે જણાવાનું ચોકશ થયું હોય તો નીચલી મેલવણી તેના હુમલાની બે કલાક આગમચ આપવીઃ—

| | | |
|---|---|---|
| સલફેત ઑફ કવીનાઈન (Sulphate of quinine) | ગ્રેન | ૧૦ |
| ઈનફ્યુઝન આફ રોઝીઝ (Infusion of roses) | ડ્રામ | ૧૨ |
| ટીકચર આફ જીંજર (Tincture of ginger) | ડ્રામ | ०॥ |

અને એ દવા આપવા પછી અરધે કલાકે, નીચલી જીનસોની ત્રણ ગોળીઓ બનાવી તેમાંની એકેક ગળાવવીઃ—

| | | |
|---|---|---|
| સલફેત આફ કવીનાઈન (Sulphate of quinine) | ગ્રેન | ૬ |
| ટારટર એમેતીક (Tartar emetic) | ગ્રેન | ०॥ |
| ઓપીઅમ પાઊડર (Powdered opium) | ગ્રેન | ૨ |
| એક્સટ્રેકત ઑફ પૉપી (Extract of poppy) | પુરતો થાય એટલો. | |

નબલા અને નાજુક તેમજ દરદી બાંધાનાં દરદીને, નીચલી જીનસોના ચાર પડીકાં બનાવી તેમાંથી એકેક, હુમલો થવાના વખતની અરધો કલાક આગમચ ફકાડવું:—

| | | |
|---|---|---|
| કારબોનેત આફ આયરન (Carbonate of iron) | ડ્રામ | ૧ |
| સલફેત આફ કવીનાઈન (Sulphate of quinine) | ગ્રેન | ૧૫ |
| અરોમેટીક પાઊડર (Aromatic powder) | ડ્રામ | ૧ |

કવીનાઈન આપવા આગમચ ઝાડો સાફ લાવી રાખવાની યાદ રાખવી.

જે વખતે દરદનું જોર ચાલતું હોય તે વેલાએ દુઃખ અને કલતર નરમ પાડવા માટે તુરતજ દસ ગ્રેન નરમ અફીમને સફરામાં દાખલ કરી દેવું; અને પછી તુરતજ નીચલી મેલવણી મુજબ પાઈ દેવું, અને તે પાવા પછી દર પા-પા કલાકે એકેક ગલાસ પ૊ર્ટ-વાઈન પાવો ચાલુ રાખવોઃ—

| | | |
|---|---|---|
| સલફેત આફ કવીનાઈન (Sulphate of quinine) | ગ્રેન | ૬ |
| બ્રાંડી (Brandy) | આંઊસ | ०॥ |
| લાડેનમ (Laudanum) | ટીપાં | ૪૫ |
| સ્પીરીતસ આફ સાલ વૉલેટાઈલ (Salvolatile spirits) | ડ્રામ | ૧ |
| સલફ્યુરીક ઈથર (Sulphuric ether) | ટીપાં | ૨૫ |
| પાણી (Water) | આંઊસ | ૧ |

# દાંતને લગતાં દરદો.

## દાંતમાં થતો દુઃખારો.

(Tooth-ache=ટુથ-એક.)

ઉત્પતીનાં કારણોઃ—અજીરણ; દાંતને લાગેલો સળો; ખોરાકની કરચો દાંતમાં રાખી મેલવાની બેદરકારી, અને તેથી દાતમાં ઊપજતો કોહવાટ.

એલાજો.—દાંતની સફાઇ અને સુઘડાઇ તરફ મુખ્ય ધ્યાન આપવું; દાંતને હમેશાં ફુકા પાણીથી અને પીછીથી ધોયલા અને ચોળેલા રાખવા; અથવા પાણીમાં જરા "ટીંકચર મર" (Tincture of myrrh) નાખીને તે પાણી વાપરવું. ઝાડાની કબજીઆતથી દાંતનાં દુખારાનું ઘણી વેલા કારણ થઈ પડેછે માટે નરમ જુલાબોથી ઝાડો સાફ આવતો રાખવો જોઈએછે. જેવો બી દાંત ઉપર કાંઈ ડાઘો અથવા કાંઈ છેદ જણાયું તો તુરત તે કોઈ ડાકતર પાસે કાહડી નખાવવો અથવા તે છેદ પુરી નખાવવું. જો કાંઈબી ચુના જેવી ચીજ દાંત ઉપર બંધાઈ ગયલી માલમ પડે તો તે તુરત ઘસાવી નખાવવી; અને દાંતમાં કોઈબી ચીજ ઘણી ગરમ કે ઘણી થંડી મુકવી નહી, એમ કીધાથીબી દાંતનાં તંતુનો દુખારો થઈ આવ્યા વીના રેહતો નથી. દાંતમાં જો કોઈ ચીજ પુરવાની અગત્ય પડે તો દાંતને પેહેલાં હથીઆરથી કોતરી અથવા ઘસીને સાફ કરવો, અને પછી ગટાપરચા અથવા રબરના જીણાં કટકાને "સ્પીરીટ" ના દીવાની ભારી ગરમીમાં પીગલાવવો, અને જેવો તે નરમ અથવા ચીકણો થાય તેવોજ તેને દાંતનાં ખાડામાં પુરી દેવો. અથવા "ઑક્સાઈડ આફ ઝિંક" (Oxide of Zinc) ને "કલોરાઈડ આફ ઝીંક સોલ્યુશન" (Solution of chloride of zinc) માં ભેલીને નરમ બનાવી દાંતમાં પુરવું. અથવા, એક ભાગ સુનું, ત્રણ ભાગ રૂપું, અને બે ભાગ કલ્લાઈ, એ સઘલાંને ગરમ કરીને મેલવવું, અને તે નરમ થાય એટલે થંડું પાડી પારામાં ખુબ મસલવી અને પછી તે મેલવણીને "સ્પીરીત આફ વાઈનમાં" બરોબર ધોઈને સાફ કરવી, અને પછી પાતળી સળીથી ધીરજથી દાંતનાં ખાડામાં પુરીને મજબુત રાખવી.

જો દાંતનો દુખારો ઘણોજ થતો હોય તો આ નીચલી જીનસોમાં-થી કોઈબી એકનાં થોડાંક ટીપાં રૂઈનાં પોહળીયાં ઉપર નામી તે રૂઈને

દુખતા દાંતના ખાડામાં મુકી રાખવો, અને જો અગત્ય જણાય તો એ ત્રણ વખત લાગત એજ રીતે પોહરીયાં દાખયા કરવાં:—

ફ્રાયર્સ બાલસમ (Friar's Balsam)
ટીંક્ચર ઑફ મર (Tincture of myrrh)
લાડેનમ (Laudanum)
ક્રીએસોટ (Creosote)

જો એ ટીપાંઓથીની દુખ નહીં નરમ પડે તો અફીમ એક ગ્રેન જેટલું લઈ તેની ઝીણી ગોળી બનાવવી, અને તે દુખતા દાંતનાં ખાડમાં પુરવી; અથવા એજ રીતે એક કપુરનો કટકો ની વાપરવો. અથવા કમોઈનાં પાંદડાંનો રસ અને કપુરની મેલવણીમાં રૂ બોળીને તે મુકવો અથવા નીચલી મેલવણીમાં બોળીને મુકવો:—

| | |
|---|---|
| સ્પીરીત આફ્ કલોરોફૉર્મ (Sprt. of chloroform) | ડ્રામ ૧ |
| ટીંક્ચર ઑફ્ મર (Tinct. of myrrh) | ડ્રામ ૧ |
| લૉડેનમ (Laudanum) | ડ્રામ ૨ |
| કપુર (Camphor) | ડ્રામ ০॥ |

અથવા એને બદલે થોડા "ક્રીએસોત" (Creosote) મા બોળવો, અથવા:—

| | |
|---|---|
| ટીંકચર આફ્ મર (Tinct. of myrrh) | ડ્રામ ০॥ |
| સાલ વૉલેટાઈલ (Salvolatile) | ડ્રામ ০॥ |
| ક્રીએસોત (Creosote) | ડ્રામ ০॥ |

એ મેલવણીમાં બોળીને મુકવો; અથવા એને બદલે "બાઈકારબોનેત આફ્ સોદા" (Bicarbonate of soda.) અરધો ડ્રામ અને એક આંઉસ પાંણીની મેલવણી વાપરવી. જો દાંત દુખતો અને હીલતોબી હોય તો તે ચીમટા વડે ઉપાડી કાહડવો, અને તેમ કીધા પછી બી જો તે દુખ્યા કરે તો નીચલી મેલવણી તે ખાડામાં લગાડવી:—

| | |
|---|---|
| ટીંક્ચર આફ્ ઑપીઅમ (Tinct. opii) | ડ્રામ ૧ |
| ઑઈલ આફ્ થાઈમ (Oleum origani) | ડ્રામ ૧ |
| કલોરોફૉર્મ (Chloroform) | ડ્રામ ૧ |
| સ્પીરીત આફ્ કૅમફર (Sprt. camphoræ) | ડ્રામ ૧ |

અથવા, એને બદલે નીચલાં તેલોની મેલવણી લગાડવી:—

ઑઈલ ઑફ્ કલાવઝ (Ol. Caryophylli)
ઑઈલ ઑફ્ કાજપુટ (Ol. Cajuputi)
ઑઈલ ઑફ્ થાઈમ (Ol. Origani)

અથવા, "ટૅનીક ઍશીદ" (Tannic acid) એક ડ્રામ અને મારફીય પંદર ગ્રેન સાથે મેલીને તે લગાડવું.

જો દાંત સરદીને લીધે એકદમ દુખવા માંડ્યા હોય તો "પૅલીટરી" નું મુળીઉં (Pellitory root) થોડો વાર ચાવ્યા કીધાથી નરમ પડશે. દાંતનું દરદ કોઈવેલા ભીંજવેલા તંબાકુના ડુચા કાનમાં ખોશી રાખ્યાથીબી નરમ પડેછે. એ દરદની વખતે ગરમ સળીઆએ દામવાનો ઉપાય પસંદ કરવા જોગ નથી; ઘણી વેલા એથી ઓરવધારે નુકસાન થાયછે. એ દુખારાના બીજા કેટલાએક એલાજો નીચે મુજબછે:—

"કૉસટીક" ની લાકડી દરદવાલા ભાગ ઉપર લગાડવી. અથવા નીચલી મેલવણીઓમાંથી કોઈ એક દુખતા ભાગ ઉપર લગાડવી, અને રૂનું પોહુચીંઉ તેમાં બોળીને ત્યાં મુકવું:—

૧.— ટીંક્ચર આફ ઓપીઅમ (Tinct. of opium) ............... આંઉસ ૩
રેકતીફાઈડ સ્પીરીત આફ વાઈન (Rectif. Sprt. of wine). આંઉસ ૩
કેમફર (Camphor)......................................... ડ્રામ ૬
ઓપીઅમ પાઉદર (Pulv. opium)........................ ડ્રામ ૧ા
પૅલીટરી ઑફ સ્પેઈન (Pillotory of Spain)............... આંઉસ ૦ાા

એ સઘલાંને આઠ દીવસો સુધી મેળવી રાખી વાપરવું.

૨. ઍલમ પાઉદર (Powdered alum)............................ ડ્રામ ૨
સ્પીરીત આફ નાઈતર (Sprt. of nitre)........................ ડ્રામ ૭.
૩.— સાલવૉલેટાઈલ (Sal-volatile)................................. આંઉસ ૩
લાડેનમ (Laudanum)............................................. આંઉસ ૧
૪.— ઍમોનીઆ વૉટર (Ammonia water)...................... આંઉસ ૧
ટીંક્ચર આફ ઓપીઅમ (Tinct. of opium)............... ડ્રામ ૪
૫.— ક્રીઓસોટ (Creosote).......................................... ડ્રામ ૧
સ્પીરીત આફ કેમફર (Sprt. of camphor).................. ડ્રામ ૨
લાડેનમ (Laudanum)............................................... ડ્રામ ૧
૬.— પેલીટરી અને કેમફર (Pellitory and Camphor) ...દરેકનો આંઉસ ૧
જીંજર અને કલોવઝ, (Ginger and Cloves)..........દરેકનો આંઉસ ૧
ટીંક્ચર આફ ઓપીઅમ (Tinct. of opium)............... આંઉસ ૪
સ્પીરીત આફ વાઈન (Sprt. of wine)........................ આંઉસ ૧૬
એ સઘલાંને આઠ દીવસો સુધી મેલવી રાખીને વાપડવું.

જો સરદીથી દુખારો સખત થતો હોય તો:—

રેડ સ્પીરીટ્સ આફ લવેનડર (Red sprt. of lavender)...... ડ્રામ ૧
સ્પીરીટ્સ ઑફ સાલવૉલેટાઈલ (Sprt. of salvolatile)...... ડ્રામ ૧
લૉડેનમ (Laudanum)........................................... ડ્રામ ૧
એ સઘલું મેલવીને દુખતા ભાગ ઉપર લગાડવું, અને ત્યાં શેકણી કરવો.

જો દાંતનો પારો સુજયો હોય અને તેથી દરદ થતું હોય તો—કાચું અંજીર આતશમાં ભેપટીને તે પારા ઉપર ઘસવું; અથવા અંજીરનાં જાહડનું દુધ તે સુજેલા પારાને ચોપડવું, તેથી પારો સડશે અને લોહી અથવા પરૂ અથવા પાણી તેમાંથી વેહયાબાદ તેને રૂજવવા સારૂં પાણીના અંદર "ટીંકચર આફ મર" ભેલીને તે પાણી પારા ઉપર મુકયા કરવું. જો એથીબી પારો સુજેલો નરમ નહી પડેતો બાહેરથી જલો મુકાવવી. અથવા ધંતુરાનાં બીયાં આતશ ઉપર મુકીને તેનો ધુંવો મોહડાંમાં લેવો પણ તે આંખમાં અથવા નાંખમાં જવા દેવો નહી; અથવા ધંતુરાને બદલે ભોંયશીંગણીનાં બીજનો ધુંવો લીધેલોબી ગુણ કરશે. હમેશાં દાંતને સાફ અને કચરા વગરનાં રાખવાની જરૂર સંભાલ રાખવી. ખાણું ખાધા પછી કોગળા કરવાની આદત ઘણી ફાયદાકારકછે.

---

## દાંતનું કોહવું, તથા ઢીલું થવું તથા તેના પારાનું સુજવું.

ખોરાકની કરચો દાંતમાં રેહવા દેવાની ગફલતીને લીધે એ કરચો અંદર કોહીને એક જાતની એસીડ અથવા ખટાશ ઉત્પન કરે છે જેની અશરથી દાંત ઉપરનું "એનેમલ" (Enamel) કોહી જાયછે અને ખરી પડેછે. એમ થતું અટકાવા માટે, "બાઈકારબોનેત ઑફ સોદા" (Bicarbonate of Soda) અરધો ડ્રામ અને એક આંઉસ પાણીની મેલવણી કોગળા કરવામાં વાપરવી. અથવા અક્કલગરાનાં ફુલને ચીરીને દુખતા દાંત ઉપર દાબવાં; અથવા ફટકી, સુંઠ અને અક્કલગરો એ ત્રણ જીનસો બબે ડ્રામ લેઈ તેનો ભુકો કરી દુખતા દાંતોમાં મુકવો, અને થુક આવે તે બાહેર પડવા દેવી. મીઠી તથા ખાટી ચીજોનો ખોરાક લેવો નહી, ઘણી ગરમ અથવા ઘણી થંડી ચીજ પીવી નહી, ટાંચણીએ અથવા છરીનાં પાનાએ અથવા કોઈ અણીદાર હથીઆર વડે કોતરવું નહી.

જો દાંત ઢીલા થયલા અને હીલતા જણાય તો તેમને ઉતાવળમાં ખેંચી કહડાવવા નહી, કેમકે ઘણુા ખરા તેઓ, લાયક એલાજો થયાથી, પાછા મજબુત થાયછે. ઢીલા થયલા દાંતને હીલવ્યા કરવો નહી પણ તેને આંગળાં વડે જોરથી દાબી બેસાડી રાખવો, પોતાની અને તે પોતાની જગાએથી ખીસે નહી એટલા માટે થોડા દીવશો સુધી કોઈ કઠણ ખોરાક લેવો નહી પણ પાણી જેવો ખોરાકજ લેવાનું ચાલુ રાખવું. જો દાંત

ઉપર "ટારટર" અથવા ચુના જેવી પદાર્થ બંધાઇ ગઇ હોય તો તે તુરતજ ઘસાવી નાંખવી. અથવા નીચલી જીનસોનો વાઇનમાં કાહવો બનાવવો અને જયારે તે કુક્કો જેવો હોય ત્યારે તેમાં રૂઉનું એક પહોરૂં બોળીને દુખતા દાંત ઉપર મુકવું, અથવા તે સુજેલા પારા ઉપર ઘસવું:—

| | | |
|---|---|---|
| બીસટૉર્ટ રૂટ (Bistort root) | ડ્રામ | ૧ |
| રેડ રોઝીઝ (ગોલાબ) (Red roses) | ડ્રામ | ૧॥ |
| બર્નટ ઍલમ (બાલેલી ફટકી) (Burnt alum) | સ્ક્રુપલ | ૨ |

અથવા નીચલી જીનસોને એકેક સાથે બરોબર મેલવીને ગાળી કાહડવી, અને પછી તેમાંથી એકેક ચમચી એક ગલાસ પાણીમાં ભેલીને તેના કોગળા કરયા કરવા:—

| | | |
|---|---|---|
| બોરેકશ (Borax) | ડ્રામ | ૧ |
| ઍલમ (Alum) | ડ્રામ | ૧ |
| બે સૉલ્ટ (Bay salt) | ડ્રામ | ૧ |
| સ્પીરીત આફ કૅમફર (Sprt. of Camphor) | આંઉસ | ૧ |
| ટીંકચર આફ મર (Tinct. of myrrh) | આંઉસ | ૧ |
| ટીંકચર આફ રાહટની (Tinct. of rhatany) | આંઉસ | ૨ |
| સ્પીરીત ઑફ હાર્સરેડીશ (Sprt. of horse-radish) | આંઉસ | ૪ |

જો દાંતનાં પારા સુજયા હોય તો તેમને પાકવવા માટે ગરમ શેક કરવા, અને ગરમ પોલટીસો મુકવી; અથવા કાચું અંજીર આતશમાં ભેપટીને તે પારા ઉપર ઘસવું; અથવા અંજીરનાં જાહડનું દુધ તે સુજેલા પારાને ચોપડવું, તેથી પારો સડશે, અને લોહી અથવા પરૂ તેમાંથી વેહ્યા બાદ તેને રૂઝવવા સારૂં પાણીની અંદર "ટીંકચર આફ મર" (Tinct. of myrrh) ભેલીને તે પાણી પારા ઉપર મુકયા કરવું. અથવા થોડાંક "ટીંકચર ઑફ ગૉલ્સ" (Tinct. of galls) ને પાણીમાં ભેલીને તેનાં કોગળા કરવા. અથવા "સલફેત ઑફ ઝીંક" (Sulphate of Zinc) પચીસ ગ્રેન અરધી પૅંટ ગુલાબનાં પાણીમાં ભેલવું અને તે પાણીના કોગળા કરવા. દુખારો અને સોજો નરમ પડી રેહ એટલે ખવાઈ ગયલા દાંતને ઉપાડી કહડાવવો.

---

## દાંતનાં મંજનો.

દાંત સાફ, મજબુત, અને સફેદ રાખનારાં કેટલાંએક ઘણાં સરસ મંજનોની બનાવટોનો સંગ્રહ નીચે આપ્યોછે, તેમાંથી જે ગમે તે નુસખો વાપરવો:—

૧—ચારકોલ પાઉડર (Powdered charcoal). ............આંઉસ ૨
મર પાઉડર (Powdered myrrh)......................ડ્રામ ૨

૨—પાઉડર કટલ-ફીશ-બોન(Pulv. cuttle-fish-bone)...આંઉસ ૨
પાઉડર મર (Pulv. myrrh)........................ડ્રામ ૨

૩—કસ્તુરી ..................................
અગર ........................................ } દરેકના ડ્રામ ૪
લવંગ ........................................

૪—આરમીનીઅન બોલ ( Armenian bole ) .........આંઉસ ૧॥
પ્રીપેર્ડ ચૉક ( Prepared chalk )..................આંઉસ ૧॥
પીરૂવિયન બાર્ક (Peruvian bark )..............આંઉસ ૧
કટલ-ફીશ (Cuttle-fish)..............................ડ્રામ ૪
મર પાઉડર (Powdered myrrh).......................ડ્રામ ૨

૫—કાઈનો પાઉડર (Powdered kino).......................ડ્રામ ૩
આરમીનીઅન બોલ ( Armenian bole )............આંઉસ ૨
પીરૂવિયન બાર્ક પાઉડર ( Peruvain bark P. )...આંઉસ ૧
મર પાઉડર (Pulv. myrrh).........................ડ્રામ ૨
કારબોનેટ આફ સોડા (Carbonate of soda).........ડ્રામ ૨

૬—ચાક પાઉડર (Pulv. chalk).....................આંઉસ ૨
કેમફર પાઉડર ( Pulv. Camphor )..................ડ્રામ ૨

૭—કોરલ (Coral) ..........................
કટલ-ફીશ બોન (Cuttle-fish bone)...... } દરેકના ડ્રામ ૮
ડ્રેગન્સ બ્લડ (Dragon's blood).........
બર્નટ ઍલમ ( Burnt alum )............ } દરેકના ડ્રામ ૪
રેડ સેનડર્સ (Red sanders)...............
ઑરીસ રૂટ ( Orris root )...........................ડ્રામ ૮
કલવઝ અને સીનામન (Cloves & Cinnamon) દરેકનો ડ્રામ ૦॥
વેનીલા (Vanilla)..................................ગ્રેન ૧૧
રોઝવુડ (Rose-wood).................................ડ્રામ ૦॥
રોઝ-પીંક ( Rose-pink )................................ડ્રામ ૮

એ સઘળાનો બારીક ભુકો કરી વાપરવો; એ અમેરીકન મંજન છે, અને તેથી ઘણો ફાયદો ઉપજેલો જણાયો છે.

૮—રોઝ-પીંક ( Ros-pink )...........................ડ્રામ ૨
પ્રેસીપીટેટેડ ચૉક (Precipt. chalk)..................ડ્રામ ૧૨
કારબોનેટ આફ મૅગનીશીઆ (Carb. of magnesia.)...ડ્રામ ૧
સલફેટ આફ કવીનાઈન (Sulph. of quinine).........ગ્રેન ૬

૯— કપુર ..........................આંઉસ ૧
ચાક ( સોજો )..................આંઉસ ૪
કોયલો ..........................આંઉશ ૪
ગુલાબનું અતર....................ટીપાં ૪

| | | |
|---|---|---|
| ૧૦—સોપારીનો બાળેલો કોલસો... | આંઉસ | ૨ |
| ચાક સોજે... | આંઉસ | ૪ |
| હીરાબોલ ... | આંઉસ | ૧ |
| સીનકોનાની છાલનો ભુકો... | આંઉસ | ૧ |
| ખુશબોદાર તેલ... | ટીપાં | ૫ |

એ સઘલાને બારીક ભુકો કરીને મેલવવું.

| | | |
|---|---|---|
| ૧૧—બાંબુનો બાલેલો કોલસો... | આંઉસ | ૦॥ |
| સોપારીનો બાલેલો કોલસો... | આંઉસ | ૦॥ |
| સોજે કીધેલો ચાક... | આંઉસ | ૧॥ |

| | | |
|---|---|---|
| ૧૨—કપુર ... | તોલો | ૦॥ |
| કાથો ... | તોલો | ૧ |
| લવગ... | તોલો | ૦॥ |
| સોજે કીધેલો ચાક... | તોલા | ૬ |
| હીરાબોલ ... | તોલો | ૧ |

---

## "શકર્વી" અથવા લોહીના બીગાડાથી ઉત્પંત થતું દાંતનુ એક દરદ.

(Scurvy-શકર્વી.)

**ઉત્પંતીનાં કારણો.**—ભીનાસવાલી અને થંડી હવામાં ઉઘાડું રેહવું; મીઠાંવાલો ખોરાક, અથવા ખારો કરીને સુકવેલો ખોરાક ઘણો ખાવો; નહીં જરપત થાય એવો અને પુષ્ટી નહીં આપનારો ખોરાક; શરીરમાંથી ચાલુ નેહતી પ્રવાહીઓનું એકદમ બંધ થઈ જવું જેવું કે દસતાનનું અને હરસના મસાનું; શરીર સંબંધી નબળાઈ; પુરતી કસરતની ખુટ; બંધ રેહેલી હવાનું દમમાં જવું; નઠારો ખોરાક ખાવો; દલગીરી-ધાસ્તી, અને એવાજ બીજા વીકારો અને તરકારીના પુરતા ખોરાકની ખુટ.

**નીશાણીઓ.**—અસાધારણ થાક અને કંટાલો લાગેછે; જરા હીલચાલ કીધા પછી દમ લેવાની સેજ મુશ્કેલી પડેછે; દાંતના પારાઓ સુજીને તદન પોચા પડી જાયછે, અને જાંબુરો રંગ પકડેછે, અને જરાકબી દાબતાં તેમાં અતીઘણી કલતર ચાલેછે; શ્વાસ ગંધ મારેછે; નાંકમાંથીબી લોહી ગળ્યા કરેછે; સાંધાઓમાં દરદ થાયછે; પગો કાઈવેલા સુજીઆવેછે અને તેમની ઉપર પીળાં ચાઠાંઓ પડેલાં દીશેછે; મોહડું અતીઘણું ફીક્કું પડી જાયછે. જો એ દરદ ચાલુજ રેહ્યું તો ધીમે ધીમે દાંતો

સઘલા કોહી જાયછે; બદનના જુદા જુદા ભાગો ઉપરથી લોહી વેહેછે ખરાબ જાતનાં ચામડીનાં દરદો થાયછે; જુદા જુદા ભાગોમાં અને ઘણું કરીને છાતીમાં દુખારો થાયછે; સેવટે નઠારો તાવ આવેછે, અને લાંબો વખતનો દુખી થઈ રહેલો લાચાર દરદી મરડા, અતિસાર કે જલંદરના એકુ હુમલામાં ઘસડાઈ જાયછે.

ઈલાજો.—જો ગોરતનો ખોરાક ઘણો લાંબો વખત ચાલુ રહ્યાથી તે થયું હોય તો તુરત તેમાં ફેરફાર કરવો અને તાજી તરકારી જેવી કે કોબી, ભીંડા, સલગમ, વટાણા દુધી, ઈત્યાદીનો ખોરાક આપવો. ખાટાં લીંબુના રસનો અતીઘણો ઉપયોગ કરવો. અને ખાણાં સાથે થોડો રમ દારૂ લેવો. બે આંઉસ નાઈતર અથવા સુરાખારને બે પેંટ પાણીમાં ભેલવો, અને એ મેલવણીમાંથી અરધો-અરધો આંઉસ દીવસમાં ત્રણ વખત આપવું. નીચલી મેલવણીનાં કોગળા કરાવ્યા કરવો:—

| | | |
|---|---|---|
| કમપાઉન્ડ ઈનફયુંઝન ઑફ રોઝીઝ (Comp. infus. of roses)...... | આંઉસ | ૬ |
| ઍલમ (Alum)...... | ડ્રામ | ૧॥ |
| હની (Honey)...... | ડ્રામ | ૨ |

અથવા નીચલી મેલવણી કોગલા કરવા વાપરવી:—

| | | |
|---|---|---|
| ડીકાક્ટ ઑફ પીરૂવીઅન બા० (Decoct. of Peruvian B.)...... | આંઉસ | ૬ |
| ટીંકચર ઑફ મર (Tinct. of myrrh)...... | આંઉસ | ૧॥ |
| મ્યુરીએટીક ઍસીડ (Muriatic acid.)...... | ટીપાં | પંદર |

જો દુખારો અને બેચેની હોય તો રાતના "ડોવર્સ" પાઉડર (Dover's powder) બાર ગ્રેન આપવું, અને તે બાદ નીચલી કવતી આપનારી દવાની મેલવણીમાંથી છઠા ભાગ જેટલું દીવસમાં બે અથવા ત્રણ વખત આપવું:—

| | | |
|---|---|---|
| ડીકાક્ટ આફ સીનકોના બાર્ક (Decoc. of CinchonaB.)...... | આંઉસ | ૬ |
| સીરપ ઑફ આરેંજ પીલ (Syr. of orange peel)...... | આંઉસ | ૧ |
| કમપાઉન્ડ ટીં० આફ સીનકોના (Comp. of tinc. of cinchona). | આંઉસ | ૧ |
| કારબોનેત આફ ઍમોનીઆ (Carb. of ammonia)...... | ગ્રેન | ૩૦ |

એ દવા લેવાની આગમચ થોડાં એરંડ્યાંમાં દસ ટીપાં "ક્રીમ આફ ટારટર" (Cream of Tartar) ભેલીને તે જુલાબ લેવાની યાદ રાખવી.

જો એ દરદ નરમ આકારમાં થયું હશે તો અને ફક્ત દાંતના પારાઓ ઉપરજ તેને અસર કીધી હશેતો ખાટાં લીંબુંમાંનો રસ જરા ચુસયા કીધાથીજ તે નરમ પડી જશે

અથવા નહીતો નીચલી મેલવણીમાંથી ત્રીજા ભાગ જેટલું દીવસમાં ત્રણ વાર આપ્યા કરવું:—

આરેંજનું ટીંકચર ....................................ડ્રામ ૨
તાજાં લીંબુનો રસ....................................આંઉસ ૨
સાકરનો શીરો....................................આંઉસ ૧
સુરોખાર....................................ગ્રેન ૧૫
પાણી....................................આંઉસ ૨

જો દરદનાં જોરથી પગમાંથી ઘણી ચસક મારતી હોય તો નીચલી મેલવણીમાંથી એક અથવા બે આંઉસ જેટલું ત્રણ વાર આપ્યા કરવું:—

ખાતાં લીંબુનો રસ....................................આંઉસ ૫
સીનકોનાની છાલની ભુકી....................................ડ્રામ ૬
લાડેનમ (Laudanum)....................................ડ્રામ ૨
સીનકોનાની છાલનો ઉકાળો....................................આંઉસ ૧૨
ઉરાકનો દારૂ....................................આંઉસ ૬
સાકર....................................આંઉસ ૬

હૈડાં આગલનો દુખારો, અને દમ લેવાની મુશકેલી થતી હોય-તો તે નરમ પાડવા નીચલી મેલવણીમાંથી બબે ચમચા દર ચાર કલાકે આપ્યા કરવા:—

સ્વીટ સ્પીરીટ્સ આફ નાઈટર (Sweet sprts. of nitro) ......ડ્રામ ૩
કેમફર વૉટર (Camphor water). ....................................આંઉસ ૫
સલફ્યુરીક ઈથર (Sulphuric ether)....................................ડ્રામ ૨

**ખોરાક.**—કોબી, દુધી, ભીંડા, સલગમ, ઈત્યાદી તરકારીનો ખોરાક જરૂર લેવો; અને લીલો મેવો જેવોકે મોસંબી, મીઠાં લીંબુ, લીલી દરાખ ઈત્યાદી લેવો. ખારી કરીને સુકવેલી માછલી, આદેલું ગોસ્ત, વેલાતી પનીર, અથવા કોઈબી બીજી જીનસ જેમાં મીઠાંનો ભાગ ઘણોસરખો હોય તે ઉપયોગમાં લેવી નહી. દુધનો ખોરાકબી ઘણો લેવો, અને ગોસ્ત જો ખાવું તો તાજુંજ ખાવું. આંબલીનાં અથવા ખાટાં લીંબુનાં શરબતો પીવાં ચાલુ રાખવાં.

---

## ગળાંને લગતાં દરદો.

### ગળાનો સોજો.

(Quinsey or Inflammatory sore Throat= કવીનસી, ઑર ઈનફ્લેમેટરી સોર થ્રોટ.)

**ઉત્પતીનાં કારણો.**—પરસેવો પડતો બંધ પડી જવો; ગરદન

આસપાસ ઘણા વખતનું વીટાલી રાખેલું કાંઈ કપડું કાહડી નાંખવું, બદન ગરમ હોય ત્યારે થંડું પાણી પીવું; સરદીમાં ઊઘાડા ફરવું; ઝાડાની કબજીયાત; ઘણે મોટે સાંદે ગાવું અથવા બોલવું; ગરદનને અંચીતી થંડક લાગવી અથવા લગાડવી; ગરમ ઓરડામું બેસી ખાણું ખાઈને અને દારૂ પીને એકદમ બાહેરની થંડી હંવામાં ધસી જવું; ભીને પગે અથવા ભીને કપડે બેસવું; ભીનાશવાલી જગા ઉપર સુવું અથવા બેસવું; નવો કોશો થયો હોય તે ઓરડામાં બેસવું; ઘણો તીખ્ખો ખોરાક; હાંડકાં અથવા ટાંચણીનું ગળાં અંદર ખુંચી બેસવું; ચોકસ ધાતુઓ, જેવીકે આરસનીક અથવા ઍન્ટીમનીનો ગળાંમાં ગયલો ધુંવો; ઇત્યાદી.

. એ દરદ કોઈવેલા મરકીરૂપી અથવા ઉડતુંખી હોયછે.

**નીશાણીઓ.**—ગરદન સુજેલી અને રાતા થયલી દીશેછે, અને દરદી ખોરાક ગળતી વખતે દરદ થવાની ફરિયાદ કરેછે; તેની નાડી સખ્ત અને જહડફથી ચાલતી થાયછે, અને તાવનાં બીજાં ચીન્હો નજરે આવે છે; જેમ જેમ સોજો વધતો જાયછે તેમ તેમ દમ લેવાની અને ગળવાની વધુ અને વધુ મુશકેલી પડતી જાયછે; કાનબી દુખવા માંડેછે; આંખો રાતી થયલી અને ચેહેરો સુજી આવેલો દીશેછે. રખે પોતે ગુંગલાઈ જાય એવી ધાસ્તીથી દરદી લેટી અથવા સુઈ શકતો નથી; ઉછાળા થતા ચાલુજ રહેછે; અને પીધેલી ચીજો હોજરીમાં ઉતરવાને બદલે નાંખને વાટે પાછી પડેછે. ઘણી વખતતો દરદી, ખોરાક નાંહી ગયાના સબબથી થયલા ભુખ; મરાને લીધેજ મરણ પામેછે.

જો દમ ઘણી મુશકેલીથી લેવાય, છાતી દબાઈ જતી લાગે, અને ઇંતેજારી ઉપજે તો ત્યારે ઘણી ધાસ્તીનો હીંગામ સમજવો, જો મોહડાં ઉપર ફીન આવે, જીભ ઉપર સોજો જણાય, અને ચેહરો ફીક્કો અને ભય ભરેલો થાય તો તે મોહતની નીશાણીઓ સમજવી.

**એલાજો.**—જુલાબો અને, જો અગત જણાય તો, ઉલટી લાવનારી દવાઓ શરૂઆતમાં આપવી. ગળા ઉપર ગરમ પોલટીસો મુકવી, અથવા, ખસખસના પોસનો અથવા અલસીના આટાનો શેક કરવો, અને "હાર્તસોર્ન" નું તેલ (Hartshorn oil) અથવા ટરપેનટાઈન તે ઉપર ચોપડવું. જીભની બંધે બાજુની ગાંઠોના સોજાથી એ દરદ થાયછે માટે તેને પાકવવાના સઘલા ઉપાયો કરવા. જો ઘડ પોતાનીજ મેલેજ પાક્યા પછી ફુટી નહીં જાય તો તેને નસતર વડે ચીરવું પડે છે. પણ કોઈવેલા સોજો એટલો બધો વધી ગયલો હોય છે કે મોહડું જોઈએ

એટલું ઉઘડાઈ શકાતું નથી અને ઘડ આગલ નસતર પોહચી શકતું નથી. એ વખતે એક તદબીરથી તે ફોડવામાં આવેછે, અને તે એ છે કે દરદીને કોઈ તજવીજથી એકદમ બીહવડાવવો અને તે વખતે જેવો તે એકુ ચીસ પાડવાની કે કાંઈ બીજી ઊલઆલ કરવાની તજવીજ કરશે તેવુંજ ગળા માહેલું ઘડ ફુટી જશે.

સોજો હોય તે વેલાએ ઘણા નરમ કીધેલા "સ્પીરીટ આફ હાર્ત-શોર્ન" (Sprt. of hartshorn dilute) ના કોગળા કરવા, અને "હાર્તશોર્ન" નુંજ લીનીમેંટ ગળા ઉપર અને દાચાની નીચેના ભાગ ઉપર ચોપડવું. ગરમ દુધ અને પાણી ભેલીને તેના કોગળા કરવા, અથવા કોગળા માટે નીચલીમાંથી કોઈએક મેલવણી પસંદ કરવીઃ—

૧.—ડીકાકo ઑફ સીનકોના બાર્ક (Decoc. of cinchona bark)...આંઉસ ૭
ટીંક્ચર આફ મર (Tinct. of myrrh)...ડ્રામ ૨
નાઈતર સોજો કીધેલો (Purified nitre)...ડ્રામ ૩

૨.—ડીકાકo ઑફ સીનકોના બાર્ક (Decoc. of cinchona bark)...આંઉસ ૬
ડાઈલ્યુટ સલફ્યુરીક ઍસીદ (Sulphuric acid dil.)...ડ્રામ ૧
મધ (Honey)...આંઉસ ૧
ઈનફ્યુઝન આફ રોઝીઝ (Infusion of roses.)...આંઉસ ૧

૩.—સુરો ખાર...ડ્રામ ૨
મધ...ડ્રામ ૪
ગોલાબનું પાણી...આંઉસ ૬

૪.—ટંકણખાર...ડ્રામ ૩
ફટકી...ડ્રામ ૨
પાણી...આંઉસ ૮

ખોરાક ગળવાની મુશકેલી જેવી માલમ પડે કે સુનામખીનો કાહવો બનાવી તેના એક પ્યાલામાં "ઍપસમ સાલ્ટ" (Epsom salts) ત્રણ ડ્રામ નાંખીને તે પીવો. પગોને ગરમ પાણીમાં બોળવા; અને ગરદ-નની આસપાસ ચોવડું ફલાનેલ વીટાલીને સુવું; અને છુટથી પરસેવો પડે ત્યાં તુધીક નીચલી મેલવણીમાંથી એકેક ચમચો દર ચાર કલાકે લેવોઃ—

સ્પીરીટ આફ મીનડરીરસ (Sprt. of mindererus)...આંઉસ ૧
ઍનટીમોનીઅલ વાઈન (Antimonial wine)...ટીપાં ૩૦
સીરપ આફ સ્કવીલ્સ (Syr. of squills)...ડ્રામ ૧
પાણી (Water)...આંઉસ ૩

અથવા, એને બદલે નીચલી મેલવણીમાંથી એકેક ગલાસ દર ત્રણ કલાકે લેવુંઃ—

લાઈકર ઍમોની ઍસીટેટીસ (Liq. of Acet. of ammon.) આંઉસ ૧
શેલીસીક ઍશીડ (Salicic acid)..............................ગ્રેન ૮૦
ગુલાબનું સરબત (Syrup of roses)......................આંઉસ ૧
પાણી (Water).............................................આંઉસ ૪

**ખોરાક.**—બધો પાણી જેવો લેવો; સંગીન ખોરાક લેવો નહી. દુધ, સેરવો, કાંજી, મલાઈ, પનીર.સાથે કામ ચલાવવું.

---

## ગળું પડવું અથવા ઘાંટું પડવું.

(Hoarseness=હોર્સનેસ.)

સરદીની અસરને લીધે ગળું બેસી જાય છે, અને આવાજ ઘાડો નીકલે છે.અથવા તો બોલાતું નથી.

**ઈલાજો.**—નીચે આપેલી જેટલી દવા દર ત્રણ કલાકે પીવી:—

સ્વીટ સ્પીરીટ આફ્ નાઈટર (Sweet Sprt. of nitre)......એક ચમચી
પાણી (Water)..............................................એક આંઉસ

દસથી બાર ગ્રેન 'ડોવર્સ પાઉડર' (Dover's powder) પાણીમાં મેલીને રાતના સુતી વખત લેવું, તથા ચાહ તથા કાઢા પીવા કે તેથી પરસેવો પડે. ભીંડીના ઝાડના પાંદડાને ઉકાળીને તેનો બાફ, અથવા "સ્પીરીત આફ્ નાઈત્રીક ઈથર" (Sprt. of nitric ether) નો વાસ, દમમાં લેવો; અથવા ખખલતા પાણીમાં સરકો ભેલીને તેનો બાફ દમાં લેવો. સુંઠનો ગાંઠીઓ, ટંકણખાર અથવા કાથો મોહડામાં રાખી મેલવો; દાંડમની છાલ અને કાળા મરી એ બેઉને પાણીમાં ઉકાલીને તેના કોગળા કરવા; અથવા, બે ડ્રામ રાતા સુકા મરચાને દસ આંઉસ પાણીમાં નાખીને ઉકાળીને એક જોશ આપવો, અને તે થંડું પડયા પછી તેમાં અરધી બાટલી સરકો અને એક ચમચી નીમક ઉમેરીને તેના કોગળા કરવા. અથવા, ટરપેનટાઈન એક આંઉસ, "પ્રુશીક ઍશીડ" (Prussic acid) ના દસ ટીપાં, અને ખખલતું પાણીના આઠ આંઉસ, એનો બાફ દમમાં લેવો.

જો આવાજ કાહડતાં ગળું દુખે તો માખણ અને શાકરનો ભુકો મેલવીને ખવાડતા રેહવું. અથવા, ગાયનું દુધ, તથા સુકાં અંજીર, તથા સાકર એ ત્રણેને એક જોસ આપીને સુંમરાવું બનાવીને પાવું.

**"ડીફ્થીરીઆ" (Diphtheria) અથવા ગળાના ખરાબ જાતના વરમ અથવા સોજા માટે જુવો સફે ૯૦.**

એ દરદમાં શરીરની સાધારણ નબળાઈ સાથે ત્યાંના જુદા જુદા ભાગો અને ખશુસ કરીને ગળાં ઉપરની ગાંઠો મોટી થઈને સુજી આવેછે. બચાઓ, અને એશ-આરામની જીંદગીવાલાઓને એ ઘણું થાયછે. એની પુરતી તદબીરો કીધાથી એ ઘણું ખરૂં સારૂં થાયછે, દવાનું ઘણું કામ પડતું નથી. સરદી અને ભીનાસવાળી જગાના રેહવાસીઓને એ દરદ ઘણું થાયછે.

**ઉત્પતીનાં કારણો.**—એ કોઈ વેલા ઓધે ઉતરેલુંબી જણાયું છે; એજ દરદથી પીડાતી આયાનું, અથવા કોઈ બીજા બાલકનું એ ઉડેલુંબી હોયછે. આજારી માબાપને પેટે અવતરેલું બાલક, અથવા જેના માબાપ, રાંડના આજારના અને બીજા દરદોથી પીડાતા રહ્યા હોય, તે બાલકને ગલસુનાથી ખમવું પડેછે. અથવા તો સહીએડ અને ગોવરાની લાંબી માંદગીઓથીબી એ દરદ ઉભરી આવેછે. બીજાં કારણો એ છે કે, પુરતી કસરતની ખુટ; શરીરને લાગેલી ઘણીજ થંડી અથવા ઘણીજ ગરમી; નઠારો ખોરાક અથવા દુધ; ખગબ પાણી; અને સુઘડાઈની ખામી. બચાઓને ઘણીવાર ભીને બદને રાખી મેલવાના કારણથી જેટલું એ દરદ તેઓ ઉપર ગજબો કરેછે, તેટલું બીજા કોઈબી કારણોથી કરતું નથી.

**નીશાણીઓ.**—પેહેલા તો નાંધલી ગાંઠો હડપચીની હેઠલ અને કાનની પછવાડે દીસેછે, અને તેઓ ધીમે ધીમે કદમાં અને સંખ્યામાં વધી જઈને સેવટે એકજ મોટા ઘડનો આકાર પકડેછે. એ ઘડ ફુટયા વગર એમનું એમ લાંબાવખત સુધી ચાલુ છે, અને જયારે તે ફુટેછે ત્યારે તેમાંથી ફકત થોડી પાણી જેવી રસી વેહેછે. એજ મુજબની હાલત બગલની, જાંગની, હાથની, પગની, આંખની અને છાતીની થયલી દીશેછે; એટલુંજ નહી પણ ફેફસાં, કલેજું અને તલ્લીબી સલામત રેહી શકતી નથી. હાથ અને પગ જે સોજાઓ અથવા ગુમડાઓ થાયછે અને જેમની ઉપર કશો રતાસ હોતો નથી તેઓમાંથી બરોબર અને સાગી રસી નીકલતી નથી, અને તેઓનો એલાજ કરવોબી ઘણો કઠણ થઇ પડેછે. સાંધાઓ ઉપરબી જે "સફેદ સોજાઓ" આવેછે તેઓબી ઘણી મુશકેલીથી પાક ઉપર લાવી શકાય છે અને પાકયા પછી ચીરવાથી તેમાંથી ફકત થોડીક પાતળી રસી વેહેછે. ગલસુનાની સાધારણ નીશાણી તો એજ છે કે ઉપલો હોટ અને નાકબી સુજી આવેછે. એ સોજો કોઈ વખત પેહલવેહલો અંગુઠા ઉપર અથવા આંગળાં ઉપરબી દેખાયછે, અને જ્યાં સુધી કે અંદરના હાડકાં કોહવા માંડતાં નથી ત્યાં સુધી તેઓમાં મુદલ દુ:ખારો થતો નથી.

**એલાજો.**—એ દરદમાં અણસમજુ લોકો, પેટમાંનો કચરો કાહડી નાખવાના વીચારથી બાલકોને મજબુત જુલાબો આપેછે; પણ એ ચાલ અતીઘણી નુકશાનકારક છે, એથી શરીરની નબલાઈમાં ઓર વધારો થાયછે અને તેથી દરદપી વધતુંજ જાયછે. દરદીને દરીયાના પાણીમાં નહવાડવો, અને તેનુંજ પાણી થોડું થોડું પાયા કરવું. એથી ઘણો ફાયદો થશે. બનતા સુધી હમેશાં સુમરેટાં અથવા થંડાજ પાણીએ નહવાડવો; પછી તે પાણી દરીયાનું હોય કે મીઠું હોય. સ્વછ, અને સુકી હવાવાલી જગ્યામાં તેનું રેહઠાણ કરવું, અને તેના બદનને ફ્લાનેલના ગરમ કપડાથી ઢંકાયલુંજ રાખવું. નીચલી દવામાંથી બે ચમચી જેટલું અરધાં પ્યાલાં સાકરના સીરામાં ભેલીને દીવસમાં ત્રણ વખત સાત વરસની અંદરના બાલકને પાવું:—

આયોડાઈડ આફ પોટેસીઅમ (Iodide of potassium)...ગ્રેન ૪
આયોડીન ( Iodine )...ગ્રેન ૧
પાણી (Water)...આંઉસ ૮

આરતે આરતે તે વધારીને ચાર ચમચી જેટલું કરવું, અને જો તેથી ઉલટીની અથવા બીજી કાંઈ બેચેનીની નીશાણી જણાય નહી, તો તે ચાર પાંચ અઠવાડીયાં સુધી ચાલુ રાખવી, પછી તેને બંધ કરીને હલકા જુલાબો આપવા, અને થોડો વખત રેહીને તે વલી પાછી શરૂ કરવી, અને ગાંઠો જયાં સુધી ગુમ થાય ત્યાં સુધી એમ પાયા કરવી. અથવા, નીચલી જીનસોના ભુકામાંથી એક ચમઠીમાં આવે એટલો, અથવા બાળકની વય મુજબ વધતો ઓછો, ભુકો દીવસમાં બે વખત આપવો, અને તે ઘણા લાંબા વખત તુલીક આપ્યા કરવો:—

આયરન ફાઈલીંગસ (Iron filings)...ડ્રામ ૦॥
ગમ ગુઆયેકમ (Gum-guaiacum)...આંઉસ ૦॥
શાકર ( Sugar )...આંઉસ ૦॥

પણ જો એ અપાતો હોય તે વેળા તાવના ચીન્હો માલમ પડતો તે થોડો વખત બંધ કરવો, અને તેટલો વખત બચાને ગરમ પાણીમાં બેસાડ્યા કરવાની અને તેને રસ અને દુધના ખોરાક ઉપરજ રાખવાની સંભાલ રાખવી. અથવા, નીચલી મેલવણીમાંથી એકથી બે ચમચા જેટલું દીવસમાં ચાર વખત આપવું:—

કારબોનેટ આફ સોડા (Carbonate of soda)...આંઉસ ૦॥
ઈન૦ આફ સીનકોના બા૦ ( Infus. of cinchona b. )...આંઉસ ૧૦
સીરપ આફ આરેન્જ પીલ ( Syr. of orange peel)...આંઉસ ૦॥
કમ૦ ટીંક૦ આફ કારડેમમ ( Comp. tinct. of cardamoms )...આંઉસ ૨

અથવા, દીવસમાં ત્રણ વખત અક્કો ચમચો મગરનું તેલ આપ્યા કરવું; અને ગાંઠો સુજતી હોય ત્યારે નારંગીની છાલના ઉકાળામાં "આયોડાઇડ ઑફ પોટેસીઅમ" (Iodide of potassium) ના બે ગ્રેન ભેલીને દીવસમાં ત્રણ વખત આપવું. ગાંઠો પાકીને ફુટ્યા પછી આયોડીન આપવું બંધ કરવું. મગરનું તેલથી, જેવી ઉલટી થવા અથવા ઝાડો આવવા માંડે તેવુંજ બંધ કરવું. ગાંઠો પાકે એટલે આયોડીન આપવાનું તદન બંધ પાડી, તેને બદલે "લાઈકર પોટેશ." (Liq. Potassæ) ના બાર ટીપાં પાણીમાં ભેલી દીવસમાં ત્રણ વખત આપવાં, અને ગાંઠો ઉપર પોલટીશો મુકીને તે ઉપર "ઑકસાઇડ આફ ઝીંક" (Oxide of zinc) નો મલમ ચોપડવો.

---

## ઘણી ધાતનું પડવું.

(Spermatorrhœa=સ્પરમેટોરીયા.)

**ઉત્પંતીનાં કારણો.**—છુપી ઇંદ્રીને થયલો કોઈબી તરેહનો જખમ; લાંબા વખતની ઝાડાની કબજીઆત; કરમની પેદાશ; અને ઘણું કરીને મુઠ્યાં મારવાની અથવા હાથરસ કરવાની નાપાક આદત.

એ ધાત પડવાનું દરદ કદાચજ કાંઈ શરીરની નબલાઈને લીધે અથવા બીજી ઇંદ્રીઓને થયલા જખમને સબબે થાયછે. બાકી એનું ખરેખરૂં કારણતો દરદીની પોતાનીજ નાપાક આદત હોયછે. ઘણાએક માણસો એટલાતો હવસી હોયછે, કે કેટલીક વખત તો તેઓનો એ ભુંડો શોખ દેવાનાપણાની હદ ઉપર આવી જાયછે, અને એવા તેમના દેવાનાપણાને "સેટીરીએસીસ (Satyriasis) નું નામ અપાયું છે (જુવો "દેવાનાપણું અથવા ઘેલાપણું" વાલી બાબદ, સફે ૧૩૭). એવો ભુંડો શોખ જો વગર દાબવે અથવા અટકાવવે ચાલુજ રહ્યો તો તે, તે માણસની શક્તીનો નાશ કરેછે, અને છુપી ઇંદ્રી એવી તો બગડી ગયલી અને ઉસકેરાયલી હાલતમાં આવી જાયછે કે વગર ઇચ્છા થવે કે વગર હાત લાગવેબી તે જરાજરામાં ઉશકેરાઈ આવેછે; અને એ રીતે ઊંઘતાં કે જાગતાં નજીવા જેવા કારણોથી, અથવા તો ફક્ત કોઈ અનીતી ભરી કલ્પનાની અસરથી ઈંદ્રી જોશમાં આવેછે, અને તુરતજ ધાત છુટી જાયછે. એતો અતીઘણા હવશને લીધે થયું; પણ બીજા ઘણા-

એક કેશોમાં તો હાથરસનેઃ ભુંડો લખ એ કીસમના દરદો ઉપજાવેછે, કે જે દરદોની અશર ટલે, હાલના હજારો ઉધરતા જુવાનો, પોતાની ભુંડી આદત બાબે પસ્તાવો કરતા, રીબતા હશે.

અકેક વખતની ધાતના જવાથી, બદનમાંથી ૬ થી આઠ આંઉસ જેટલું લોહીજ જાણે ખાલી થયલું ગણાયછે; અને એજ દેખાડેછે કે એવી રીતના વારંવાર પડવાથી દરદી કેટલા થોડા વખતમાં દુબલો થવો જોઈએ. ખીલતી જુવાનીના વખતમાં બદનમાંથી ગયલી કાંઈ ખોટ એટલી તો જલદીથી પુરાઈ જાયછે કે તેથી કોઈબી છુપાં દરદની નખલાઈ એકદમ માલમ પડતી નથી, પણ સેવટે તે જાણાયા વગર રેહતી નથી.

નીશાણીઓ.—જો હાથરસની અસરથી ધાત પડતી હોય તો તે ધાતના રંગ રૂપમાંબી ફેરફાર થાયછે. પેહેલાં તે જેટલી જોઈએ એટલી ઘાડી હતી, પણ હવે તે પાતલી પાણી જેવી બનેછે, જે ચીજ ઉપર એની શક્તીનો સઘલો આધાર તેજ ગુમ થાયછે, કુદરતી રીતે ઇંદ્રીને ઉશકેરવાનો તેનો ગુણ હવે રેહતો નથી, અને બાળકની ઉત્પતી કરનાર રસ તરીકે તો તે તદનજ વગર ઉપયોગની બને છે. ગોળીઓ રાખનારી કોથલી [illegible]ચાયલી, ખડબચડી, અને મકમ હોવાને બદલે ઢીલી, ઉતરી ગયલી, લાંબી થયલી, અને હીલતી-હાલતી બને છે; અને ઇંદ્રી પોતે દાબયાથી મજબુત અને સખત લાગવાને બદલે તદન પોચી લાગે છે, અને પોતાનાં અસલી કદ કરતાં વધારે લાંબી થયલી હોયછે. એ પછે મનની ઉપરબી અસર થવાને ચુકતી નથી, યાદદારત અને સાહુચેતી રખાઈ શકાતી નથી; ધ્રુજતો લકવો થાયછે અને તે હાત અને માંથાંને ધ્રુજતુંજ રાખેછે; અને ચીકણી લબ મોહડાંમાંથી ગળયા કરેછે. અને પરણુવાનો વીચાર પાર પાડ્યાથી કંઈબી સારાં ફલ નીપજવાને બદલે એટલુંજ થાય છે કે થોડો વખત ફોકટની ઇંતેજારીમાં ગુજાર્યા બાદ, નામરદીની હાલત વીશે ખાત્રી થતાંજ ધણી-ધણીઆણી વચે એકેક તરફ ધીક્કાર અને કમકમાટ ઉપજે છે.

એલાજો.—અલબતાં સઉથી પેહેલો એલાજ તો એજ હોવો જોઈએ કે દરદીએ પોતાની બુરી આદતને હમેશાની સલામ કરવી, અને નીચ અને નાપાક ફાંફાંઓ મારી દરરોજ પોતાનાં શરીરમાંથી આઠ-આઠ આંઉસ લોહી બરબાદ કરવાને બદલે તદનજ ઉલટી તદબીરોથી તેટલો ઉમેરો કરવાની કોશેશમાં પડવું જોઈએ છે. ખોરાક ખાવાના વખતમાં; અને કસરત કરવામાં તેને ખચીત ધ્યાન આપતા રેહવું. તેને બીછાણાં ઉપર રોજ બરોબર દશ વાગે જવું અને બરાબર છ વાગે

ઉઠવું; સુતી વખતે જોઈએ તે કરતાં કંઈપણી વધારે કપડાં આંગ ઉપર રાખવાં નહી; અને જેવી આંખો ઉપડે કે તુરત બીછાણા ઉપરથી નીચે ઉતરવું, અને થંડા દરીયાનાં પાણીએ નાહવું અને કમર, પીઠ અને જાંગો ઉપર તે પાણી બરાબર ચોળવું, અને પછી જાડા તુવાલ વડે જોરમાં આંગ લુછી નાંખવું, અને પછી તૈયાર થઈ એક કલાક સુધી જહદપુ ચાલે ફરવા જવા બાહેર પડવું. જો દરીઆનું પાણી નહી મલી શકે તો સરકાનું ભેળેલું પાણી, અને સાદાં પાણીમાં થોડું નીમખ નાખીને તે વાપરવું. રાતના અનીતીભર્યાં સ્વપનાઓની ઉસકેરણીઓ નહી થાય એટલા માટે સુવા જવાની અરધો કલાક આગમચ "લાડેનમ" (Laudanum) નાં વીસ ટીપાં પાણીમાં ભેલીને લેવાં, અથવા એને બદલે "લાઈકર આફ ઍશીટેટ આફ મૉરફીઆ" (Liquor morphiæ Acetatis) નાં ત્રીસ ટીપાં લેવાં. થોડાંક અઠવાડીયાં ગયાં પછી જરા ફેર માલમ પડે એટલે ઉપલી દવાનાં ફકત ચાર પાંચ ટીપાં લેયા કરવાં. દરરોજ નાહવા ઉપરાંત, અઠવાડીઆંમાં એક વખત સાંજને વખતે ઉપરથી પડતાં જાહરીનાં પાણીએ નાહવાની યાદ રાખવી. મન કાંઈ કામકાજમાં અથવા વાંચવામાં રોકાયલું રાખવું, અને સંભાલ રાખવી કે વાંચવાની ચોપડીઓ સઘલી નીતીની બાબદોનીજ હોય. ઘણાં માણસોની ગીરદીથી ગરમ થયલા ઓરડાઓમાં, મોટી મંડલીઓમાં અથવા નાટકશાળાઓમાં જવું અથવા બેસવું નહી; ઓરતોની મંડલી બનતાં સુધી તદન તરક કરવી, અને હાતને અને મનને કોઈ વખતેપણ વગર રોકાયલું રાખવું નહી. જે કસરત પસંદ આવે અને બાંધાને બરની થાય તે કરવી. કોઈક વખતે નરમ જુલાબો લેવા. અંદરની દવા કાંઈ ઘણી જરૂરની નથી, ઉપર જણાવેલી સંભાલો ઉપર ધ્યાન આપવાથીજ પુરતો ફાયદો, થવાનો હોયછે તો, થાયછે. નીચલી મેલવણીની બાર ગોળીઓ બનાવી તેમાંથી અકેકી દીવસમાં બે વખત ગળવી:—

સલફેટ આફ ઝીંક (Sulph. of Zinc)........................ગ્રેન ૨૪
ઍકસટ્રેક્ટ આફ નકસ વૉમીકા (Ext. of nux vomica).........ગ્રેન ૬
કમપાઉન્ડ આયરન પીલ (Comp. iron pill)...................ગ્રેન ૯૬

અથવા, નીચલી મેળવણીમાંથી ચાર ગોળીઓ બનાવી તેમાંથી અકેકી દર ત્રણ કલાકે લેવી:—

લી૦ એ૦ આફ સીનકોના (Liq. ext. of cinchona)...........ડ્રામ ૧
વલેરીઍનેટ આફ ઝીંક (Valerianate of Zinc)..................ગ્રેન ૬
ફાસફેટ આફ આયરન (Phosphate of iron)..................ગ્રેન ૧૨
ગુલકંદ (Confection of roses)......................પુરતો થાય એટલો

અથવા નીચલી મેલવણીનો ઉકાળો કરી તેને આઠ કલાક સુધી ઠરવા દેવો અને તે પછી તેને ગાળી કાહડીને તેમાં બબે આંઉસ દર ચાર કલાકે પીવું:

| | |
|---|---|
| જેઠીમધનાં મુળીયાં.................................. | આંઉસ ૧ |
| ડેમીઆના રોપાનાં પાંદડાં તથા ફુલો......... | આંઉસ ૨ |
| પાણી .................................................... | આંઉસ ૧૬ |

અથવા, "બાલસમ આફ કોપેવા" (Balsam of copaiva) નાં પચીસ ટીપાં બે તોલા થંડા પાણીમાં નાખીને સવાર સાંજ સાત દીવસો સુધી પીયા કરવાં,

અથવા, નીચે જણાવેલા પાકમાંથી પા અથવા અરધા તોલા જેટલો દરરોજ ખાયા કરવો:—

| | |
|---|---|
| હીમજ હરડે. બેહડાની છાલ, અને આમલાની છાલ...... | દરેકના તોલા ૨ |
| કાળાં મરી, સુંઠ, પીપર, મોથ, અને જટામાસી......... | દરેકના તોલા ૨ |
| ગંદનાના બીજ. સુવા, અને ચીત્રો........................ | દરેકનો તોલો ૧ |

એ સઘલી જીનસોનો બારીક વાટીને ભુકો કરવો, અને પછી તેની અંદર "સેકરેટેડ કારબોનેટ આફ આયરન" (Ferri Carbonas Saccharata) દોઢ ડ્રામ ઉમેરવો, પછી તે સઘલાંને થોડાં બદામના તેલમાં મેલવીને સાકર અથવા મધના સીરામાં નાખવી, પછી તેમાં ચાર ગ્રેન જેટલી કસતુરી નાખવી અને તે સઘલાનો પાક બનાવીને ઉપર કહ્યો છે તેટલો ખાવો. જો એ પાક થોડા મહીના રાખીને પછી ખાધો હોય તો વધારે ગુણ કરેછે.

અથવા, ભાંગનાં બીજ તોલો એક લઈને તેનેકુટીને મધમાં પકાવીને ચાટણ કરી રાખવું અને તેમાંથી દરરોજ દસ દસ ગ્રેન જેટલુ ખાવું. અથવા, એખરો એક તોલો લેઈ તેને એક તોલા સાકરના ભુકા સાથે ભેલીને દરરોજ થંડા પાણીમાં ફાકવો. અથવા ખસખસ તથા બદામને ઘુંટીને તેમાં સાકર ભેલીને પકાવીને પીવું. અથવા મરગીનાં તાજાં ઈંડાં અરધા બાફીને નીમક, મરી, તજ તથા જીરૂં ભભરાવીને ખાવાં. અથવા ઘહુનો નેશાસતો બનાવીને તેમાં શાકર નાખીને ખાવો. અથવા, નીચલી મેલવણીમાંથી એકેક ગલાસ દર ત્રણ કલાકે લેવું:—

| | |
|---|---|
| ટીંકચર આફ એસેફટીડા (Tinct. of assafœtida)......... | ડ્રામ ૨ |
| ટી૦ આફ કેસટર (Tinct. of castor)............................ | ડ્રામ ૨ |
| બ્રોમાઈડ આફ એમોનીઅમ (Bromide of ammon.)........... | ગ્રેન ૩૨ |
| ઈનફેયુઝન આફ કલવઝ (Infus. of cloves)............... | આંઉસ ૪ |

જો ભુખ નહી લાગતી હોય તો નીચલી જીણસોના બાર પડીકાં બનાવવાં અને તેમાંથી એકેકું ખાણાની એક કલાક આગમચ લેવું:—

કારબોનેટ આફ પોટેસ (Carb. of pot; dried) .........ડ્રામ ૧
જીંજર પાઉડર (Powdered ginger)...,.................ગ્રેન ૩૬
કૅલમબા પાઉડર ( ,, colombo )...................ગ્રેન ૪૮
રૂહબાર્બ પાઉડર ( ,, rhubarb )..................ગ્રેન ૨૪

અને એ પછી નીચલી મેલવણીમાંથી બબે ચમચા દર છ કલાકે લેયા કરવા:—

કવાસીઆની ચીપો (Quassia raspings)...............ડ્રામ ૧
આરેનજની છાલ (Orange peel)......................ડ્રામ ૩
ખળતું પાણી (Boiling water)......................આંઉસ ૧૦

એનો કાહવો બનાવીને ગાળી કાહડો અને પછી તેમાં ઉમેરો:—

ટીંક્ટ૰ આફ મ્યુરીએટ આફ આયરન (Tinct. of muriate of iron)...ડ્રામ ૨

ખોરાક.—હલકો પણ પુષ્ટીકારક ખોરાક લેવો, અને દરેક વખતે ગોસ્ત અને તરકારી બેઉ જાતના ખોરાક એકસરખા વજનમાં ખાતા, તાજું દુધ પીવામાં લેવું. તાજાં મરગીનાં ઇંડાં અરધાં બાફીને તે મીમક, મરી, તજ અને જીરૂ ભભરાવીને ખાવાં. કોઇબી જાતનો દારૂ હરગેજ થઇને પીવો નહી. ચાહ તથા કાફીબી બનતા સુધી લેવી નહી.

---

# હાથરસ કરવાની ભુંડી આદતના પરીણામો.

માણસના શરીરમાં ધાત એક ઘણીજ ઉપયોગી અને અગત્યની ચીજ છે, અને એટલો તેનો ગુણ છે કે એક વખતના ધાતના જવાથી શરીરમાંથી આઠ આંઉસ જેટલું લોહી કમતી થયલું માનવામાં આવેછે.

એવો કીમતી પદાર્થ જ્યારે એક માણસ પોતાની મુરખાઇથી પોતાનેજ હાથે બરબાદ કરે ત્યારે કેવા માઠા પરીણામો નીપજવાં જોઇએ તેનો વીચાર કરવો મુશકેલ નથી. એ હાથરસ કરવાની ટેવથી જે જે દુખો ઉત્પંત થાયછે તેનું નીચે મુજબ વર્ણન કરી એવી ભયંકર ગફલતીમાં ગોથાં ખાતા કોઈ ઉધરતા જુવાનને ચેતવેલો રાખવાની હમારી ફરજ સમજીએ છીએ.

પેહેલેથીજ, રાતના પોતાની મેલે ધાત પડતી થાયછે; પીઠમાં અને માથામાં દુખારો થાયછે; યાદદાસ્ત અને આંખની શક્તી કમતી થાયછે; ઇંદ્રીમાંથી ચીકણી રસી વેહેતીજ રેહછે, ઘણું કરીને એ રસી ઝાડો કરતાં કાંસતી વખતે પડેછે; ગોળીઓમાં સખત દુખારો ચાલેછે અને તેઓ, ઘડીઆલના લુલકની મીશાલ, લાંબી થઈને હીલતી રેહછે.

મનની સઘલી શક્તી નબલી થાયછે; વીચારો સઘલા ઘેરાયલા બનેછે; વખતે વખત દરદીને જરાજરા દેવાનાપણું લાગેછે; તેને સદાની કંટાલા ભરેલી બેચેની લાગેછે; અને ચાંલુ સંતાપ, અને હૈડાનો ધરતાવો એટલો તો તીક્ષણ બનેછે કે તે વારેઘડીએ છુપઈને દુસક-દુસક-રડેછે. તેઓને વારેઘડીએ ચક્રી આવેછે; સઘલી ઇંદ્રીઓ, અને ખાસ કરીને આંખ અને કાનની, નબલી પડી જાયછે; તેઓની ઊંઘ, જો કાંઈ કદાચ તેઓ ઊંઘાયા તો, ભય ભરેલા સ્વપનાઓથી છંછેડાય છે.

શરીરની શક્તી નાશ પામેછે; જો ઉધરભાવ પુરતો થવા આગમચની એ ટેવ ચાલુ રહી હોય તો ઉધરભાવ વધુ થતો અટકી જાયછે. કેટલાએકોને મુદલ ઊંઘ આવતી નથી; અને બીજાઓ હમેશાં જાકતા જાકતા રેહછે. લગભગ સઘલામાં ઉદાસી, બેચેની, ઇંતેજારી, અને ઘભરાટના જોસ્સાઓ ઉભરાતાજ રેહછે, અને તેઓ વારેઘડીએ ઠચકાં ખાયછે, રડેછે, અથવા અચીતા બેશુધ્ધી થાયછે. અને ખાંસી અથવા તાવ અથવા ખાઈના બુરા રોગોથી પીડાતા તેઓ પોતાના ગુનાહની સજા પામેછે. ખચીત એ એક ગુનાહ છે, અને જરતોસ્તી ધરમમાંતો, એવી રીતે પોતાના બીને બરબાદ કરનારા પુરૂશને ઘણી ભયંકર સજાને લાયકનો ગણવામાં આવ્યો છે.

શરીરના જુદા જુદા ભાગો ઉપરબી ઘણા તીક્ષણ દરદો થવા માંડેછે. કેટલાએકો માથામાં, બીજાઓ છાતીમાં, અને વલી બીજાઓ હોજરી અથવા આંતરડામાં થતા સખત દુખારાની ફરિયાદ કરેછે. બીજાઓને સાંધાઓમાં કલતર ચાલેછે, અને કેટલાએક ભાગો થોડો થોડો વાર સુન મારી ગયલા જણાયછે.

ખીલો અથવા નાંધલા ગુમડાઓ મોહડાં ઉપરજ ફકત નહી, પણ નાક છાતી અને જાંગ ઉપરબી થાયછે, અને એજ જગાઓ ઉપર સખત ક્રીડબી લાગેછે. એ સઘલી નીશાણીઓ દેખાડેછે કે લોહી કેટલી હદ સુધી બગડી ગયુંછે.

પેદાયશની ઇંદ્રીઓબી કંગાલ હાલતમાં આવી જાયછે. ઘણાએકોતો ઇંદ્રી ઉચકેરી શકતાજ નથી; અને બીજાઓની ઇંદ્રીમાંથી જરાકબી ગરમી

લાગતાંજ, અથવા જરાકબી ઉસકેરણી થતાંજ, અથવા ઝાડો કરતી વેલા કાંસતાંજ, ધાત નીકલી પડેછે. બીજાઓમાંથી તો પરૂ અથવા રસી જેવી એક પ્રવાહી વેહતીજ જાયછે અને તે તેમની સઘલી શકતીને તદન નાબુદ કરેછે. કેટલાકોને પેસાબ કરવાની અડચણ પડેછે અને તે કરતી વેલા નહી ખમાય એવી આગ બલેછે. કેટલાકોને પેદાયશની ઇંદ્રી ઉપર, ગોળીઓ ઉપર, અને ફુક્કા અને નળી ઉપરબી ધડ થાયછે. અને ટુંકમાં, જેણી ધણીએ લાંબો વખત સુધી એ ગુનાહ ચાલુ રાખ્યો હોય તે; યાતો સંબંધ નહી કરી શકાયાને લીધે, કે યાતો ધાત નહી ઉત્પંત થયાને સબબે સેવટે નામરદીની કમકમાટ ભરેલી હાલતમાં પડેછે.

બદનની હાલત આરસીની પેઠ દેખાડનારો જે ચેહરો, તેજ તુરત દેખાડી આપેછે કે શરીરના બાંધામાં કેવો ભયંકર બીગાડો ચાલ્યોછે. જુવાનીનો તાજગી ભર્યો રૂખસાર બધો ખવાયલો અને કરમાઈ ગયલો બનેછે; ચામડી ખડબચડી અને ફીકી બનેછે; આંખો પોતાનો ચલકાટ ખોહેછે, અને હોટોની લાલી અને દાંતોની સફેદી ઉડી જાયછે.

હવેજ તે દરદીને માલમ પડે છે કે તેની હાલત કેવી નીચ છે, કે તે આ જગતમાં જનમેલો કેવો નકામોછે, કે તે માણુસાઇ શક્તીનો નહી પણ ફકત આકારનો માણુસછે, અને કે તેની હાલત એક હેવાનની હાલત કરતાંબી વધારે હલકી અને વધારે કમીની છે.

એ આદત, માણુસ ઉપર જે પોતાનો કાબુ રાખેછે, તે બચીત ભારે અજાયબી ભરેલો છે. કેમકે જેવો એ વીશેનો વીચાર એક વખત તેના મનમાં પેઠો કે પછી તે દરેક જગોએ તેની સાથે જાયછે, અને તેની ઉપરનો પોતાનો અખતયાર દરેક વખતે કાયમનો કાયમજ રાખેછે. ઘણીજ ગંભીરાઇના હીંગામોમાં, એટલુંજ નહી, પણ ધર્મી ક્રીયાઓ થતી હોય તે વખતેબી તેનું મન અનીતી ભર્યા વીચારોમાં અને ઇચ્છાઓમાં રોકાઇ જાયછે.

ગમે એવી હાલતમાં અથવા કામકાજમાં એક માણુસ રોકાયો એટલે તે ઉપર તેને ધ્યાન તો આપવુંજ પડેછે, પણ આએ કમકમાટ ભરેલી હાલતમાં તેટલું ધ્યાન તેટલો વખતબી અપાતું નથી. ભય ભરેલી—દુખ ભરેલી જીંદગી! જુવાન હોવા છતાં તે જઈફ જેવો દીસેછે, ફીક્કો, બાફલો, સુસ્ત, સુહનો, નીચ, અને મુરખ બની જાયછે; તેનું બદન વાંકું થાયછે, તેના પગો તેને ઊંચકી શકવાને કમજોર બનેછે; દરેક ચીજ ઉપર તેને અભાવ થાયછે; પારકાઓ તરફ વગર કારણે તેને ધીઃકાર

ઉપજે છે; સદાનો સંતાપ—સદાનો પસતાવો તેને દેવાનો જેવો બનાવેછે, અને સેવટે જીંદગી તેને બીલકુલ અકારી થાયછે.

---

# ગોળીને લગતાં દરદો.

## અંતરગળ, અથવા ગોળીમાં આંતરડાંનું ઉતરી પડવું.

(Inguinal Hernia, or Rupture=ઈંગવાઈનલ હરનીઆ, ઑર રપચર.)

ઉત્પતીનાં કારણો.—ભારી વજનો ઊંચકવાથી, કુદકા મારવાથી-પડી ગયાથી, અથવા પેટ પીડુમાં સખત રીતે વાગવાથી, ગોળી રાખનારી કાથલી જેને 'અંડકોશ' કરી કહેછે તેમાં આંતરડું ઉતરી પડેછે.

જઈફ માણસો જેઓને એ મરજ લાંબા વખતનો થયો હોય તેઓમાં નાકું એટલું મોટું થઈ રેહલું હોયછે કે તે નાંકામાંથી આંતરડાંને અંડકોશમાં ઉતરતાં જરાકબી વિલંબ લાગતો નથી; અને બાંધેલું જંતર છોડી નાખવાથી અને કાંઈ વજન ઊંચકવાની કોશેશ કરવાથી આંતરડાંનો સઘલો ભાગ જહડફથી અંડકોશમાં ઉતરી પડી એટલી તો બેચેની અને દરદ ઉત્પંન્ન કરેછે કે તેની અસરથી દરદી જમીન ઉપર પટકાઈ પડેછે.

અંતરગળ બે જાતના હોયછે:—

"રીડયુસીબલ હરનીઆ." અથવા નાંધલો કરી શકાય એવો, (Reducible)

અને

"સ્ટ્રાનગયુલેટેડ હરનીઆ" અથવા નહી નાંધલો કરી શકાય એવો (Strangulated)

"રીડયુસીબલ" અથવા નાંધલો કરી શકાય એવા અંતરગળમાં એલાજ એ કરવાનો છે કે દરદીને પીઠ ઉપર ચતો સુવાડવો તેના પગો ઉભા વાલળા અને પછી અંગુઠા અને આંગલાઓ વડે અંડકોશ ઘણીજ ધીરજથી દાબતા જવું અને આંતરડાંને આસતે આસતે ઉપર ચહડાવવું, અને પછી રાત દીવશ તેને જંતર બાંધી રાખવા કહવું. જો આંતરડું ઉપર નહીજ ચડે તો ત્યારનું ત્યાર તેનૂ સખત રીતે દાબીને ચહડાવાની કોશેશ કરવી નહી, પણ કોઈ ડાકતરની મદદ મેળવવી.

"સ્ટ્રાનગયુલેટેડ હરનીઆ" માં અંડકોશમાં આંતરડું એવું મજબુત ગોઠવાઈ બેસેછે કે તે ત્યાંથી ખીસડાઈ શકાતું નથી. થોડીક દવાઓ એ વેલા અંડકોશ ઉપર ચોપડવામાં આવેછે, પણ તેથી ભાયગેજ ફાયદો થાયછે, અને ઘણું ખરૂં તો હથીઆર વડે કાતરા આગળનો ભાગ ચીરીને આંતરડાંને તેની અસલી જગાએ લાવવું પડેછે.

અંતરગળ ઉપરના કેટલાએક એલાજો નીચે મુજબના છે.

ઈસસ, હીરાદખન, સીકોતેર એલીઓ, અને હીરાબોલ એ સઘલી જીનસોને કુટીને ચાળી કાહડવી અને તેને ગુંદરના ચીકાશમાં મેળવીને તે એક મલમ જેવી મેલવણી એક કપડાંના કટકા ઉપર લગાડવી અને તે કપડું અંડકોશ ઊપર, તેની ઉપરના બાલો કાહડી નાખીને, મેલવું અને તે ઉપર મજબુત કાછો બંધાવવો, અને તેને ત્રણ દીવશ સુધી ચીતોજ સુવાડી રાખવો.

અથવા, ગુંદર, ઈસસ, સીકોતેર, એલીઓ અને હીરાબોલ, એ સઘલાને કુટીને જલ્લદ સરકામાં ભીંજવી રાખવું અને પછી તેને ખુબ-રવેશે ઘુંટીને નરમ મલમ જેવું બનાવી અંડકોશ ઉપર ચોપડવું. તેને સ્ત્રીભોગ કરવા દેવો નહી, અને જોરમાં ચલાવવો અથવા બોલાવવો અથવા ઠાંસવા દેવો નહી.

અથવા, સેલારસ ને તંબાકુનાં પાંદડાં ઉપર ચોપડી જરા ગરમ કરીને ગોળી ઉપર મુકવો અને તે ઉપર કાછો બંધાવવો.

હીંદુ વૈદો એ રીતે ગોળી મોટી થવાનાં સઘલાં દરદો વીશે એવું કહી ગયાછે કે જેવી ગોળી મોટી થવા માંડે તેવાજ ઉતાવળેથી બંધે પગના અંગુઠાને નાકાં ઉપરથી તાતેલાં લોખંડે ડાહમવા. વલી કેટલાએકાનો એવોજ વીચાર છે કે જે તરફની ગોળી ઉતરી પડી હોય તેનેથી ઉલટી તરફનો અંગુઠો ડાહમવો; એટલે, જો જમની ગોલી ઉતરી પડી હોય તો દાબો ડાહમવો. વલી ચીનાઈ હકીમોબી એજ રીતનો ઉપાય કરતા માલુમ પડયાછે; અને તેઓ સઘળા એવું કહેછે કે એ ઉપાય કીધાથી એ મરજ આગલ વધતો નથી.

---

## ગોળીમાં પાણી.

(Hydrocele=હાઈડ્રોસીલ.)

ગોળીમાંનાં બે પડોની વચ્ચે પાણી જમાવ થવા માંડેછે; અંડકોશની ચામડી તણાઈને ચકચકતી થાયછે અને હાથ ફેરવ્યાથી તે તદન

લીસી લાગેછે. જેમ વખત જાયછે તેમ અંદરનું પાણી અને ગોળીનું કદ વધતુંજ જાયછે.

કારણો.—કાંઈ થયલો જખમ અથવા પડેલો માર; અંચીતુ ગોળી ઉપર થયલું દબાણ; અને અતીઘણો સ્ત્રીભોગ.

એલાજો.—ગોળી એ રીતે મોટી થવા માંડે તેવુંજ તેની ઉપર "આયોડીન" નું ટીંકચર ચોપડવા માંડવું; અથવા "અયોડીન" નો મલમ (Iodine Ointment) તેની ઉપર લગાડવો; અથવા પારાનો મલમ (Comp. oint. of mercury) અને "આયોડીન" નો મલમ, એ બેઉ સરખે ભાગે ભેલીને લગાડવા. અથવા ગામડી એલાજ મુજબ મોથ, જવનો આટો, અને ગાયનું છાણુ એ ત્રણુડે જીનસોને મેલવીને ગોળી ઉપરે લગાડયા કરવી. અથવા, જવનો આટો, ગેલે અરમાની જીરૂ, જુના ગાયનાં છાણનાં અડીઆં, એ સઘલાંને કુટી નરમ કરીને ભેલાતી મેદીનાં પાંદડાંનાં રસ તથા સરકામાં મેલવીને તે ઉપર ચોપડયા કરવું.

પણ એ સઘલા એલાજો જ્યારે સેજ પાણી ભરાયું હોય ત્યારેજ કારગત લાગેછે; અને જો પાણીનો જથો ઘણો વધી ગયો હોય તો પછી ગોળી ફોડીને પાણી કહાડવવા શીવાય બીજો એલાજ રેહતો નથી.

---

## ગોળીની ચરબી.

(Scrotal Elephantiasis=સ્ક્રોટલ એલીફેનટીએસીસ.)

ગોળી, ચરબીનાં એકઠાં થવાથી મોટી થતી જાયછે, અને શરૂઆતમાં જરા તાવનાં ચીન્હો જણાયછે. એ ગોળીનો વધારો જો વગર એલાજે ચાલુ રહ્યો તો તે એટલો વધેછે કે એક તરબુચ જેટલો મોટો થાયછે, અને ત્યારે ઇંદ્રી તો જાણે અંદર તમામ ગરકજ જાયછે.

દવાઓનો એની ઉપર ગુણ થતો નથી, પણ કામેલ ડાકતરનું હથીઆરજ એ અંડકોશમાંની ચરબીનાં કટકાને કટકા કાપી કાહડી દરદીને પુરેપુરો આરામ આપી શકેછે.

# અનીતીભર્યા સંબંધોથી ઉત્પંન થતા આજારો.

## પરમો.

(Gonorrhœa=ગોનોરીઆ.)

એ દરદમાં પેશાબની નળીમાંથી ધાતના જેવી રસી વેહ્યા કરેછે. એ રસીનો રંગ સફેદ દુધ જેવો હોયછે અને તે રાતદાહડો પડવી ચાલુજ રેહેછે. 'રાંડના આજારો' કેહવાય છે તેમાંની એ એક જાત છે, અને છુપી રીતે ચલાવેલાં કરાીન કાવત્રાંઓ એથી સઘલાં બાહેર આવી તે કામના ગુનેહગારને એક ખુદરતીજ સજા પુગાડેછે. દરતાનવાલી સ્ત્રી સાથે સંભોગ કીધાથીબી પરમાનું દરદ ઉત્પંન થાયછે.

અનીતી ભર્યો સંબંધ કીધા પછી ત્રીજાથી એકવીશમાં દીવશ સુધીમાં પરમો જણાયછે. પણ કેટલાએકોમાં એ, સંબંધ પછી, ચોવીસ કલાકમાંજ જણાયોછે, અને વલી બીજાઓમાં દોઢ મહીનો ગયાબાદ જાહેર થયલોછે; માણસનાં બદનનાં બાંધા ઉપર એ સઘળો આંધાર રાખેછે.

**નીશાણીઓ.**—પેદાયશની ઇંદ્રીની અણી આગલ ગરમી અને ક્રીડ લાગ્યા કરેછે; ઇંદ્રીનું મોહડું દાબ્યાથી દુખેછે, અને પછી તેમાંથી, પેહેલે થોડી અને પછી ઘણી, રસી વેહેવા માંડેછે. જેમ જેમ એ દરદ વધતું જાયછે તેમ તેમ ઇંદ્રીની નીચેનો આખો ભાગ દુખવા માંડેછે. ઇંદ્રી સુજેલી અને રાતી થયલી લાગેછે; પેશાબ ખંચઇ-ખંચઇને થાયછે. અને તે કરતી વખતે આગ ઘણી બળેછે. વખત જતે રસી ઘટ થતી જાયછે, અને તેમ સફેદ રંગમાંથી બદલાઈને પીલી અને લીલી થાયછે. કેટલીક વખતે દરદનું જોર વધી જાયછે, રસીની સાથે જરા લોહીબી ભેલાઇને પડતું જણાયછે; જાંગની ઉપરના ભાગપર બદ થાયછે, અને એ બદબી ઘણી વેલા પાકીને ફુટેછે. જો બદ નથી થતી તો એકુ ગોળી એટલીતો નીચે ખેંચાઇ જાયછે કે તેનાં દુખને લીધે ચાલવાનીબી મુશકેલી પડેછે. બીજું એ થાયછે કે ઇંદ્રી ઉસકેરાઇને ઉભી થાયછે અને ખેંચાઇને નવી રીતનો એક બીજો દુખારો વલી ઉમેરેછે; વલી કોઇ વખત તો ઇંદ્રી ઉભી થઇને તદન જડ જેવી થઇને અતી ઘણી ખેંચાયછે, અને તે વેલાએ જે દરદ સઘલે ઠેકાણેથી થાયછે તે દરદીજ જાણેછે કે કેવું હોય. ઓરતોમાં એ દરદ થયાથીતો ઓર વધારે દુઃખ અને વેદના ઉત્પંન થાયછે.

**એલાજો.**—પરમો જલદીથી સારો થઈ શકતો નથી. જો કાંઈ નબળો હુમલો હોય તો તે, ઇંદ્રીવાળો ભાગ ગરમ દુધ અને પાણીની મેળવણીમાં ધોયા કીધાથી, અને તેની અંદર મીઠાં તેલની અથવા અલસીની ચાહની પીચકારી મારયાથી, થોડા દીવુશમાં દુર થઈ જાયછે.

એ ભાગ ઉપરની ગરમી અને કીડ તેને ગરમ પાણીએ ધોયા કરવાથી નરમ પડેછે. ઇંદ્રીને ગરમ પાણીના વાશનમાં દસથી પંદર મીનીત સુધી બોળી રાખ્યા કરવી; જવના. પાણીના વીશ આઉંશમાં દશ ગ્રેન સુરોખાર ભેલી તે પાણી પીયા કરવું. ઝાડો સાફ લાવવા માટે નીચલી જીનશોની બાર ગોળીઓ બનાવવી અને તેમાંની બબે દર રાતે સુતી વેળા લેવીઃ—

| | |
|---|---|
| કમપાઉન્ડ કૉલોસીંથ પીલ (Comp. colocynth pill)......સ્ક્રૂપલ | ૨ |
| કુલોમેલ (Calomel)........ ..........................ગ્રેન | ૨૪ |
| એકશત્રેક્ટ આફ હેનબેન (Ex. of henbane) ............સ્ક્રૂપલ | ૧ |

અથવા, એને બદલે નીચલી મેલવણીના બબે ચમચા સહવારે નાસતાની બે કલાક આગમચ લેવાઃ—

| | |
|---|---|
| ઍપસમ સાલ્ટ્સ (Epsom salts)............આંઉસ | ૧॥ |
| જેલપ પાઉડર (P. jalap).....................સ્ક્રુપલ | ૧ |
| જીંજર " (P. ginger)..................ગ્રેન | ૧૦ |
| ઈનફ્યુઝન આફ શેના (Infus. of senna)......આંઉસ | ૪ |
| કૅમફર વૉટર (Camphor water)...........આઉંસ | ૪ |

એક રૂમાલ બાંધીને અથવા લંગોટી જેવું કરીને ઇંદ્રીને નીચે જુમાઈ જવાથી અટકાવવી, અને શરીરને જેમ બને તેમ આરામચેશ આપવી. આઠ અથવા દશ દીવશ વીટ્યા પછી ઝાડો લાવવાની દવાઈ અરધી અરધ.લેવી; અને નીચે જણાવેલા લોશનમાં કપડું. બોળીને તે ઇંદ્રીના મોહડા ઉપર મુકવું અને દર ત્રણ ચાર કલાકે તે બદલ્યા કરવું, પણ ધાતું કપડું બદલી મુકવા આગમચ ઇંદ્રી ઉપર જમાવ થયલું સઘલું પરૂ અથવા રસી બરાબર ધોઈ નાખવીઃ—

| | | |
|---|---|---|
| (લોશન).— | ઍકસ૦ આફ લેડ (Ext. of lead)...............ડ્રામ | ૧ |
| | ઍલડર-ફ્લાવર વૉટર (Elder-flower water)...આંઉસ | ૬ |

જો એવા એલાજોને મચક નહી આપીને દરદ વધતુંજ જાય તો તેને માટે નીચે મુજબના એલાજો કરવા.

આગલ જણાવ્યું તે મુજબ પીવાનું અને જુલાબની દવાઈઓ લેવાનું તો ચાલુજ રાખવું; સુઘડાઈ તરફ અતીઘણું ધ્યાન આપવું.

અને પેલું લોશનથી મુકતાજ રેહવું. એ સઘલું લેવા અને કીધા સાથે, જો પરૂ બંધાઇ જવાથી પેશાબ છુટથી થઇ શકે નહી, અથવા જો રસી સાથે લોહીથી ભેલાયલું જણાય તો, નીચલી મેલવણીમાંથી બબે ચમચા દીવશામાં ત્રણ વખત બે દીવસ સુધી લેવા, અને ત્યાર બાદ એકેકોજ ચમચો લેવા: —

મ્યુસીલેજ (Mucilage)......................................આંઉસ ૨
સીરપ આફ ટોલુ (Syr. of tolu)............................આંઉસ ૧
ઑઈલ આફ કયુબેબ્સ (Oil of cubebs)..................ડ્રામ ૨
સ્પીરીટ આફ સ્વીટ નાઈતર (Sprt. of sweet nitro)...ડ્રામ ૩
ફ્રાયર્સ બાલસમ (Friar's balsam)........................ડ્રામ ૧
મીંટ વૉટર (Mint water)......................................આંઉસ ૨॥

અને નીચલી જીનશોના બાર પડીકા બનાવી તેમાંનું એકેક સવાર સાંજ કપુરના પાણીના અરધા તંબલરમાં ભેલીને પીવું:—

એપસમ. સાલત્સ (Epsom salts)............................આંઉસ ૨
જેલેપ પાઉડર (P. jalap)......................................ડ્રામ ૧॥
નાઈતર ,, (P. nitre)............................................સ્ક્રુપલ ૨
કારબોનેટ આફ સોડા (Carb. of soda).....................આંઉસ ૦॥

જો પરમો હજુર હઠીલો થાય તો નીચલા પડીકા છ બનાવી તેમાંનું એકેક દીવશામાં ત્રણ વખત પાણીમાં લેવું, અને એ પડીકા લેતી વખતે જવનું પાણી નહી પીવું, પણ તેને બદલે એક પેંટ અલસીની ચાહેમાં દસ ગ્રેન શુરોખાર ભેલીને તે પીયા કરવી; ઉપલા પડીકાની જીનશો નીચે મુજબ છે:—

કમ૦ ત્રેગેકેન્થ પ્વાઉડર (Comp. tragacanth p.)......ડ્રામ ૨
કયુબેબ પાઉડર (Powdered cubebs).....................ડ્રામ ૪
કારબોનેત આફ સોદા (Carb. of soda)....................ડ્રામ ૧

એ પછે થોડે વખતે રસી પાતલી અને ઘણું કરીને-લીલા રંગની બને છે, અને ત્યારે તેને "ગલીત" (Gleet) કરી કેહછે. એ વખતે ઇંદ્રીમાં પીચકારી મારવી અગતની થઇ પડેછે; અને તેટલા માટે પેહેલા બે ત્રણ દીવશો સુધી તો લીલી ચાહેનો કાહવો પીચકારી વડે અંદર મારવો, અને ત્યાર પછી નીચલી મેલવણીઓ જે રીતે આપીછે તે રીતે એક એક પછી પીચકારી મારવામાં વાપરવી:—

૧.—વાહીત વીત્રીઓલ (White vitriol)...............ગ્રેન ૬
રોઝ વૉટર (Rose water)......................................આંઉસ ૬
૨.—સુગર આફ લેડ (Sugar of lead)....................ગ્રેન ૫
વાહીટ વીત્રીઓલ (White vitriol)..........................ગ્રેન ૫
પાણી (Water)......................................................આંઉસ ૬

| | | |
|---|---|---|
| ૩.—બ્લુસ્ટોન (Bluestone)……………………ગ્રેન | | ૪ |
| પાણી (Water)…………………………આંઉસ | | ૬ |
| ૪.—સલફેત આફ આયરન (Sulphate of iron)…ગ્રેન | | ૬ |
| ડીસતીલ્ડ વૉટર (Distilled water)………આંઉસ | | ૬ |
| ૫.—નાઈત્રેત આફ સીલવર (Nitrate of silver).ગ્રેન | | ૩ |
| વૉટર (Water)…………………………આંઉસ | | ૬ |

પીચકારી મારતાં એક વખતે ત્રણથી વધારે પીચકારી જેટલી દવા દાખલ કરવી નહીં. પીચકારીનું પાણી ફુકામાં નહી જાય તેની સંભાળ રાખવી અને તેટલા માટે ઇંદ્રીને એક હાતે તેનાં થડમાંથી મજબુત દાબી ધરવી કે તેથી પાણી ફકત ઇંદ્રીની લંબાઇમાંજ અટકી રેહ. પણ યાદ રાખવું કે જો પેશાબની નળી સંકોચાઇને બંધ થવાથી પેશાબ અટકી રહીં હોય અથવા જો તે તરફના માસના લોચાઓમાં ચમકની પેઠે થતું હોય તો કદીબી લોશનોની પીચકારી મારવી નહી.

જો છેલ્લી લખેલી "ક્યુબેબ પાઉડર" વાલી ભુકીથી ધારેલી અસર નહી થઈ હોય તો નીચલી મેલવણીના બબે ચમચા દીવસમાં બે વખત આપવા:—

| | | |
|---|---|---|
| મ્યુસીલેજ (Mucilage)……………………આંઉસ | | ૧॥ |
| બાલસમ આફ કોપેબા (Balsam of copaiba)……આંઉસ | | ૧ |
| સાઇરપ (Syrup)……………………………આંઉસ | | ०॥ |
| કેમ્ફર વૉટર (Camphor water)……………આંઉસ | | ૩ |

લાંબા વખતના જારી રહેલા પરમા માટે ગામઠી એલાજ નીચે મુજબ છે:—

| | | |
|---|---|---|
| ગોખરનો ભુકો ……………………………તોલા | | ૩. |
| અલસીનાં બીયનો ભુકો…………………………તોલા | | ૨. |
| બેદાના……………………………………તોલા | | ૨. |
| કબાબચીનીનો ભુકો…………………………તોલા | | ૪. |
| ધોલી મુસલી ……………………………તોલા | | ૨. |
| સાકર ……………………………………શેર | | ०॥. |

આ સઘલી જીનસોને દસ આંઉશ પાણીમાં એક રાત સુધી ભીંજવી રાખવી પછી તેના ત્રણ ભાગો કરી તેમાંનો અકેકો દર ચાર કલાકે લેવો.

ખોરાકઃ—દુધ, દુધની કાંજી, બાફેલી ભાજી અને પટેટા અને હલકો સેરવો, જવનું પાણી, અલસીની અથવા સાધારણ ચાહે, બીસક્રીત, મોલું ધાન દાળ, અરધાં બાફેલાં ઇંડાં, ઇત્યાદી ખોરાક લેવો. મરચાંનો, અથવા ખાટો ખોરાક, વધારેલું ગોસ્ત, પનીર ઇત્યાદી લેવું નહી.

# ટાંકી અથવા ચાંદી.

( Chancres=શેનકર્સ. )

ટાંકી જુદી જુદી રીતની સખતાઈના થાયછે. એક જાતની ટાંકી ઘણું દુખ દેતી નથી, અને જલદીથી સાજી થાયછે, પણ બીજી જાતની ટાંકીમાં તો ઝેહેર આખાં બદને ફરી વળેલું માલમ પડેછે.

સાદી નરમ ટાંકી, પરમાંની રસીનાં ઇંદ્રીનાં મોહડાંમાં ઉપર એકઠાં થવાંથી, કોહવાતને સબબે થાયછે

સાદી ટાંકી, ખરાબ ટાંકીનાં કરતાં વધારે દરદ કરેછે. તે નાંધલી, ગોળ, કઠણ, અને રાતી દીશેછે; એક થયા પછી બીજું, અને બીજાં પછી ત્રીજું એમ જણાયછે.

એલાજ.—એ જાતની નરમ અથવા સાદી ટાંકી ઉપર અંદરનાં કરતાં બાહેરના એલાજો વધારે ગુણ કરેછે. જેવી એ ફુટી જણાય તેવીજ તેને જલદ "નાઈટ્રીક ઍશીડ" (Nitric acid) બાળી નાખવી. પણ જો તે ફુટી જાય અને તે જગા ઉપર ટાંકી દીશે તો "આયોડો ફાર્મ" ( Iodoform ) ત્રીસથી સાઠ ગ્રેન જેટલું લઈ તેને એક આંઉસ ચરબીમાં મેલવવું અને એ રીતે બનાવેલા મલમની આગરી બનાવીને તે દીવસમાં બે વખત બદલીને તે ઉપર મુકયા કરવી. એથી દરદ નરમ પડી જશે.

કઠણ ટાંકીમાં જાંગના કાતરા આગલ બડ બી થાયછે, અને એ બડ થવા ઉપરથીજ માલમ પડેછે કે તેનું ઝેહેર શરીરમાં ફરી વલ્યુંછે. એ બડ જેવી દેખાય તેવીજ તેને પાકવા દેવાને બદલે પાછી બેસાડી દેવાની તજવીજ કરવી, અને તેટલા માટે દરદીને બને એટલો આરામ આપવો, અને નાચલી મેલવણીનું લોશન બનાવી તેમાં કપડું બોળીને તેની ઉપર મુકયા કરવું, અને આંતરે આંતરે તે ઉપર બરફની કોથલીબી મુકવાનું ચાલુ રાખવું:—

| | |
|---|---|
| સાલ ઍમોનીએક (Sal. ammoniac)............ | આંઉસ ૦॥ |
| નાઈત્રેત આફ પોટેશ (Nitrate of potass)...... | ડ્રામ ૧ |
| શુગર આફ લેડ (Sugar of lead)............... | ડ્રામ ૨ |
| કેમફર વૉટર (Camphor water)............... | આંઉસ ૨૦ |
| વીનીગર (Vinegar)............................ | આંઉસ ૪ |

નરમ જુલાબો લઈ ઝાડો સાફ લાવ્યા કરવો. જો બડ પાકવા પરજ આવતી જણાય તો તેની ઉપર "કેમો માઈલ"ના શેક કરવા,

અને અલશીની પોલટીશો ઉપર બાંધી તેને જેમ બને તેમ જલદીથી પાકવવું, અને પાક્યા બાદ તેને ચીરવું, અને ચીર્યા પછી અલશીની પોલટીસોથી અને ગરમ પાણીના શેકાથી રસી જેરવવી; અને ત્યારબાદ થોડા દીવશો તેને રૂજ લાવવા માટે નીચલાં લોશનો એક પછી એક મુકવાં:—

१.—સલફેત આફ કાપર (Sulphate of copper).ગ્રેન ૧૨
પાણી (Water)........................આંઉસ ૬
એ લોશન દીવસમાં બે વખત મુકવું.

૨.—લુનર કાસટીક (Lunar caustic)............ગ્રેન ૬
પાણી (water)........................આંઉસ ૬

અથવા, એ ટાંકી ઉપરનો એક બીજો એલાજ એછે કે બીમારને ઉઘાડે આંગે એક ખુરસી ઉપર બેસાડવો અને પછી તેનાં બદનને એક મોટી ચાદર અથવા બરનુશ વડે ઢાંકીને તેની ખુરશીના નીચે એક થંડાં પાણીથી ભરેલી રકાબી મુકવી અને તે રકાબીમાં એક અતીઘણી ગરમ કીધેલી ઇંટ લાવીને મુકવી, અને તે ઇંટની ઉપર, અરધો અથવા એક ડ્રામ સીનેબારની ભુકી ભભરાવવી. એ રીતે દશ બાર મીનીટ સુધી, પાણીનો, તથા ઉપલી દવાનો બાફ સામટી રીતે શરીરમાં લાગુ પાડીને ધુઇ લેવી બંધ કરવી, અને આંગ ઘસડીને લુંછી નાખીને સુઇ જવું.

એવા સઘલા એલાજોથી તેટલો વખત, અથવા વધારે વખત, ટાંકીનું જોર નરમ થશે; પણ એ બુરા રોગનું એકવાર શરીરમાં દાખલ થયલું જેહેર કદીબી જશે નહી; અને ઘણે મહીને અથવા ઘણે વરસેબી તે પોતે અથવા તેની અસરથી નીપજેલું બીજું કોઇ દરદ જણાયા વીના રેહેશે નહી.

---

## બદ.

### (Bubo)=બ્યુબો.

**ઉત્પતીનાં કારણો.**—લાંબો વખત સુધી ઉભા રેહેવાથી; અથવા ઘણા લાંબા તફાવતથી ચાલી આવવાથી; અથવા બદનમાંનાં ગાંઠને થયલાં કાંઇ નુકસાનની અસરથી; અથવા ટાંકીનાં દરદની અસરથીબી એ થાયછે (જુવો છેલ્લાં માટે "ટાંકી અથવા ચાંદી." વાલી બાબદ.)

**એલાજો.**—પેહેલાંતો એને બેસાડી દેવાને તજવીજ કરવી અને તેટલા માટે નરમ જુલાબો આપવા, જલો વલગાવવી, અને નીચલાં લોશનમાં કપડું બોળીને તે ઉપર મુકવું:—

શાલ અમોનીઆક (Sal. ammoniac.)............આંઉસ ાા
નાઈતર પાઉડર (P. Nitre)................ ...ડ્રામ ૧
કેમફર વૉટર (Camphor water.)..............પૈંટ ૧
વીનીગર (Vinegar)...............................આંઉસ ૪

પણ જો એથી તે નહી નરમ પડેતો તે ઉપર અલસીની પોલટીશો મુકવી, ગરમ પાણીનો અને બીજો કાંઈ શેક કરવો, અને આખરે તેને પાકવીને તેને ચીરાવવી અને રસી બરોબર વેહેવા દેવી.

---

# ઓરતોને બરની બાબદો.

## દસ્તાનને લગતી ઉપયોગી હકીકતો.

દસ્તાંન, એ એક ઓરત ભર જુવાંનીમાં આવેછે તેની નીશાંની છે. દસ્તાંન એટલે ઓરતનાં ગર્ભસ્થાનમાંથી દર માસે જે લોહીનાં રંગનાં જેવો પાણી જેવો પ્રવાહી પદાર્થ વહેછે તે. આ નીશાની પેહલ વેહલી માલમ પડયાથી, આગલ જે બાળકને આપણ નાંધલી છોકરી કહેતા હતા, તેનો એક દરજજો વધેછે, એટલે હવે તે છોકરી એ નામથી નથી ઓલખાતી, પણ બઈરી અથવા સ્ત્રી એ નામે ઓલખાએછે, અને એ વખત પછી તે ગર્ભ ધારણ કરવાને લાએક થાએછે.

દસ્તાંન બેસવાનો વખત ઘણું કરીને પંદરમે વરસે છે. ગર્ભધારણ કરવાની શક્તી અથવા દસ્તાંન જીંદગીમાં ત્રીસથી તે પાંત્રીસ વરસ સુધી જારી રહે છે. દસ્તાંન બીલકુલ ચીસતાલીસથી તે પચાસ વરસનાં દરમીયાંનમાં બંધ થાય છે. પણ કેટલાંએક કારણોથી દસ્તાંન મોડું વેહેલું એમ થાયછે, તેમાંનાં થોડાંક આ જગો પર કહીયે છિયે.

૧. પેહલું, હવા.—દસ્તાંન ગરમ દેશમાં રેહનારી ઓરતને થંડીનાં દેશમાં રેહનારી ઓરત કરતાં વેહલું થાએ છે. યુરોપની દક્ષિણ તરફનાં દેશમાં અગીયાર વરસની વયની પેહલાં ભરજુવાંની દેખાએ છે. ઉતર તરફ વધારે થંડીનાં દેશમાં જુવાંની પંદર અને સતરમે વરસે થાએ છે, ત્યાંલગી ઓરત દેખાતી નથી. વલી એશીયા અને આફ્રીકાખંડમાં વસનારી ઓરત દશ વરસની હોયછે ત્યારે જુવાંનીમાં આવેલી દેખાયછે.

૨. બીજું, અવસ્થા.—પૈસાવાલાની છોકરી, જેને સારૂ ખાવા પીવા વીગેરેનું સુખ છે, તેમાં જુવાંનીની નીશાંની, ગરીબની છોકરીઓના કરતાં ઉતાવલી દેખાએ છે.

૩. ત્રીજું, સ્થલ.—શેહેરમાં રેહેનાર ઓરતમાં ગાંમડામાં રેહનાર ઓરત કરતાં દસ્તાંન વેહલું દેખાએછે.

૪. ચોથું, સોબત.—સારી અથવા માઠી સોબતથી દસ્તાંન મોડું અથવા વેહલું દેખાએછે.

૫. પાંચમું, કુટુંબ.—નીતિ અથવા અનીતિવાળાં કુટુંબ પ્રમાણે દસ્તાંન મોડું અથવા વેહલું દેખાએછે.

૬. છઠું, શરીર.—તનદરોસતી અથવા માંદગી પ્રમાણે દસ્તાંન વેહલું અથવા મોડું દેખાએછે.

૭. સાતમું, ધંધો.—થોડી મેહેનત કરનારમાં વેહલું અને ઘણી મજુરી કરનારમાં મોડું દસ્તાંન દેખાએછે.

ઉપર કહેલાં આએ કારણો શીવાએ બીજા કેટલાંકમાં શરીરની તરેહવાર બાંધણીને લીધે દસ્તાંન ઘણું કરીને નહી મનાએ એટલી નાંહની ઉમરે દેખાએછે.

દસ્તાંન ઓરતમાં દર ૨૭ અથવા ૨૮ દીવશે જણાયછે. કેટલીકમાં તનદરોસ્ત છતાં, જુદે જુદે વખતે દેખાએછે. કોઈ ઓરત દર પખવાડીએ બેસેછે, અને કોઈ વીશ વીશ દાહડે દસ્તાંન બેસેછે. ઘણું કરીને દસ્તાંન ચાર દીવશ સુધી પડેછે, અને પછી બંધ થાએછે. પછી ઓરત નાંહેછે, એમ બોલે છે કે, તેના હાથ પાક થયા. કેટલીએક ઓરતમાં છ અથવા વધારે દીવશ લગી દસ્તાંન દેખાએછે.

દસ્તાંનનો રંગ લાલ તથા કાલા રંગને મળેલો હોય, અને જે રંગ થાએછે તેવો દેખાએ છે. જેમ સંગરા મુકાવેલી યાને ફસ ખોલાવી હોય અને લોહી નીકલેછે, તેમાં જેમ ઠરી જવાનો ગુણછે, તેમ દસ્તાંન પડેલું ઠરી જતું નથી, જેટલું દસ્તાંન પડેછે, તે સઘલું મલીને વજનમાં ચારથી તે આઠ આંઉસ થાય છે; પણ એ વજન વીશે જુદા જુદા લોકોનો જુદો જુદો વીચાર છે.

**દસ્તાંન આવ્યાની આગમચ થની, તથા હોય તે વખતની, નીશાંનીઓ.**—દસ્તાંન બેસવાંની તૈયારી વખતે આંગ તોડાયા કરેછે, આલશ બહુ આવેછે—જરા કામ કરે કે જાણે થાક ચહડી હોય તેમ શરીર ભારી લાગેછે—મન ઉદાસ અને બેચેન હોયછે. આંખની નીચે કાલા દાઘ પડેછે, માથું દુખ્યા કરેછે. કોઈ વખત ગલાંમાં દુખે છે, અને કોઈ વખતે બરડો અથવા વાંસો દુખેછે. અને ફાટ ફાટ થાએછે, તથા કંમર ભારી ભારી લાગેછે. કોઈ વખતે તો જરા તાપ પણ ચહડી આવેછે. આ સઘલી નીશાંનીઓમાંની ઘણી ખરી દસ્તાંન બેઠા પછી

જતી રહે છે, અને પછી જરા નબલાઈ વધારે માલમ પડે છે, અને મોહડું ઉતરી ગયલું દેખાએછે. દસ્તાંન પડયાની અગાઉ પીડુમાં બહુ દુખેછે, અને પીડુ ચહડી પણ આવે છે. કાંઇ વખત જરા સફેદ રંગનું દસ્તાંન પડે છે; પણ તે જરા ખોરાકમાં ફેરફાર કીધાથી અને મજબુતી આપે એવી દવા લેવાથી દરૂસ્ત થાએ છે. કાઈ વખતે દસ્તાંનનો રંગ ફીકો હોએછે પણ બીજી વખતે બદલાઈને ઘેરો થાએછે. જયારે દસ્તાંન જાયછે, ત્યારે શરીરની ચાંમડીમાંથી એક બો નીકલેછે. ભુખ કાઇ વખત ઓછી થાએછે, અને કાઇ વખત વધી પડેછે. છાતી દુખ્યા કરેછે.

એવો એક દાખલો બનેલો છે કે, જેમાં દસ્તાંન બેસતી વખતે છાતીમાંથી દુધ પણ નીકલતું હતું. દસ્તાંનની વખતે દુખ કાઈ ઓરતમાં વધારે માલમ પડે છે, અને કાઈમાં થોડું. જે ઓરત બરોબર વખતે દસ્તાંન બેસેછે, તેને થોડું ભોગવવું પડેછે.

દસ્તાંન બેઠા પછી ઓરતના શરીરમાં અને મનમાં ઘણો ફેલાવો અને ફેરફાર થાએછે. શરીરનો આકાર વધારે મોટો અને ગોળ થાએછે. કમર મોટી થાએછે. છાતીઓ ખીલી નીકલેછે, અને તેથી અગાઉ જે છોકરી દેખાતી હતી, તેનો આકાર બદલાઈને સુંદર શોભાયમાંન ઓરત દેખાયછે, અને એવો અજાએબ જેવો તેનાં મનમાં ફેરફાર થાએ છે કે, તે પોતાને દુનીયામાંનો દરજાએ સમજવા લાગેછે.

કેટલીક વખતે સ્ત્રીમાં જે ઇંદ્રીમાંથી દસ્તાંન પેદા થાએ છે તેજ નહી હોવાથી દસ્તાંન બીલકુલ જતું નથી. કેટલીકમાં તે હોવા છતાં કંતાઈ જવાથી તે બંધ પડેછે. પેહલ વેહલાં દસ્તાંન પડયાં પછી કેટલાંક કારણોને લીધે તે બંધ પડી જાએછે. તે કારણો તે કેટલાંએક દરદો. એથી તથા જે ઇંદ્રીમાંથી દસ્તાંન પેદા થાએછે તેમાં કંઇ બીગાડ થવાથી તે જતું બંધ પડે છે. ઘણીક વખતે જે ઓરતો આલસુ બેસી રહે છે, અથવા ગરમ ઓરડા અથવાં નરમ બીછાનામાં પડી રહે છે, અથવા ઘણી ઉંઘ કાહડેછે, તેઓમાં એમ થાએછે. તેજ પ્રમાણે જે ઓરતો ઘણું સવાદ ભરેલું તથા ઉંચું ખાંણું ખાએ છે, તથા વધારે મોજ શોખ ભોગવે છે, તેઓમાં પણ દસ્તાંન વેહલું બંધ પડી જાએછે.

કેટલીક વખતે ઘણી ઓરતોને દુખી દુખીને દસ્તાંન પડેછે, તેનાં કારણો એ છે કે, આખો દીવશ સરદીમાં અથવા અતીશે ઠંડીમાં ફરતી રહેછે તેથી થાએ છે. કેટલાંએકને મનનાં ફેરફારથી અથવા ગમ ભરેલા વીચાર કીધાથી એમ થાએછે.

ઘણીએક ઓરતોમાં દસ્તાંન ઘણું પડેછે તેનાં કારણો એ છે કે કેટલીએકોમાં ઘણું કરીને ઉતાવલે ગર્ભ ધારણ કરવાની ખાશીયત હોયછે તેથી, તથા બચ્ચાંને જરૂર કરતાં વધારે દીવશ ધવડાવેછે તેથી તથા બીજા મનનાં તરેહવાર વીચારોથી એમ થાએછે.

જ્યારે હમેલ રહે છે, ત્યારે ઓરત દસ્તાંન બેસતી નથી. જણ્યા પછી બાળકને ધવડાવતી હોય તેવખતમાં ઓરતને દસ્તાંન જતું નથી. ગર્ભસ્થાનમાં કાંઈ ફેરફાર થવાથી દસ્તાંન થતું નથી. ઘણી નબલી અવસ્થામાં ઓરતમાં દસ્તાંન બંધ થઈ જાએછે. મહાભારત માંદગીમાં અને દમનાં મરજથી કેટલીએક ઓરતનું દસ્તાન બંધ થઈ જાએછે.

કેટલીએક વખતે એવું બનેલું છે કે, ઓરત હમેલદાર હોવા છતાંબી તે દસ્તાંન બેસેછે; અને આખરે પુરે દાહડે બચું જણેછે.

કોઈ વખતે ઓરતને ઘણું દસ્તાંન જાએછે અને તેથી કરીને તેનાં શરીરનો બાંધો નબલો થઈ જાએછે, અને તેને ગર્ભ ધારણ કરવામાં અટકાવ થાએછે, અને થોડા દાહડામાં તેની તનદરોસ્તીમાં મોટો બીગાડો થઈ જાએછે; માટે આવે વખતે પાંચ અથવા છ અઠવાડીયાં સુધી કોઈ દરીયા કીનારાની જગો પર હવા ફેર કરવાથી ઘણાં નરમ બીછાંનાં પર નહી, પણ કામલી પર સુવાથી; ઘણાં કપડાં નહી ઓઢવાથી, જે ઓરડામાં તેનું બેશવું થાએ ત્યાં તાજી હવાનો આવજાવ સારી રીતે રેહવાથી અને પોષણ કરતો ખોરાક ઘણાં મસાલા વીનાનો લીધાથી, તથા મીજાજ ખુશ તથા શાંત રાખવાથી, અને દરીયાના પાણીમાં નાહવાથી, ઓરત પોતાની મુશકેલી ભરેલી હાલતમાંથી ઠેકાંણે આવી શકેછે.

# સ્ત્રીઓને લગતાં દરદો.

## સ્ત્રીને જતી ધાત.

(Fluor Albus (*Leucorhœa*) or the Whites=ફ્લુઑર આલબસ (લ્યુકોરીહ્યા, ઑર ધી વાહીત્સ.)

જો કે સ્ત્રીઓની છુપી ઇંદ્રીમાંથી પડતી ધાતનો રંગ ઘણો ખરો તો સફેદજ હોયછે (અને એટલાજ ઉપરથી એનું અંગ્રેજી નામ "ધી વાહીત્સ" કરીને પાડયુંછે) તોપણ તે ઘણી વેલા પીલા ભુરા અથવા લીલા રંગનીબી હોયછે, અને છેક પાતલી પાણી જેવીથી તે છેક ઘાડી

અને ચીકણી રસી જેવીખી પડેછે, અને તેનો જથ્થો ચોવીસ કલાકમાં કેટલાએક આંઉસ સુધીનો થવા જાયછે.

એ ધાત પડે ત્યારે તંદરેસ્તીને નુકશાન પુગેછે. માથું જોરમાં દુખવા માંડેછે; ભુખ જતી રેહછે; નબલાઈ અને સુસ્તી થાયછે; પીઠથી તે જાંગ તુલીક દુખાવો થયા કરેછે; ઝાડો સમતોલ રીતે આવતો નથી; હૈડાંનો ધપકારો થયા કરેછે; અને કોઈને ચમકનીબી અસર થઈ આવેછે. પંદરમા વરસ પછી સઘલી સ્ત્રીઓને વધતી ઓછી મુદત તુલીક એ દુખથી ખમવું પડેછે, અને કેટલીએકોનોતો એથી કદીબી છુટકો થયલો જણાતો નથી.

**એલાજો.**—પેહેલવેલાં પેટની કબજીઆત હોયતો તોડવાનું ધ્યાન રાખવું, શક્તી આવે એવી દવાઓ અને ખોરાકો ખાવા; ખોલ્લી હવામાં કસરત કરતા રેહવું; અને જો બને તો દરીઆનાં પાણીએ નાહવું. થડાં પાણીમાં સરકો ભેળીને તેમાં બોળેલું કપડું જાંગ તથા કુલાંઓ ઉપર મુકવો, અને દાડમની છાલનો કાહવો બનાવી તે થંડો પાડી છુપા ભાગમાં તેની પીચકારી મારવી. તે સાથે કસરતનો અને ખાણાંનો એક ચોકસ વખત રાખવો, બીછાણાં ઉપર સકારે સુવા જવું, અને હવાની ફેરબદલી કરવી. વળી પીચકારી મારવા માટે બે આંઉસ બાવળની છાલનો ભુકો એક ડ્રામ ફટકીનો ભુકો, એ બેઉને વીસ આંઉસ પાણીમાં ભેલીને તે પાણી થંડું પાડીને વાપરવુ, થંડાં સાદાં પાણીએ અથવા દરીઆના પાણીએ નાહવાથી, અને ઘણું કરીને કમરથી તે જાંગ સુધીના ભાગને એ પાણીથી ધોવાથી ઘણો ગુણ થાયછે. દવાઈનાં પાણીઓ છુપા ભાગમાં દાખલ કરવા માટે "ફીમેલ રબર સીરીન્જ" એવાં અંગ્રેજી નામવાલી રબરની પીચકારીઓ વેચાતી મલેછે તે લેઈને વાપરવી. કોઈબી દવાની પીચકારી દીવશમાં બેથી વધારેવાર મારવી નહી અને દરેક વખતે બે અથવા ત્રણ પીચકારી ભરીને પાણીજ વાપરવું. પીચકારી વડે મારવા માટે નીચે જણાવેલાં લોશનોમાંથી જે ગમે તે પસંદ કરીને અવારનવાર વાપરવાં:—

૧.—ડીકોકશન આફ ઓક બાર્ક (Decoc. of oak bark).
૨.—ડીકોકશન આફ રેડ પીરૂવીઅન બા॰ (Decoc. of red Peruvian b.)
૩.—ડીકોકશન આફ લોગવુડ (Decoc. of logwood).
૪.—ડીકોકશન આફ પામેગ્રેનેત બા॰ (Decoc. of pomegranate b.)

૫.— { એલમ (Alum)..............................ડ્રામ ૩
 { થંડું પાણી (Cold water)....................પેંટ ૧

૬.— { ગાલ્સ (Galls, bruised)........................ડ્રામ ૩
ખખળતું પાણી (Boiling water)...............પેંટ ૧
ઍલમ પાઉડર (P. Alum) (ઠંડું પડ્યા બાદ).....ડ્રામ ૧

૭.— { વાહીટ વીટ્રીઓલ (White vitriol)............ડ્રામ ૧
પાણી ( Water )..............................પેંટ ૧

૮.— { ટીંકચર ઑફ કેટેચુ (Tinct. of catechu)......આંઉસ ૧॥
ઠંડું પાણી (Water)..........................પેંટ ૧

કોઈ વખતે એ ધાત ઘણો લાંબો વખત સુધી પડતીજ રેહછે, અને ધારે શક્તી આપનારી, અને પીચકારી વડે મારવાની દવાઓ કસ્સો ફાયદો કરતી નથી. તે વખતે "ક્યુબેબ પાઉડર"(Powdered Cubebs)નું અરધા ડ્રામ જેટલું પડીકું દીવસમાં ત્રણ વખત લેયા કરવું; અથવા એને બદલે "કોપેબા" (Copaiba) એક ચમચી જેટલું કોઈ ચીકાશની વસ્તુ દીવસમાં બે વખત સાથે લેવું, અને તે સાથે દર છ છ કલાકે "યુવા અરસી"નાં પાદડાંનો કાહવો (Infusion of uva ursi) એકેક ગલાસ લેયા કરવો.

ખોરાક.—પુષ્ટીકારક લેવો. પોર્ટ વાઈન ઘણી વેલા જરૂરનો ગણાયછે, અને કોઈ વેલા એથીબી બીજા જલદ દારૂઓનો ઉપયોગ થાયછે.

## દસ્તાનનું અટકી જવું અથવા થોડું પડવું.

(Amenorrha-એમેનોરીહા.)

કોઈ વખત દસ્તાન પડતું બંધ થઈ જાયછે, અથવા દર મહીને જેટલા જથ્થામાં પડવું જોઈએ એટલા જથ્થામાં પડતું નથી.

કારણો.—દસ્તાનને લગતા ભાગોમાં થયલો લોહીનો વધારો, અથવા ખુદ બદનમાં થયલો લોહીનો વધારો; અથવા તેથી ઉલટુંજ, શરીરની નબળાઈ, અને તેમાં થયલો લોહીનો બીગાડો અથવા કમતીપણું.

જો કે અલબતાં એક સ્ત્રીની તંદરોસ્તી અને સુખનો આધાર દસ્તાનના બરાબર પડવા ઉપર હોયછે, તોબી કેટલા એક એવાબી દાખલાઓ બન્યાછે કે જેમાં સ્ત્રીઓ, જેઓને કદીબી દસ્તાન ગયલું નહી તેઓ પુરતી તંદરોસ્તીમાં રહેલીછે અને ઘણાં બાળકોની માતા થઈછે. પણ એ સઘળા માત્ર ખુદરતના કાંટાથી થયલા અપવાદો સમજવા. બાકી સાધારણ રીતે તો ઓરતની પુરતી તંદરોસ્તીનો આધાર દર મહીને પડતા દસ્તાનાના ઘટતા જથ્થા ઉપર રેહછે.

**નીશાણીઓ.**—સુસ્તી અને નબળાઈ લાગેછે; ભુખ મરી જાયછે; શરીરનો બાંધો ગગડી પડેલો લાગેછે; જોશ અને ચાલાકી જતી રેહછે; કાંઈપણ કસરત કે મેહેનત કરવા તરફ બેદરકારી થાયછે; જરા જરામાં ટાહડનાં લખલખાં ભરાઇ તાવની નીશાણીઓ માલમ પડી આવેછે; આંખો ભારી અને ઝુકતી લાગેછે, અને તેમની આસપાસની જગા કાલી થાયછે; માસ તદન પોચું થાયછે; ચેહેરો લીલા અથવા પીળા રંગનો દેખાયછે; અને એટલા ઉપરથી કેટલીક વખત એ બીમારી "લીલી બીમારી"ને નામે ઓળખાયછે; તરસ ઘણી લાગેછે; માંથામાં દુખાવો થાયછે; હાતપગ થંડા પડી જાયછે અને તેઓ શુજી આવેછે.

**ઈલાજો.**—જો લોહીના વધારાને સબબે એ અડચણ થઈ હોય તો બદનમાંથી થોડું લોહી કહડાવવું; ગરમ પાણીએ નાહવું. જુલાબોથી ઝાડો સાફ લાવવો; પગો ગરમ રાખવા, તેમને સરદી લાગવા દેવી નહી; કમરથી તે જાંગ સુધી ગરમ પાણીનાં વાદલાં ફેરવી તે ભાગને જોરથી લુછી નાખવો. અને એ પછી નીચલી મેલવણી બનાવી તેમાંથી ત્રણ ત્રણ ચમચા દીવસમાં બે વખત લેવા:—

ઈનફયુઝન આફ પેનીરાયલ (Infus. of pennyroyal)...... આંઉસ ૭
સ્પી૦ આફ સ્વીટ નાઈતર (Sweet sprt of nitre)...... ડ્રામ ૩
સ્પી૦ આફ જુનીપર (Sprt. of juniper)............... આંઉસ ૧
ટીંક૦ આફ કેનથરીડીસ (Tinct. of cantharides)...... ડ્રામ ૧

જો લોહીના બીગાડાને લીધે અથવા કમતી થવાને લીધે એ અટકાવ થયો હોય તો ઉપર મુજબનુંજ નાહવા ધોવાનું ચાલુ રાખી શક્તીની દવાઓ વ.ને સારો શુરીઆની ખોરાક લેતો કરવો. અને નીચલી મેલવણીમાંથી આઠ ગોળીઓ બનાવી, તેમાંની બબે દીવસમાં બે વાર ગળવી:—

સેકે૦ કારબોનેત આફ આયરન (Sac. carb. of iron)......... ગ્રેન ૧૨
ઍક્સ્ટ્રેક્ટ આફ લીકોરીશ (Ext. of liquorice)............ ગ્રેન ૧૬
એકસ૦ આવ એલુઝ (Ext. of aloes).................... ગ્રેન ૧૬
રૂહબાર્બ પાઉડર (P. Rhubarb)........................ ગ્રેન ૧૨
રીડયુસ્ડ આયરન (Reduced iron)...................... ગ્રેન ૭
ઑઈલ આફ એનીથાઈ (Oil of anethi)................... મીનીમ ૪

અથવા એને બદલે "ફેરીએટ ઍમોની સાઈટ્રસ" (Ferri et ammoniæ citras)ના પંદર ગ્રેન સાડાચાર આંઉસ પાણીમાં ભેલીને તેમાંથી અકેક આંઉસ દીવસમાં ત્રણ વખત પીવું. અથવા,

નીચલી ગામઠી જીનસોનો ઉકાળો કરી બાર આંઉસ પાણીમાંથી છ આંઉશ રહે એટલે ઉતારી પાડવી અને તેમાં છ દ્રામ શાકર ભેળવી તેમાંથી એકેક આંઉસ દીવસમાં ત્રણવાર લેવી:—

| | | |
|---|---|---|
| ગુલાબની શુકી કળી | દ્રામ | ૬ |
| કાશાનીંનુ મુળ | દ્રામ | ૧૦ |
| કાસનીનાં બીજ | આંઉસ | ૧ |
| રેવનચીની ખટાઈ | દ્રામ | ૧ |

બદનગમનું જોર વધારે હોવાથીબી એમ થાયછે. તો તે ઉપર અજમો તથા કાશાની ઉકાળીને પીયા કરવી; અથવા મેથી ઉકાળીને અથવા ભુકો કરીને સાકરમાં લેવી, અથવા મેથીને ઘણા પાણીમાં ઉકાળીને તે પાણીમાં દરરોજ દુટી સુધી બેસવું. અથવા નીચલી જીનશોની છ ગોળીઓ બનાવીને તેમાંથી એકેક દર રાતના પાણી સાથે ગળીયાથીબી ફાયદો થશે:—

| | | |
|---|---|---|
| હીરાબોલ | ગ્રેન | ૧૨ |
| એલીઓ | ગ્રેન | ૮ |
| સાબુ | ગ્રેન | ૧૨ |

અથવા, સદાબનાં લીલા અથવા શુકાં પાદડાં એક તોલા જેટલાં લઈને તેનો અધસેર પાણીમાં ઉકાળો કરવો અને તેમાં પંદર ગ્રેન હીરાબોલ મેલવીને તે પાણી ગાળી કાહડવું અને તેની પીચકારી દીવશામાં બે વખત મારવી.

ખોરાક.—જો ઓરત ઘણી લોહીઆર હોય તો તેને હલકો અને સાદોજ ખોરાક લેવો; અને ચરબીદાર ગોસ્તનો તથા દારૂનો ઉપયોગ કરવો નહી.

---

## દસ્તાન ઘણું પડવું.

(Menorrhagia=મેનોરેજયા.)

એ દરદમાં દસ્તાન દર દશ અથવા ચઉદ દીવશે દેખાયછે, તે ઘણુંજ પડછે અને લાંબો વખત પડવું જારી રેહછે.

કારણો.—શરીરની નબલાઈ; અથવા, તેથી ઉલટુંજ, શરીરમાં થયલો ઘણાં લોહીનો જમાવ.

નીશાણીઓ.—જો લોહી ઘણું હોવાનાં સબબથી થયું હોય તો, ધ્રુજારી લાગયા કરેછે, માથામાં અને કમરમાં દુખારો થાયછે,

અને શરીર ગરમ રેહછે. જો નબલાઈનાં સબબથી થયું હોય તો શરીર થડું અને ફીક્કુ રેહછે, દમ મુશકેલીથી લેવાયછે, જરાકબી મેહેનત કરતાં થાક અતીશય લાગેછે, અને નાડી નબળી પડી જાયછે.

એલાજો.—જો બાંધો ઘણો લોહીઆર હોય તો સંઘરા મુકાવવી, જુલાબો આપવા, શખ્ત કામકાજ કે મેહેનત તજી દેવી, અને સુઈ રેહવું. નીચલી મેલવણીમાંથી ચોથા ભાગ જેટલું શહવાર સાંજ પીવું, કે તેથી જુલાબ આવે:—

ઈનફ્યુઝન આફ રોઝ લીવ્સ (Infus. of rose-leaves)......આંઉસ ૬
એપસમ સાલ્ટ્સ (Epsom salts)........................આંઉસ ૧
ડાઈલ્યુત શલફ્યુરીક એશીદ (Sulphuric acid dil)......... ટીપાં ૩૦

અને એ પછી નીચલી જીનસોનાં છ પડીકાં બનાવી એકેક દર ચાર કલાકે લેવું:—

શુગર આફ લેડ (Sugar of lead)..................... ગ્રેન ૩૦
" કાઈનો પાઉડર (Pulv. Kino)........................ ગ્રેન ૨૦

અથવા એને બદલે "મ્યુરીએટેડ ટીંકચર આફ આઈરન" (Muriated tincture of iron) ના સાત ટીપાં દર ચાર કલાકે લેવાં. જો નબલાઈ હોયતો ઉપલી દવા સાથે નીચલી મેલવણીમાંથી એકેક ચમચો દર ત્રણ કલાકે પીવો:—

કાસકરીલા બાર્ક (Cascarilla bark).............. ડ્રામ ૨
કેનીલા બાર્ક (Canella bark).................... ડ્રામ ૨
ખખલતું પાણી (Boiling water)..................આંઉસ ૬
એનો કાહવો બનાવવો અને પછી તેમાં ઉમેરવું:—
કવીનાઈન (Quinine)........................................ ગ્રેન ૨૦
ડાઈલ્યુત શલફ્યુરીક એશીદ (Sulph. acid dil.).................. ટીપાં ૩૦

પીડુ ઉપર બરફના પાણીમાં બોળેલા કટકાઓ મુકવા, અને અમડું શુમરેટું કાઢેલુ પાણીની પીચકારીથી છુપા ભાગમાં દાખલ કરવાથી ફાયદો થાયછે.

ગામઠી દવા એ છે કે નીચલી જીનસોને વાટીને બારીક ભુકો કરવો અને પછી તેમાં પાણી મેલવીને તેની એકકી આંગલી જેટલી થલીઓ બનાવી રાખવી, અને તેમાંથી એકેક શલી છુપા ભાગમાં મુકવી અને તે પીગલી રેહ એટલે બીજી મુકવી:—

ટંકણખાર.................................તોલો ૦।
ફટકી......................................તોલો ૦।
દાડમના ફુલની સુકી કળી...........તોલો ૦।
માજુફલ ...................................તોલો ૦।
અકાકીઆ ....................................તોલો ૦।
ઈશેશનો ભુકો ..............................તોલો ૦।

અથવા નીચલી જીનશોની ગોળી એક બનાવીને તે ગોળી છુપા ભાગમાં મુકવી, અને તે પીગળે એટલે બીજી મુકવી:—

ટેનીક એશીડ (Tannic acid)..................ગ્રેન ૧૦
સલફેટ આફ ઝીંક (Sulphate of zinc)...........ગ્રેન ૧૦
કોકમનું તેલ..........................................ડ્રામ ૦॥
અફીમ .................................................ગ્રેન ૨
સાબુ નરમ ...........................................ગ્રેન ૫

અથવા, નીચલી જીનસોને વાટીને તેનો બારીક ભુકો કરવો અને તેમાંથી અરધા ડ્રામ જેટલો દીવશમાં ત્રણ વખત લેવો:—

દાડમની સુક્કી કળીનો ભુકો.......................ડ્રામ ૨
હીરા દખણ.........................................ડ્રામ ૨
ખરનુબ...............................................ડ્રામ ૧
તુખમે ખુરફા .......................................ડ્રામ ૧
ફટકી .................................................ડ્રામ ૧

અથવા નીચલી જીનસોનો બારીક ભુકો કરી ગુંદર વડે તેની ગોળીઓ બનાવી રાખવી અને ત્રીસથી ચાલીશ ગ્રેન જેટલા વજનની ગોળીઓ તેમાંથી દરરોજ પાણીમાં ફકાડવી:—

ત્રાગાકાનથનો ગુંદર સફેદ (Gum Tragacanth)...તોલો ૧
ઘહુનો નીસાસ્તો.........................................તોલો ૧
બાવલનો ગુંદર સફેદ .................................તોલો ૧
કાકડીના બીજનું મગજ..................................તોલો ૧
અકાકીઆ ..........................................*માસા ૪
દાડમના ફુલની કળી....................................માસા ૮
ખરો ફેરબો ...........................................માસા ૪

## દસ્તાન આવતી વખતે પીડુમાં થતો દુખારો.

(Dysmenorrhœa=ડીસમેનોરીહ્યા.)

એ દુખારો કમર, જાંગ, અને પીડુમાં માલમ પડેછે. કોઈ વેલા તે એટલો વધી જાયછે કે સુંકના દુખારાને મલતો આવેછે, કોઈ વખત

* એક માસો તે પંદર ગ્રેન જેટલો સમજવો.

ઉલટી અને પેટની છુટી જાયછે, પેશાબ કરતાં અગન બળેછે, કાઈને ચમકની થઈ આવેછે, અને એ નીશાણીઓ અડકાવાનો અથવા દસ્તાન પડવાનો વખત પાસે આવે ત્યાં સુધી વધતીજ જાયછે, અને પછી તે ધીરે ધીરે નરમ પડવા માંડેછે.

એલાજો.—દુખાવો થતો હોય તે વેલા ગરમ પાણીમાં દુટી સુધી બેશવું, તે ભાગને સેકવો, અને જો બને તો તે ઉપર જલો મુકાવવી. જો થોડું દુખતું હોય તો અરધો ગ્રેન "એશીટેટ આફ મોરફીઆ" (Acetate of morphia). દોઢ આંઉસ કપુરનાં પાણીમાં મેલવીને તે પી જવું. અથવા નીચલી મેલવણીના બે ચમચા દર છ–છ કલાકે લેવાઃ—

| | | |
|---|---|---|
| નાઈતર પાઉડર (P. nitre) | ગ્રેન | ૨૦ |
| કેમફર વૉટર (Camphor water) | આંઉસ | ૬ |
| લડિનમ (Laudanum) | દ્રામ | ૧॥ |

અથવા "ટીંકચર આફ વલેરીઅન" (Tincture of valerian) અરધાથી તે એક ચમચા સુધી, પાણીમાં મેલવીને, દર ત્રણ કલાકે પીવું. અથવા અઢી તોલા નાગકેસર લઈ તેનો છ આંઉસ પાણીમાં કાહવો બનાવવો અને તે થંડો પડ્યા પછી તેમાંથી એકેક અથવા બબે આંઉસ દર ચાર કલાકે પીવો.

---

## હમેલને લગતી ઉપયોગી હકીકતો અને સુચનાઓ.

હમેલ—એટલે ઓરતને દાહડા રેહેછે તે. ઓરતને દાહડા રહ્યા એટલે ગર્ભ ધારણ કીધો એમ સમજવું. જે દીવશથી ગર્ભ ધારણ થાએછે, તે દીવશથી નવ મહીના પછી ઓરતનાં ગર્ભમાં રહેલી વસ્તુ, તે બાળક બાહેર પડેછે.

ન્હાનામાં ન્હાની ૧૦ અથવા ૧૧ વરસની વયની ઓરત બચ્ચું જણેછે. આગલ આપણે એમ કહી ગયા છઈયે કે, ઓરત ૪૫ વરસની થાએછે, ત્યાં લગી દસ્તાંન બેશેછે; પછી દસ્તાન બંધ થાયછે, પછી ગર્ભ ધારણ કરવાની શક્તી ઓરતમાંથી જાએછે; પણ કેટલાંએક દાખલાં એવા બન્યાછે કે તેમાં એમ નથી થતું. એક ઓરતમાં ઘણાં વરસ

દસ્તાન બંધ રહ્યા પછી, પાછું ૬૫ મે વરસે દસ્તાન દેખાયું, અને ત્યાર બાદ તેને હમેલ રહ્યા, અને ત્રણ મહીનાનો ગર્ભ થયા પછી અધુરે પડી ગયું.

**હમેલ કેમ રહેછે તે વીશે.**—પુરૂષ અને સ્ત્રીનાં સંયોગથી પેદાશ થાએછે. પુરૂષનું વીર્ય ગર્ભસ્થાનમાં જ્યારે દાખલ થાયછે, ત્યારે તે જેમ કપાશ યા બીજી વનસ્પતીનાં બીજ જમીનમાં નાંખીયે ને ઉગેછે, તેમ ઉગવા માંડેછે. વીર્ય તે ઝીણાં ઝીણાં જીવનું બનેલું છે.

ઓરતનાં ગર્ભમાં વીર્ય દાખલ થઈને ઉગેછે ત્યારે આપણે એમ કહીયે છે કે તે ઓરતને હમેલ રહ્યાછે, અથવા દાહડા રહ્યાછે. હવે ઓરતને હમેલ રહેછે ત્યારે આપણને તે શી તરેહ માલમ પડી શકે. જ્યારે કોઈ માણસને તાવ આવ્યો હોય ત્યારે તે તાવની કેટલીએક નીશાનીઓ, જેમ કે ગરમ આંગ, જીભ સુકાઈ ગયેલી, નાડનાં ટકોરા વધારે થાય, પાંણીની તરસ ઘણી લાગે, માથું દુખે પગને કળતર થાએ ઇત્યાદી ચીન્હોથી આપણે વરતી કાહડીએ છીયે; એ પ્રમાણે ઓરતને હમેલ રહેછે એ શોધી કાહડવાને ચીન્હ આ પ્રમાણે છે:—

જે ઓરતને હમેલ રહેછે તેનાં આંગમાં લોહી વધેછે; નાડ ભરેલી અને ઝડપથી ચાલે છે. લોહીનાં ગુણમાં પણ કાંઈ ફેરફાર થાયછે. સ્વભાવ અને સ્વાદ બદલાઈ જાએછે, એટલે કોઈનો સ્વભાવ સારો હોય તેનો ખરાબ થઈ જાએ છે, અને કોઈકનો ખરાબ સ્વભાવ બદલાઈને સારો થઈ જાયછે. કેટલીએકની ભુખમાં પણ વધારો ઘટારો થાય છે. હમેલદાર ઓરતની પીશાબમાંબી કાંઈક ફેરફાર જણાયછે. તેની ચામડીનાં રંગમાં ફેરફાર થાય છે, કોઈ વખત રાતા, કોઈ વખત જરા સાંમલા ડાઘ આંગ અને મુખ ઉપર દેખાએ છે. કેટલીએક ઓરતો હમેલ રહેછે ત્યારે આંગે ભરેલી લાગે છે. અને કેટલીએક સુકાઈ જાએ છે.

કોઈ વખતે પેટમાં ખોરાક પચતો નથી, પેટ કબજ રહે છે, ઉલટી થાય છે, કોઈ વખત જરા આંગ પણ ભરાઈ આવેછે, કોઈ વખતે માથું દુખેછે, અને કોઈ વખત દાંત પણ દુખેછે, તેમજ છાતી પર ડાહજ બળેછે. કોઈ વખતે હમેલદાર ઓરતને મોહડું આવેછે.

**સહુવારે જીવ બગડી આવે છે તે વીશે.**—જ્યારે ઓરતને હમેલ રહેછે, ત્યારે સહવારમાં તેને ઉલટી થાયછે. એ ઉલટી કાંઈ બેહજમીયતથી થતી નથી, પણ તે હમેલ રહ્યાની નીશાની છે. કોઈ વખતે કેટલીએક ઓરતોને હમેલ રહ્યા પછી બે ત્રણ દીવશમાંજ એ નીશાનીઓ

તરત માલમ પડેછે, પણ હમેશ એમ થતું નથી. એ નીશાની ઘણું કરીને હમેલ રેહવા પછી ચોથે અઠવાડીએથી માલમ પડેછે કોઇ વખતે એ નીશાની નવ માસ સુધી જારી રહેછે. પણ ઘણી વખતે ચોથે મહીનેથી બીલકુલ બંધ થઇ જાએછે. કેટલાએક લોકો આ નીશાની બંધ થઇ જાએછે એટલે એમ સમજે છે કે અધુરે મહીને પડી જશે કેટલાએક લોકો એમ કહેછે કે એ નીશાની હોએછે તો સારૂં થાએછે. આ નીશાનીથી કોઇ વખતે ઓરતની ભુખ મરી જાયછે. માશ અને એવાજ બીજા ખોરાક પરથી શોક ઉતરી જાએછે, અને બીજી બીજી ખાવાની ચીજો ઉપર શોક થાએછે, તેને આપણા લોકો "અરજ" કહેછે. અને કોઇ વખતે એ નીશાનીથી પેટ પણ છુટી જાએછે. મોહડું આવેછે તે પણ એજ નીશાનીથી. એક ઓરતને એક વખતે મોહમાંથી ૮૦ આંઉસ લગી લાળ અથવા થુક એક દહાડામાં પડેલી છે.

**દસ્તાનનું બંધ થઈ જવું.**—ઓરતો દસ્તાન બંધ થાએ છે એટલે એમ સમજે છે કે તેઓને હમેલ રહ્યા છે, પણ એ એક નીશાની પર ભરોસો રખાએ નહી; કેમકે કેટલીએક વખત ગર્ભ ધારણ કર્યા પછી ત્રણ અથવા ચાર મહીના સુધી દસ્તાન દેખાયા કરેછે અને પછી બંધ થાએ છે.

એવું બનેલું છે કે ઓરત હમેલદાર હોય ને નવ મહીના સુધી દસ્તાન બેશતી હોય તોપણ તેને પુરે દાહાડે જીવતું બચ્ચું અવતરે છે. કેટલાએક દાખલા એવા પણ બનેલા છે કે, જ્યારે ઓરતને હમેલ રહેછે ત્યારેજ તે દસ્તાન બેશેછે બાકી બીજે કોઇ વખતે બેસતી નથી.

**દસ્તાનમાં થતા ફેરફાર વીશે.**—ઓરત એક બે વખત દસ્તાન બેસતી નથી, એટલે તે પોતે સમજેછે, કે એના શરીરમાં જે ફેરફારને વાસ્તે એ ઇંતેજાર હતી, તે ખુશી જેવો ફેરફાર એના શરીરમાં થયો છે. અને તેની આ નીશાની છે. તેના થાંન તથા છાતી ઘણાં ભરેલા મુલાયમ હોય છે અને તેમાં કાંઇ ગોદા લાગતા હોય એમ લાગેછે. કોઇ વખતે ટીચકીઓ સુજી આવે છે. ઘણું કરીને હમેલ રહ્યા હોય, ત્યાંરથી આઠ અઠવાડીયાં પછી છાતી કદમાં વધે છે, અને કઠણ થાએ છે. અને હાથે દાબ્યાથી તેમાં જાણે ગાંઠ ગાંઠ હોય એમ લાગેછે, અને તેના ઉપર જે લોહીના કાલા રેશાઓ હોએછે, તે તરી નીકલે છે. ટીચકીની આસપાસ ગોલ કાલા રંગની વીટી દેખાય છે, તે ઘેરાવામાં વધેછે. કોઇ વખતે આ સમયે છાતીમાંથી દુધ નીકલે છે. હમેલ રહ્યા પછી બીજા મહીનાની આખરે ટીચકીની ઉપર સોલથી તે વીશ સુધી નાંધલી નાંધલી ફુલીઓ

ઉપસેલી દેખાએ છે. ટીચકીની આસપાસની જે ગોલ વીટી તેહનો રંગ સાંમલી ઓરતમાં વધારે કાલો દેખાએ છે; અને ગોરી ઓરતમાં તેનો રંગ જરા ઓછો ઘેરો હોય છે. એ વીટીનો ઘેરાવો એક ઇંચથી તે દોહડ ઇંચ સુધી જેમ જેમ મહીના વધારે થતા જાએછે તેમ તેમ વધતો જાએ છે. આ ટીચકીની આસપાસના રંગ ઉપરથી પેહલીજ વખતે ઓરત હમેલવાલી હોય ત્યારે તે વરતી શકાએ છે.

છાતીની ઉપર છઠા મહીના પછી સફેદ ચીરાઓ દેખાએ છે. એ ચીરા છાતીના વધવાથી તથા તણુવાથી થાએ છે; અને એ એક વખત થયા પછી હમેશ કાએમ રહે છે.

હમેલ હોએ છે ત્યારે છાતીમાંથી દુધ નીકલે છે; પણ એખલી એ નીશાંની ઉપરથી ઓરતને દાહડા છે એમ વરતી શકાએ નહીં; કેમકે ઘણીક વખત એમ બનેલું છે કે, જે ઓરતને કદી પણ બચાં થયલાંજ નહી, તેની છાતીમાંથી પણ દુધ નીકલે છે.

— જો ઓરતને પેહલીજ વખતે દાહડા રહે, અને તેના થાંનમાંથી દુધ નીકલે તો તેને હમેલ છે, એમ કહીયે તો ચાલે; પણ જેને એક વખત બચ્ચું થયુ છે, તો તેમાં એ નીશાનીનું ઘણું વજન રેહતું નથી; કારણ કે બચ્ચાને ધાવનું મુકાવી દીધા પછીથી કેટલાએક મહીના જાએ છે ત્યાં સુધી તેના થાંનને દાબ્યાથી જરા દુધ નીકલી શકે છે.

પેટ મોટું થાય છે તે વીશે.—હમેલ રહ્યા પછી બાર અઠવાડીઆ બાદ ગર્ભસ્થાન ઉંચુ જતું જાએ છે; અને પછી પેટ દીનપરદીન મોટું માલમ પડેછે. આસરે પાંચમે મહીને ડુટીથી જરા નીચે લગી પેટ મોટું દેખાયછે. છઠે મહીને છેક ડુટીથી પણ ઉંચું દેખાએ છે. આઠ મહીના પુરા થયા એટલે, પેટના ખાડા સુધી ગર્ભસ્થાન ઉંચું થતું દેખાય છે. અને નવમો મહીનો પુરો થવા આવેછે એટલે જાણે છેક પાંશળી સુધી લગભગ દેખાય છે. અને જેમ જણવાનો વખત પાસે આવેછે, તેમ ગર્ભ નીચો જતો દેખાય છે.

જ્યારે થોડા મહીના થયા પછી ગર્ભ મરી જાએ છે, ત્યારે પેટ મોટું થતું અટકી જાએછે, પણ મરી ગએલો ગર્ભ ગર્ભસ્થાનમાં નવ મહીના સુધી રહેછે; આવા દાખલા કોઈ વખતે ડાકટરોને ઘણા ઘભરાટમાં નાંખી દે છે.

પેટ જેમ જેમ મોટું થાએ છે, તેમ તેમ ડુટી પુરાતી જાએ છે; અને છ મહીનાં થાય છે, ત્યારે ડુટી બીલકુલ પુરાઇ જાએછે; અને પછી

થોડા અઠવાડીયા જાએ છે એટલામાં ફુટી પેટની સપાટી બરોબર થઈ જાએ છે, અને દેખાતી નથી.

**ગર્ભની હીલચાલ વીશે,**—ગર્ભ ધારણ કરયા પછી આસરે છ અઠવાડીયાં પછી ઓરતને ગર્ભની ગતી માલમ પડેછે. અંગ્રેજીમાં એ નીશાંનીને "ક્વીકનીંગ" એ નામ આપેલું છે અને તે એમ સમજાવે છે કે "ક્વીકનીંગ" એ નીશાની ઓરતમાં માલમ પડેથા પછી ગર્ભમાં વસનારાં બાળકને પેહલ વેહલો જીવ આવે છે, ખરેખરૂં જુવો તો, ગર્ભમાં જીવ ક્યારે આવે છે, તેનો આપણે મુકરર વખત કહી શકતા નથી. કેટલીએક ઓરતોને ગર્ભની ગતી માલમ પડેછે, એટલે તેઓ એમ નીશ્ચય કરેછે કે તેઓ હમેલવાલી છે; પણ ગર્ભની ગતી બીજા કારણોથી પણ થાએ છે, વાસ્તે એવી રીતની ગતીથી તેઓ ગર્ભવાલી છે, એવો નીશ્ચય ભુલ ભરેલો છે. એ ગતીનું જુદી જુદી રીતથી ઓરતો બયાન કરેછે. કોઈ એમ કહે છે કે જાણે કોઈ ગર્ભમાં કુદતું હોએ એમ માલમ પડેછે, અને કોઈ કહે છે કે જાણે અંદર ટકોરા મારતું હોએ તેમ: અને કોઈ એમ કહે છે કે ગર્ભનાં હાથ અથવા પગ એકાએક લાંબા થવાથી એ નીશાની થાએછે.

**ગર્ભસ્થાંનમાં થતા ફેરફાર વીશે.**—ગર્ભસ્થાંન ગર્ભધારણ કરયા-ની અગાઉ, વજનમાં આઠથી બાર દ્રામ હોએ છે, અને તેની લંબાઇ પોણા ત્રણ ઇંચ, અને પોહોળાઈ બે ઇંચ, તથા જાડાઈ એક ઇંચ હોએ છે. જ્યારે ગર્ભ ધારણ કરે છે ત્યારે પુરે દહાડે ગર્ભસ્થાનનું વજન ઉપર જણાવ્યા કરતાંને ચોવીસગણું વધેછે, અને લંબાઈમાં ઉપર જણાવ્યા કરતાં પાંચગણું વધારે થાયછે. કોઈ વખતે કેટલાંએક કારણોને લીધે આ વજન અને લંબાઈમાં તફાવત પડે છે. કોઈ વખતે ગર્ભસ્થાન ન્હાનો અથવા કોઈ વખતે ગર્ભસ્થાનમાં પાણી વધતું ઓછું હોવાથી ન્હાનું મોટું થાએછે.

ગર્ભસ્થાન જેમ ઉપર જણાવ્યા મુજબ તેની લંબાઈમાં વધતું જાએ છે તેમ તે પોતાની જગાબી બદલતું જાએછે. પેહલા ત્રણ મહીના થયા પછી તે નીચેથી ઉપર આવેલું જણાએ છે, અને એ વખતે ઓરતને પેટ માંહેલા બાળકની ગતી માલમ પડેછે. છઠે મહીને ફુટીની બરોબર સાંઠ દેખાય છે. આઠમે મહીને તે છેક પાંસલીઓ લાગે છે; જણવાને દશ બાર દીવસ હોએ તેમ તે નીચે ઉતરેછે.

જણ્યા પછી ગર્ભસ્થાન સંકોચાવા માંડેછે, અને ધીમે ધીમે પાછું ન્હાનું થતું જાએ છે. જણ્યા પછી બે દાહડામાં તો ઘણું ન્હાનું થઈ જાએછે. બે મહીના બાદ તે પોતાનાં સાધારણ વજન એટલે દોહડથી હડી આંઉસ સુધીનું થાએછે.

ગર્ભમાં રહેલાં પાણીનો ઉપયોગ.—ગર્ભધારણ થયાની શરૂઆતમાં એ પાણીથી ગર્ભને પોશાણ મલે છે. એ પાણીથી ગર્ભની ગરમી સચવાય છે. ગર્ભમાં એ પાણીછે તેથી ગર્ભમાં રહેલાં બાળકને માયનાં હાલવા ચાલવાથી આંચકા લાગતા નથી, ને ઈજા થતી નથી. ગર્ભ માંહેલું પાણી જણતી વખતે ખાંનગી ભાગોને, જેમ લાકડું ચીરીયે છીયે અને ફાંચર મારી ચીરેલા ભાગોને આધા રાખીયે છીયે, તે પ્રમાણે તે ફાંચરની જગો પુરી પાડે છે, એટલે તે ખાંનગી ભાગોનો ખુલાસો કરે છે. એ પાણીનું વજન ઘણું કરીને એક રતલ હોએછે પણ બીજે વખતે ઘણા રતલ હોએછે.

•. ગર્ભ ત્રણ અઠવાડીયાંનો થાએછે ત્યારે આંતરડું અને કલેજું ઉગવાની નીશાની શરૂ થાયછે. બીજે મહીને પગ થાએછે. શરીર વાંકું વળેલું, નસકોરાં ઉગેલાં દેખાયછે. પેટ પાંચમે અઠવાડીયે નાલની જગા મુકીને પુરાઈ જાએછે. માથું ચપટું હોએછે, બરડો ગોલ હોયછે, સાતમે અઠવાડીએ હાંશડી, ને નીચલાં જડબાંનાં હાડકાં બંધાતાંજાએછે; ને પાંશલીઓ ઝીણી ઝીણી દેખાવા લાગેછે; ફુક્ષો તઈયાર થાયછે, ને સફરાની કુલ્લી નાંકાં વીનાની તઈયાર થાએછે. સાતમે મહીને આંખની કીકીઓ દેખાએછે, ને માથું પોચું હોય તે કઠણ થતું જાએછે. હાથ પગ મોટા દેખાય છે; આંગલીયો ને અંગોઠા છુટા દેખાય છે ને નખ સાફ દેખાયછે. ગર્ભસ્થાનમાં બાલકનું માથું નીચું, હાથ પોતાની છાતી પર, ગુઠણ પેટને લાગેલાં, બરડો ખુંધો થઈ ગયલો, ને માંથું છાતીમાં દબાઈ ગયલું, એવી રીતે કુશાદે જગોમાં રહેછે.

પુરા દહાડાના ગર્ભની હીલચાલ.—જો ગર્ભ પુરા દહાડાનો હોયછે તો, બાળક જનમેછે ત્યારેજ રડેછે, અને અવયવ પોતાની શક્તી પ્રમાણે હીલવે છે. તેનું શરીર સાફ લાલ હોય છે. મોહડું, નશકોરાં, આંખનાં પોપચાં, અને કાન બરોબર ઉઘડેલા હોયછે. માથાંનાં હાડકાં કઠણ હોયછે. તાલવાંનો ખાડો મોટો હોતો નથી. બાલ, ભમાં, અને નખ પુર્ણ હોયછે. તેનાં પેટમાંથી જણુમ્યા પછી થોડા કલાકમાં મેલ છુટો બાહેર પડછે. તે ધાવી શકછે અને ધાવણું પચાવી શકછે.

**પુરા દાહડાનો ગર્ભ નહીં થયો હોય તેની હીલચાલ.—** અપૂર્ણ ગર્ભની લંબાઈ તથા કદ ન્હાનું હોયછે. જનમ્યા પછી, તે પોતાનાં અવયવ હીલવી શકતું નથી, અને કદાચ હીલવે તો ઘણાજ ધીમેથી. તેનાંમાં ધાવવાની શક્તી નથી હોતી; માટે તેને હાથથી ઉછેરવું પડેછે. તેનાં શરીરની ચાંમડીનો રંગ ઘણોજ સુર્ખ યા રાતો હોયછે, અને તેપર કાલાં લોહીની નલી તરી આવેલી દેખાયછે. તેનાં માંથાંપર બાળ થોડા થોડા હોયછે; અને નખ અપૂર્ણ હોયછે; તેનાં માથાંનાં હાડકાં નરમ હોયછે અને તાલવાંનો ખાડો મોટો હોયછે. તેની આંખનાં પોપચાં, મોહડું, અને નસકોરાં બંધ હોયછે. તે આખો દીવશ ઉંગાયા કરેછે અને તેનાં શરીરની સ્વભાવીક ગરમી બરોબર હોતી નથી, ને તેને ગરમી રાખવાની ગોઠવણ કરવી પડેછે. તે પીશાબ અથવા ઝાડો અપૂર્ણ રીતે કરી શકેછે.

કેટલાક લખી ગયા છે કે, જો ઓરતની ઉંમર કરતાં ધણીની ઉંમર ઓછી હોયછે તો, તે ઓરતને છોકરી ઘણી થાયછે; અને જો ધણીની ઉંમર તેનાં કરતાં વધારે હોયછે તો, તેને છોકરા વધારે થાયછે.

ખોરાક.—કેટલાએક લોકો એવું વીચારેછે કે, હમેલદાર ઓરતને વધારે ખોરાક જોઈયેછે, અને તેનું કારણ એ બતાવેછે કે, ગર્ભસ્થાનમાંનાં બાળકને તેથી ઉછેરવામાં મદદ મલે, પણ એ મોટી ભુલછે; અને એ પ્રમાણે સમજીને વધારે ખોરાક લીધાથી પેલી હમેલદાર ઓરતને પોતાની તંનદરોસ્તીમાં, અને તેનાં ગર્ભસ્થાંનમાં વસનારાં બાળકને નુકશાન થાયછે. ખરેખરૂં જોતાં કુદરતી કાયદા મુજબ જ્યારે તેને હમેલ નહી હોય, તે વખતનાં કરતાં જ્યારે હમેલ હોયછે, ત્યારે થોડો ખોરાક લેવાયછે. ખોરાક માત્ર વખતસર અને સાદો લેવો જોઈએ; અને જે પ્રમાણે ઓરતને હમેલ નહી હોય અને જેટલો ખોરાક પોતાનાં પોશાણ સારૂં લેતી હોય તેટલોજ અને તેવોજ ખોરાક હમેલ રેહવા પછી થોડા દાહાડા સુધી ચાલુ રાખવો જોઈએ;—કોઈ વખતે કેટલીએક ઓરતો નાજુક તથા તેમની તંદરોસ્તી નબલી હોયછે, પણ તે હમેલ રેહવા પછી મજબુત થાએછે, અને તેની ભુખ વધેછે, તથા તે પોતામાં શરીરને પોશાણ મલવા સારૂં વધારે ખોરાક માંગેછે; પણ એવી વખતે ખોરાક આપવાની ઘણી ખબરદારી રાખવી જોઈએ છે. ખોરાક જેમ બને તેમ નિયમીત વજનનો, અને પોશાણ કરનારો આપવો જોઈએ. કેટલીએક ઓરતોનાં મન અતીશે ખોરાક ખાવા ઉપર થાયછે, પણ તેથી અંતે નુકશાન થાયછે. પેટમાં ખોરાક પચી શકે તેનાં કરતાં વધારે તેમાં

રાખ્યાથી પેટ બગડેછે, અને આજાર પેદા થાયછે. પછી તેની તનદ-રોરતી છેક ખરાબ થાયછે, અને જણ્યા પછી પણ તેની તનદરોસ્તી સારી રેહતી નથી; દમનાં રોગનું બી બાળકમાં રોપાયછે.

દારૂ—પીવાનું આએ વખતે મોકુફ રાખવું જોઇયે; કેમકે તે નુક-શાન કરનારો છે. આ વખતે લોહીનો જુસ્સો આંગમાં વધારે હોયછે, તેને આપણે ઓછો રાખવો જોઇએ; વાસ્તે દારૂ અથવા તેવીજ બીજી ઘણુંજ લોહીનો જુસ્સો વધારનાર ચીજો આપીયે તો તેથી તે નકાંમો વધી પડે, અને તેથી તે ઓરતને નુકશાન થાય. ગમે તેવી નબલાઈ મા-લમ પડે અને જીવ સુરત થઈ ગયો હોય, અને જીવને ગમતું નહીં હોય, તો પણ હરગેજ દારૂ લેવો નહી. કદાપી જો દાકટર લેવાની ભલાંમણ કરે તોજ લેવો.

પેટને સારી હાલતમાં રાખવા વીશે.—પેટ જે હમેલ રેહવાની અગાઉ બરોબર આવતાં રહેછે, તે હમેલ રેહવા પછી જરા કબજીયાત પર આવેછે; પેહલ વેહલા મહીનાઓમાં કબજીયાત થવાનું કારણ એ કે ગર્ભમાં ક્રીયાઓ થાયછે; પણ પાછલા મહીનામાં કબજીયાત થાયછે. તેનું કારણ એ કે હમેલવાલી ઓરતથી જેટલી કસરત થવી જોઇએ, તેટલી થતી નથી; તથા ઉગતા ગર્ભનાં આંતરડાં ઉપર ભાર પડેછે તેથી થાએછે. પેટને હમેલ હોય તે વખતમાં સાફ રાખવું એ અતીશય અગત્યનુંછે. જો પેહલ વેહલા મહીનાંમાં કબજીયાત ઘણી હોયછે તો તેથી ઓરત અધુરે માસે જણેછે; જો પાછલા મહીનાંમાં કબજીયાત વધારે હોયછે, અને પછી જણેછે, તો તેને જણતાં ઘણી વાર લાગેછે, તથી જણતી વખતે વધારે બેચેની લાગેછે.

કસરત વીશે.—કેટલાએકોનો એવો વીચાર છેકે, હમેલ રેહવા પછી પેહેલા મહીનાંઓમાં કસરત કીધાથી નુકશાન થાયછે, પણ એ વીચાર ભુલ ભરેલો છે. જે ઓરતને અગાઉ અધુરે માસે ગયુંછે, તેવી ઓરતને કસરતથી નુકસાન થાયછે એ વાત ખરીછે; પણ જે ઓરતમાં એવું બન્યું નથી, તેવી સઘલી ઓરતોને કસરત ઘણી કામનીછે; કેમકે તેથી જણવાની ક્રીયાને મદદ મલેછે, અને ફાયદાકારક થઈ પડેછે. પેહલા છ અથવા સાત મહીના થયા હોય તે વખતમાં સેહેજ અને ઘડી-ઘડી ખુલ્લી હવામાં હીલચાલ કરવી, ઘેરનું થોડું, કામકાજ કરવું એ અગત્યનું છે. ખુલ્લી હવામાં ફરવાથી ઓરતની તનદરોસ્તી સારી રેહેછે એટલુંજ નહી પણ પેટ માંહેલાં બાળકનેબી સારૂં થાયછે.

**અધુરે જવા વીશે.**—જેવી અધુરે જવાની ટેવ ઓરતની તનદરોરતીને ખરાબ કરેછે, તે પ્રમાણે કાંઇ બીજું દરદ કરતું નહી હશે. એથી જે ઘણાં ભયંકર પરીણામ નિપજેછે તે એ છે કે—શરીર પોતાની સ્વભાવીક શક્તી ખોય છે; અને એથી બગડેલી તંદરોસ્તી ફરી સમરશે એવી ઉમેદ તદન રેહતી નથી; અને ઘણી વખતે એથી દેહનો ઘાત કરે એવા રોગોનાં મુળ ઓરતનાં શરીરમાં દાખલ થાયછે. એક વખત અધુરે જવાની ક્રીયા શરૂ થવા પછી ડાકતરથી તેનો અટકાવ મુશકેલીએ થઈ શકેછે; પણ જો ઓરતને તેને અટકાવાના ઉપાયનું જ્ઞાન હોય તો તેને વખતસર કામે લગાડવાથી પોતાની તંદરોરતીને ભયંકર રોગનાં પંજામાંથી બચાવી શકેછે, એટલુંજ નહી પણ પોતાના ગર્ભનો, એટલે બાલકનો, જીવબી બચાવી શકેછે.

કયે વખતે અધુરે જવાનું બનેછે તે ચોકશ કહી શકાતું નથી. કેટલાંકોને ગર્ભ ધારણ કીધા પછી ત્રણ અઠવાડીઆંમાં અધુરે જાયછે; પણ ઘણું કરીને આઠ અને બાર અઠવાડીઆંની વચમાં એ અધુરે જવાનું બનેછે.

**અધુરે જાયછે તેનાં ચીન્હો વીશે.**—જો ગર્ભ ધારણ કીધો હોય તે દરમ્યાનમાં જો ઓરત સુરત જણાતી હોય, અને નાહીંમત દેખાતી હોય અને એમ થવાનાં કાંઇબી કારણ નહી સુઝતાં હોય; અને તે સાથે કાંઇ બેહોસ થવાનાં ચીન્હો દેખાતાં હોય, વલી પીઠ કમર અને ઢગરાં આગલ અવારનવાર દુખારો થયા કરે, એવાં જો ચીન્હો જણાતાં હોય તો તે અધુરે જવાનાં સમજવાં. જો આ નીશાણી માલમ પડયા પછી થોડા વખતમાંજ દસ્તાન દેખાય તો ખચીત સમજવું કે ગર્ભ પોતાને પોષણ કરતાં વસ્તુથી જુદો પડયો છે. અને પછી જો કમરમાં અને ઢગરાં ઉપર દુખતુ વધારે દેખાય, અને તે વધતુંજ જઇને સેવટે તીક્ષણ અને નહી ખમાય એવું બને અને વલી દસ્તાનબી વધતું જતું જણાય, તો તે ઉપરથી ખચીત વરતવું કે હવે ગર્ભસ્થાનમાં ગર્ભ પોષણ વગરનો પડેલો છે; અને આખરે તે થોડા વખતમાં બાહેર પડેછે. પણ એ કરમઈ ગયેલો ગર્ભ ઉતાવલે બાહેર નહી પડે, અને તેમ થવાને ઘણા દાહડા લાગે, તો તે મુવેલો છે એમ, થાનો બેશી ગયાં હોય તે ઉપરથી, પેટ અને આંતરડાનાં કામ કાજ બરોબર નહી થતાં હોય તે ઉપરથી, અને દસ્તાન તરેહવાર રંગનું અને ગંધક મારતું પડવા ઉપરથી, સાબેત થાયછે.

**શું શું કારણોથી અધુરે જાએછે તે વીશે.**—અધુરે જવાનાં કારણો ઘણાં છે. તેઓ અકસ્માત બનાવથીબી બનેછે, અને કાંઈ શરી-

રની ક્રીયામાં બીગાડો થવાથીબી બનેછે, એમાંથી થોડાંક કારણો ટુંકામાં જણાવીએ છીએઃ—

ગર્ભવાલી ઓરત એકાએક પડી જવાથી ગર્ભને ધક્કો લાગેછે તેથી, અથવા પેટ ઉપર મુક્કી લાગવાથી ગર્ભ અધુરે જાયછે.

જહાદ કસરત, એબી અધુરે જવાનું એક કારણછે. નાચવું, અને ઘોડા ઉપર બેસવું, ઉતાવલે ચાલવું, ભારી બોજો નીચાં વલીને ઊચકવો, અને એવીજ બીજી જહાદ કસરતોથી તેના જ્ઞાનતંતુઓ થાકી જાયછે; અને તેનાં લોહીમાં બીગાડ થાયછે; અને તેથી પોતાના ગર્ભને નુકશાન થાયછે; એટલે ગર્ભ અધુરે જવાની પીડા તેને ખમવી પડેછે.

જહાદ જુલાબ અને ઊલટી, એથીબી અધુરે જવાનું થાયછે. હમેલની વખતે પેટની કબજીઆતનું કારણ જાણ્યા વીનાં ડાકતરની હલુ-સે સખત જુલાબો મંગાવીને પીવાથી એ મોહકાણ વલેછે, અને તેમજ ઉલટીની દવાઓનાં બાબમાંબી બનેછે.

મનના સખત જુસ્સાઓ, એબી અધુરે જવાનાં કારણો થઇ પડેછે. ઓરતના મનમાં કાંઇ એકાએક ફેરફાર થવાથી માઠાં પરીણામ નીપજે છે. એકાએક કાંઈ મનનો જુસ્સો થઇ આવે એવી બીનાથી, અથવા જેથી મનનો જુસ્સો એકદમ દબાઈ જાય તેથીબી અધુરે જવું થાયછે. એકદમ ઘણી દલગીરી, ઘણો અફસોસ ને ઘણી ચીંતાબી અધુરે જવાનાં કારણો છે.

અધુરે જવાની ધાંચ પડેછે તે વીશે.—કાઇક ઓરતોને હમેલ રહ્યા પછી ચોકસ વખતે અધુરે જવાની ધાંચ પડી જાયછે. તેનાં શરી-રની હાલતજ એવી થઇ જાય છે કે, થોડા વખત તેનો ગર્ભ સારી પેઠ વધતો જાયછે, અને પોતે તંદરોસ્ત અને સારી દેખાયછે; પણ એટલામાં તે ચોકસ વખત પાસે આવેછે, અને પછી કાંઇ નજીવું બાહનું થતાંજ ગર્ભ અધુરે જાયછે.

વલી ઉપર લખી જણાવેલાં કારણો શીવાય કાંઇ શરીમાંનીજ અ-જાયબ જેવી ખાશીએતને લીધે, તથા ગર્ભાવસ્થામાં ઓરતને દસ્તાન જયા કરેછે તેને લીધે, તથા હરસના મસા ઘણા દુજતા હોય, અને તેથી કરીને ઓરતના શરીરમાંથી લોહી ઘણું જતું રહ્યું હોય તેને લીધે, તથા ઓરત ઘણી મોટી ઉમરે પરણેલી હોય તેને, અને એવાંજ બીજાં કાર-ણોને લીધેબી અધુરે જવાનું થાયછે.

**અધુરે જવાનું અટકાવાના ઉપાયો વીશે.**—જે ઓરતમાં એક વખત હમેલદાર થયા પછી અધુરે જવું થયું છે, તે જ્યારે ફરીથી હમેલ-

દાર થાય ત્યારે તેને પોતાની તંદરોસ્તી સુધારવી તથા મજબુતાઈ મેલવવી ઘણી જરૂરનીછે. એ કામ કરવામાં અલબતાં દવાની જરૂરછે; પણ ઘણો ખરો સુધારો તો તંદરોસતીની માવજત ઉપર આધાર રાખેછે.

પેટને સાફ રાખવું એ ઘણું જરૂરનું છે. ઘણી વખતે કબજીઆત માલમ પડેછે પણ તેને વાસ્તે સખત જુલાબો વગર સમજવે લીધાથી ગર્ભસ્થાન નબળું પડી જાયછે, અને તેથી તેમાં રહેલી વસ્તુ પુખ્ત થવાની અગાઊ બાહર તુટી પડેછે; માટે એ વાત ધ્યાનમાં રાખવી. ગરમ પાણી ભરેલાં ટબમાં બેસવાથી પેટ સાફ આવી શકેછે, અને જો કોઈ વખત સેહેજ એરંડયાંની જરૂર જણાય તો તે વજનમાં એક મોટો ચમચો ભરીને લેવું; પણ સખત જુલાબો લેવાની બેવકુફાઈ કદીબી કરવી નહી.

ખોરાક વજનમાં થોડો પણ ઘણી પુષ્ટી આપે એવો લેવો. ઈંડાં, મરગી, મટન, ઈત્યાદીનો માસનો ખોરાક શરીરને ઘણી શક્તી આપેછે, તે લેવો જોઈએ. ખોરાકને ધીમે ધીમે ખાવો અને સારી પેઠે ચાવવો જરૂરનોછે. માંછલી બનતાં સુધી ખાવીજ નહી, કેમકે તે ઘણીવાર લીધાથી પેટમાં અતીશય કચરો એકઠો થાયછે. ઉપર જણાવેલા માસના ખોરાક સાથે પટેટા, ચાવલ, પાંઊ, બીસકીટ ઈત્યાદીબી લેવું અને કુમળી ચાહ પીવી. માસનો ખોરાક જો જરપત થાયતો દીવશમાં બે વખત લેવો પણ તે થોડો લેવો, પણ રાતનાં કદીબી તેનો ઉપયોગ કરવો નહી. જમયા પછી એકદમ તુરત સુઈબી જવું નહી, પણ એજ વખત વાતચીત કરી અથવા વાંચીને પછી આરામ લેવા જવું. અને વેહલાં સુઇને વેહેલાં ઉઠવું, અને શુવા બેસવાનુ મોટા હવાવાળા ઓરડામાં બનતાં સુધી રાખવું.

ટબમાં બેશીને નાહવાથી ઘણો ફાયદો થાયછે, એમ બે વખત આસરે પાંચ પાંચ મીનીત બેશવું.

પોતાની શક્તી મુજબ જરા કસરત કરવી; બને તો ખચીત પગે ચાલીને, અથવા નહીતો ખુલ્લી ગાડીમાં બેસી ફરી આવવું.

હવાનો ફેરફાર કરવો અતીઘણો અગતનો છે, અને તનદરોસ્તીને સુધારવાનું એ ઘણુંજ મજબુત સાધનછે. જેને અધુરે પડવાની ધાંચ પડી હોય તેને હવાને ફેરફાર ઘણોજ ફાયદો કરેછે. કેટલીએક ઓરતોમાં બીજા ઉત્તમ ઉપાયોથી જે એ અધુરે જવાનો રોગ મટેલો નથી, તેઓનો રોગ ફક્ત દરીઆ કીનારે હવાનો ફેરફાર થોડા મહીના સુધી કીધાથી નાશ પામેલો જણાયોછે.

વળી જેમ બને તેમ જે ઓરતને અધુરે જવાની ધાંચ પડી હોય તેને જે મહીનામાં તે અધુરે ગઇ હોય તે વખતથી ત્રણ મહીના જતા રેહ ત્યાં સુધી હમેલ નહી રેહ તેની તજવીજ જરૂર રાખવી. એક વખત અધુરે ગયું એટલે તુરતજ ખાવંદ પાસ જવાની ઉતાવલ કદીબી કરવી નહીં, નહીતો જીવ જોખમમાં આવવાના પુરતા સંભવો રેહશે; ઓછામાં ઓછા ચાર મહીનાબી ગુજરવા દેવા જોઇએ.

ઉપલી સઘલી તદબીરોથી એવી ઓરતની તનદરોસ્તી ઘણી સુધરશે. પેહલાં જે ભુખ બરોબર નહી લાગતી હતી તે હવે લાગશે; પેટ અને આંતરડાંની હાલત સુધરશે; આખી રાત સરસ ઊંઘની લેહેર ભોગવશે; અને આગલની પેઠે પીલાયા કરશે નહી.

જે કારણોથી અધુરે જાયછે તેનો અટકાવ કરવા વીશે.—એવી પાંજી અર્થવા ધાંચવાલી ઓરતે એલાહેદું એખલું સુવું; ખોરાક ઘણો સંભાલીને લેવો, પેટ સાફ રાખવું અને કબજીયાત થવા દેવી નહી; ટબમાં બેસી નાહવું; સેજ કસરત કરવી; પણ તેથી થાક ચહડવા દેવી નહી; અને જ્યારે અધુરે જવાનો વખત નજદીક આવે ત્યારે કેટલાંએક અઠવાડીઆં આગમચથી કોચ ઉપર પડી રેહવું. રાતે સુવા વેહલું જવું; સુવાનો ઓરડો ચોખ્ખો અને હવાવાલો રાખવો; જેવું કમરમાં દરદ થવા માંડે તેજ વખતે ડાકતરને બોલાવી તેની સલાહ લેવી અને એ દુખારો નરમ પડ્યા પછીબી કેટલાએક દીવસો સુધી કોચ ઉપર સુઇજ રેહવું. અધુરે પડવાનો સરેસ્તાનો વખત વીતી ગયા પછીબી પાંચ સાત અઠવાડીઆં સુધી ઉપર લખેલી સઘલી તદબીરો ધ્યાનમાં રાખવાથી તે અધુરે જવાનો રોગ જતો રેહશે, તેની તનદરોસ્તી સુધરશે, તેનું ગર્ભસ્થાન મજબુત થશે, અને બીજી વેલા તેને ગર્ભ પુખ્ત થઇ પુરે દાહડે જન્મ પામશે.

જણતી વખતની જરા આગમચ થોડીએક નીશાણીઓ થાયછે તે વીશે.—એ નીશાણીઓ એ છે કે—ગર્ભ નીચે ઊતરવા માંડતો હોવાથી પેટ નાંઘલું થઇ જાયછે. એ ફેરફાર કેટલીએક ઓરતોમાં જણવાની અગાઊ થોડાક દાહડામાં, તથા કેટલીકોમાં એક રાતમાં અથવા થોડા કલાકમાં માલુમ પડેછે. એ નીશાણી માલમ પડે એટલે જાણવું જે જણવાનો વખત નજદીક આવ્યોછે. ઓરતનું પેટ મોટું હોવાથી તેને દમ લેવા હરકત પડતી હતી, પણ હવે તે અડચણ દુર થવાથી દમ સેહેલાઇથી લેવાયછે, આગલની બેચેની નીકલી જાયછે, અને તેને પોતાને જાણે હલકી થઇ ગઇ હોય એવું લાગેછે. પેહલાં, ફુક્કા ઉપર

નીચલાં આંતરડાંનું દબાણ હોવાથી તેને પીશાબ કરવામાં હરકત પડતી હતી, પણ હવે તે હરકતથી દુર થઈ જાયછે.

કેટલીએક ઓરતોને જેમ દાહડા પુરા થવા આવેછે તેમ જણતી વખતના જેવું દુખ એટલે ગર્ભવેદના થાયછે. દુખારો સઘલો જણતી વેળાના જેવોજ થાયછે પણ તે ખરેખરો તેનોજ દુખારો સેવટે સાબેત થતો નથી. એ જુઠા દુખારો જણવાની દશ અથવા બાર દીવશ આ-ગમચથી શરૂ થાયછે, અને પછી તે જારી રેહછે; અથવા થોડા વારમાં ઉડી જાયછે, ત્યારે તે 'વશમઈ ગયલું' કેહવાયછે.

ખરેખરા અને ખોટા દુખારા વચ્ચેના ફુરકો.—ખરેખરૂં જે જણતી વખત દુખેછે અને કોઈ વખત ખાલી પેટમાં દુખેછે તે બેની વચ્ચેના કેટલાએક તફાવતો નીચે મુજબના છેઃ—ખોટું પેટમાં દુખવાનું પુરા દાહડા થવાની બે ત્રણ અઠવાડ્યાં આગમચથી થવા માંડેછે, પણ ખરેખરૂં જણતી વખતનું દુખવાનું પુરે દાહડે થાયછે; જ્યારે જુઠું પેટમાં દુખેછે ત્યારે દસ્તાન દેખાતું નથી, પણ ખરેખરાં દુખવામાં તે દેખાયછે; જુઠા દુખારો ઉડતો હોયછે, એટલે તે જાંગ ઉપર, પેટ ઉપર, આંતરડાં ઉપર, અને જગો જગોએ માલમ પડેછે, પણ ખરેખરૂં દુખવું પીઠપર-થીજ શરૂ થાયછે; જુઠા દુખારામાં પેટમાં ખેંચતાણ થતી હોય એમ લાગેછે, પણ ખરેખરામાં તો અમળાતું હોય એમ જણાયછે; ખોટો દુખારો બબે કલાકે, પા કે અરધો કલાક ચાલુ રહી, પાછો ગુમ થઈ જાયછે, અને વળી પાછો ગમે તે વખતે શરૂ થાય, પણ ખરેખરો જણતી વખતનો દુખારો તો ચોકશ વખતને અંતરે થયા કરેછે, અને જેમ જેમ જણવાનો વખત પાસે આવતો જાયછે તેમ તેમ તે વધતો જાયછે; પણ એ સઘલા ઉપરાંત એક મુખ્ય ધ્યાનમાં રાખવા જોગ તફાવતતો એ છે કે ખોટા દુખારાની વખતે દસ્તાન દેખાતું નથી અને જો દેખાય છે તો થોડું અને તેબી કવચીત, પણ ખરેખરી વેદનામાં દસ્તાન સો વસા દેખાયા વગર રેહતું નથી.

એ ખોટા દુખારાનાં કારણો એ છે કે—પેટની ચાલુ રેહેલી કબ-જીઆત, અથવા ઘણું પેટનું છુટી જવું; પેટમાં જમાવ થયલો વા; ઘણો થાક; ફીકર ઈત્યાદી; માટે એવાં કારણો જેમ બને તેમ અટકાવવાં એટલે એ ખોટો દુખારો થશે નહી.

ડાંક્ટર આવે તે આગમચ ઓરત જણે ત્યારે શું કરવું તે વીશે.—એવે વખતે તે જણનારીની આસપાસના સઘલાં સગાં વહા

શટમાં પડી જાયછે, પણ તેમ ધભરાવાનું કંઈબી કારણ નથી. જો કાંઈ ઘટતી અને જરૂરજોગી સંભાલો રાખી હોય અને તૈયારીઓ કીધી હોય તો કુદરત પોતાનો રસ્તો વગર અચકવે લેશે. એવે વખતે જો જણનારી પોતાનાં બીછાણાં ઉપર નહી હોય તો તેને તાકીદથી બીછાણાં ઉપર લાવવી. બાળક જનમ્યું એટલે તેનાં મોહડાં ઉપર હવા આવે તેમ તેને મુકવું. બાલક જનમ્યા પછી ઓરતને એક અથવા બેવાર દુખશે, અને પછી ઓરબી નીકલી જશે. હવે ઓર નીકલી કે નાળ બાંધવો અને પછી કાપવો. એ બાંધવાની રીત એ છે કે—પાંચ કે છ વડનો સુતરનો દોરો લેવો, અને તેને બાળકની દુટીથી ત્રણ આંગળ દુર બાંધવો, પણ તે એવી રીતે કે તેથી એ નાળ કપાઈ નહી જાય. હવે એવા બે દોરા બાંધવા અને તેની વચ્ચે વચ નાળ ઉપર કાપ મુકવો, અને પછી બાળકને ફલાનેલનાં કપડાંમાં વીટલવું, અને ઓરતના પેટને પાટો બાંધવો. પણ એ સઘલું જહદપથી પણ શાંત મને કરવું, અને ફોકટનો ધભરાટ કરવો અને બુમાટા પાડવા નહી.

આંગ સાફ રાખવાની ભારે મોટી અગત્ય છે, પણ સુવાવડીને સરદી પોંહચે એવી બીહીકથી તેમ કરવામાં આવતું નથી. જેવી ઓરત જરાકબી શક્તીવાન થાય તેવુંજ તેણીના આંગ ઉપર સરકા સાથ ભેળેલાં ગરમ પાણીમાં બોળેલાં વાદલાં ફેરવવાં અને પછી લુછી નાખવું. આખા બદન ઉપર એકી વખતે એમ ફેરવવાં નહી પણ એકેક પછી ભાગો ઉપર ફેરવવાં; એમ કીધાથી સરદીબી થશે નહી.

ખોરાક તથા બીજી બાબદોની તજવીજો વીશે.—જણ્યા પછી આગલના કરતાં ખોરાક થોડો અને પચી શકે એવો લેવો; કેમકે નહીતો, પુરતી કસરત નહી કરી શકાયાથી, તે પચી શકતો નથી. સુવાવડીને ગરમ ખોરાક આપવો, ગરમ ઓરડામાં રાખવી, અને ગરમ પોશાક પેહરાવવો નુકસાનકારકછે. તેણીનાં શરીરને આરામ અને મનને ચેન મળવું જોઈએ છે. ચોથે અથવા પાંચમે દાહડે જો શરીર તનદરોસ્ત હોય અને પેટ સાફ આવતાં હોય તો ગોસનું અને મરઘીનું ખાણું લેવું તથા જવનું પાણી પીવું. સુવાવડની ઓરડી જરૂર રોશણીવાલી અને હવાવાલી અને કુશાદ હોવી જોઈએ.

---

## ઓરતના થાનનું દુધ વધારવાનો એલાજ.

જો બાળકને જણુમ આપ્યા પછી પુરતું દુધ ઓરતના થાનમાં નહી આવતું હોય તો સફેદ તલ અધસેર લઈને તેને કુટીને આટો બના-

વવો અને તેમાં એક બાટલી પોર્ટવાઈનની નાખીને તે મેલવણી બાર કલાક સુધી ભીંજવી રાખવી અને પછી તેને ચોળીને ગાળી કાહડવી અને તેમાંથી એકેક ગલાસ દીવસમાં ત્રણ વખત પીવું, અને પેલો તલનો કુચો જે રેહ તે થાન ઉપર બાંધવો. અથવા "કલેબાર બીન" (Calabar bean) તથા એક આંઉસ સાદો મલમ અથવા સાદું ઘી, એ બેઉ સાથે મેલવીને તેનો મલમ બનાવી દીવશમાં બેવાર થાન ઉપર ચોપડવાથી ઘણો ગુણ થશે. પણ એ દવા ચોપડયા પછી થાનોને બરાબર સાબુએ ધોઈ નાંખયા વગર કદીબી બચાને ધવાડવા જવું નહી; કારણ કે એ દવા ઝેરી છે.

અથવા, નીચલી જીનશોને ખુંદીને બારીક કરીને ભરી રાખવી, અને તેમાંથી દોઢથી બે તોલા સુધીની ફાકી દરરોજ સહવારના ફાકવી, અને તે ફાકીને પા સેર અથવા અધસેર દુધ બકરીનું પી જવું:—

| | |
|---|---|
| ગાજરનાં બીજ...................... | આંઉસ ૧। |
| કાંદાનાં બીજ...................... | આંઉસ ૧ |
| સલગમનાં બીજ...................... | આંઉસ ૧। |
| મુલાનાં બીજ...................... | આંઉસ ૧ |
| સુવા...................... | આંઉસ ૧ |
| વરીઆલી...................... | આંઉસ ૧॥ |
| ભુંજેલા ચણા...................... | આંઉસ ૧॥ |

અથવા, સફેદ ચણા એક તોલો લઈ તેને અધસેર ગાયના દુધમાં ભીંજવી મુકવા અને સહવારે તે દુધ ગાળી કાઢીને સાકર નાંખીને પીવું.

અથવા, જંગલી તુલસી ત્રણ તોલા વાટીને તેનો રસ કાહડવો અને તેમાં ચાર તોલા કડવા વાલનો આટો નાખવો, અને એ બેઉને મેલવીને તે થાન ઉપર લગાડ્યા કરવું.

થાન ઉપર થતા વરમ અથવા સોજા માટે જુવો સફો—૯૧મો.

---

## બાળકોનાં દરદો.

### દાંતનું ફુટવું.

(Teething=ટીથીંગ.)

નીશાનીઓ.—બાળક બેચેન બને છે; તેનાં મોહડાંમાંથી થુક ઘણી ગળ્યા કરેછે, પારાઓ સખત અને સુજેલા થાયછે, અને

ગરમ લાગે છે; દબાવાથી અથવા ઘસારો થવાથી દાંતમાં થયલું દુખ નરમ પાડવા માટે બાળક પોતાનાં આંગળાંઓ અંદર દાબીને ફોકટની તજવીજ કરેછે; આંગ ગરમ થઈને તાવ ચહડી આવે છે; અને જો પારા નહીજ ઉઘડે તો ફેફસાં અને ભેજાં ઉપરબી તેથી માઠી અસર થાયછે. કોઈ વખત માથાંમાં પાણી થાયછે, અથવા નહી તો અંચીતાં થઈ આવેલાં ઉપલ્યાંનાં આંચકાઓમાં બાળકનો અંત આવે છે. કોઈ વખત ઝાડો આવેછે, અને તે જો થોડો હોય તો અટકાવવો નહી કેમકે તેથી માથાંનું દરદ નરમ પડે છે; પણ કોઈ વેલા તે એટલો તો આવે છે કે અટકાવી શકાતો નથી અને તેની અસરથીબી બાળક મરણ પામેછે. દાંત આવતી વેળાએ કોઈ વખત મોહડાં ઉપર ઝીણી છાંતોબી દેખાયછે; બાળક ચીરડાઉ અને રડતું થાય છે; ઊંઘમાંથી ચીચીઆરી પાડતું જાગી ઉઠ્યા કરેછે અને પોતાનાં આંગળાં મોહડાંમાં ઘકેલતું જણાયછે.

દાંતો ઘણું કરીને છઠે અથવા સાતમે મહીને ફુટવા માંડેછે. પણ કેટલાક કેસોમાં તો બીજા મહીના જેટલા વેહેલા ફુટેછે.

ઈલાજો.—પેહેલાંતો ઉલટી લાવવા માટે "ઈપીકેકુઆના" (Ipecacuanah) નો બાળકને બર આવે એટલો ભાગ આપવો; પારાઓ ઉપર "સીરપ આફ પાપીઝ" (syrup of poppies) જરા ચોપડવું અથવા જરા મધ મસલવું; અને એરંડીયાંનો તે બાલકને લાયકનો જુલાબ આપવો. જો ઉપલ્યું થઈ આવે તો તુરતજ તેને ગરમ પાણીનાં ટબમાં બેસાડી દેવું, અને માથું પાણીની બાહેર રાખવું, ઝાડો હમેશાં સાફજ આવતો રાખવો, બાળકને ખુલ્લી હવા ખવડાવવી, અને તેને સરસ દુધ આપવું. સુજેલા પારા ઉપર માખણ ચોપડવાથીબી ગુણ થાયછે. જો બાલક ઘણુંજ દુખી થતું માલમ પડે તો પારાઓને નસતર વડે ચીરાવવા, અને લોહી બંધ કરવા માટે સેજ "ટીંકચર આફ મર" (Tincture of myrrh) ને થોડી ભેળેલાં પાણીમાં ભેલી તે પાણીમાં બોલેલું કપડું પારાઓ ઉપર ફેરવવું જો ઝાડો ઘણોજ આવતો માલમ પડે તો પેટ ઉપર ગરમ શેક કર્યા કરવો, અને અલસીના આટાની પોટલીસ બાંધવી, અને "કમપાઉન્ડ પાઉડર આફ ચાક" (Pulv. Cretœ Co.) ત્રણ ગ્રેન લઈને તેને સાકરના શીરામાં મેલવીને ચટાડવું; અથવા, એને બદલે "કમપાઉન્ડ પાઉદર આફ કાઈનો" (Pulv. kino Co.) બે ગ્રેન જેટલો ફકાડવો. બચ્ચાંના હાથમાં આંગલ્યું હાથીદાંતનું અથવા કોઈ સારી જાતનાં લાકડાંનું આપી રાખવું. અને તેની માતાએબી અવાર નવાર પોતાનાં નખોની અણી વડે પારાઓ ઘસતા

રેહવું, તેથીબી બચાંને કરાર વળેછે. અને છેલ્લે, માતાએ તેમજ આયાએ યાદ રાખવું કે એ દરદની વેલાએ બચાંને ગરમ પાણીએ નહવાડવાના જેવો બીજો સરસ કોઈ એલાજ નથી, અને તે ઉપાય અવારનવાર અચીત કરવો.

---

## ઉપલ્યું અથવા તાણુ.

( Convulsions=કનવલઝન્સ. )

ઉત્પતીનીનાં કારણો.—કરમ, દાંતનું ફુટવું, અજીર્ણ, તાવ, સહીએડ ઈત્યાદી કારણોથી બચાંને એ તાણુની અસર થાયછે.

નીશાણીઓ.—આંખનો ડોળો એમથી તેમ મરડાતો અને પ્રેજ ખાતો થાયછે; મોહડું ગરદન અને જડબાંબી ખેંચાવા–તણાવા લાગેછે, અને હાતપગોનીબી અછાડપછાડ થવા માંડછે.

એલાજો.—દશથી પંદર મીનીટ સુધી બાલકને ગરમ પાણીનાં વાસણમાં બેસાડી રાખવું; અને છ મહીનાથી તે દોઢ વરસની વયના બાળકને "ઍનતીમાનીઅલ વાઈન" ( Antimonial wine ) નાં પાંચ ટીપાં એક ચમચો પાણીમાં ભેળીને આપવાં, અને એટલુંજ દર હડી કલાકે જ્યાં સુધી બાળક ઊંઘઈ જાય ત્યાં સુધી પાયા કરવું; જ્યારે તે ઊંઘઈ ઉઠે ત્યારે "કૅલોમેલ" ( Calomel ) એક ગ્રેન ખાંડ એક ગ્રેન સાથે મેલવીને ફકાડવું, અને ત્યાર પછી ચાર કલાકે થોડું એરંડીયું ચટાડવું.

અથવા, બચાંને ગરમ પાણીનાં વાસણમાં બેસાડીને તેનાં મોહડાં ઉપર થંડું પાણી છાંટતાં રેહવું. ગરમ પાણીમાં જરા એરંડયું તેલ ભેલીને, અથવા નહીતો જરા સાબુ પીગલાઈને તેની પીચકારી સફરામાં મારવી, અને જો "ટીંકચર આફ ઍસેફટીડા" (Tincture of assafœtida) અથવા ટરપીનટાઈન આગલ હોય તો તે થોડું પીચકારી મારવાનાં પાણીમાં મેલવવું. બાળકની પીઠ ઠોક્યા કરવી, અને નાક આગલ "એમોનીઆ"ની સીસી જરા જરા વારે ધરવી. કરમથી, અથવા દાંતનાં ફુટવાથી, અથવા જેબી બીજાં કારણથી, એ દરદ થયું હોય તો તે બાબેના આગલ જણાવેલા એલાજો જોઈ તે મુજબ સમજું કરવું.

બચાંને થતાં બીજાં દરદો જેવાં કે—સહીએડ, ગોવરૂં, ફુકડીયા અને ગુચની ખાંસી, કરમ, કાનનુ દરદ, ઈત્યાદી માટે જુવો એવાં એવાં મથાલાં હેઠલ આપેલી બાબદો.

---

# ચામડીનાં દરદો.

## ખરપસું.

(Eczema=ઍકઝીમા.)

નીશાણીઓ.—ખરપસું એક અતીઘણું કંટાળા ભરેલું ચામડીનું દરદ છે. માંછલીનાં ભીંગડાં જેવા એમાં પોંપડા બંધાયછે, ત્યાં અતીઘણી ચીડ લાગેછે, અને અંદરથી રસી વેહેછે. એ ઘણું કરીને હાત અને પગ ઉપરજ થાયછે, અને એમાં જાણવા લાયક એ છે કે બેઉ હાતો અથવા બેઉ પગો ઉપરની ચીડ એકજ મલતે ઠેકાણે થાયછે, એટલે કે જો એક હાતના અંગુઠા આગલ અથવા હથેલી ઉપર, અથવા વચલા આંગળાં ઉપર હોય તો બીજા હાતનાંબી અંગુઠા આગલ, હથેલી ઉપર અથવા વચલા આંગળાં ઉપર હોયછે.

ઉત્પતીનાં કારણો.—લોહીનો બીગાડો; માછલી અને એવીજ બીજી ચીજોનો ઘણો ખોરાક.

એલાજો.—નીચલી મેલવણીઓમાંથી કોઈએક, ખરપસાંવાલા ભાગ ઉપર લગાડવી:—

| | | |
|---|---|---|
| ઍસેટીક ઍશીદ (Acetic acid) ........................ | ડ્રામ | ૧. |
| ક્રીઓસોટ (Creasote)................................ | ડ્રામ | ૦|. |
| ગોઆ પાઉડર (Goa powder) ........................ | ડ્રામ | ૨. |
| મધ (Honey)........................................ | આંઉસ | ૧. |

અથવા,—થોડો પારો લઈને તેને આસરે પાંચ તોલા ચરબીમાં અથવા ઘીમાં અથવા માખણમાં મેલવીને ધીમેથી એવો છુંદવો કે તે તેમાં મલી જાય અને પછી નીચે જણાવેલી જીનસોનો ભુકો કરીને તે તેમાં થોડી થોડી નાખીને છુંદતા જવું અને પછી એ સઘલાંનો જે મલમ બને તેમાંથી રાતનાં સુતી વેલાએ ચોપડ્યાં કરવો:—

| | |
|---|---|
| મોરદા સંગ<br>કપુર<br>કલાઈ સફેદો<br>આંબરસારી ગંધક<br>પાપડીઓ કાથો | દરેકનો તોલો ૧. |

અથવા નીચલી જીનસોને ગુલાબનાં પાણીમાં ઘસીને ખરપસાં-વાલા ભાગ ઉપર ચોપડવી:—

સુખડ..................................ડ્રામ ૨.
અકાકીઆ..................................ડ્રામ ૨.
સફેદો ..................................ડ્રામ ૨.
ગુલેઅરમાની ..................................ડ્રામ ૫.

અથવા, કલાઈસફેદો અને બાવલનો ગુંદર, એ બેઉને ગુલાબનાં પાણીમાં મેલવીને તેમાં કપડું બોળી તે ખરપસાંવાળા ભાગ ઉપર મુકવું. અથવા, થોડી ગંધકને થોડા "બાઈકારબોનેટ આફ પોટેશ" (Bicarbonate of Potash) સાથે મેલવીને ગરમ પાણીમાં ડોહવી અને તે ખરપસાંવાલા ભાગ ઉપર મુકયા કરવી, પોપડા બંધાયલા ભાગોને અવારનવાર તેલ અથવા માખણ લગાડીને નરમ રાખવા અને તતરવા દેવા નહી.

**રોજ ગરમ પાણીએ નાહવું, અને માછલીનો અને દારૂનો ખોરાક લેવો નહી.**

ખરપસાં ઉપર, બાહેરથી લગાડવાના એલાજો કરયા ઉપરાંત, અંદરથી લોહી સુધારવાના એલાજો કરવાને"ી ચુકવું નહી. **અંદરની દવાએથી જયાં સુધી લોહી સુધારવામાં આવતું નથી ત્યાં સુધી ખરપસું કદીબી મુળમાંથી જતું નથી.**

એટલા માટે સઉથી સરસ દવાતો એછે કે "સીરપ આફ આયોડાઈડ આફ આયરન" (Syr. Ferri Iodidi.) નાં પચીસથી ત્રીસ ટીપાં દીવશામાં ત્રણ વાર લેવાં. અથવા નીચલી દવાઓમાંની કોઈબી એકમાંથી અકેકો આંઉસ દીવશામાં ત્રણ વખત લેયા કરવો, પણ જેવી કાંઈ ખરાબ અસર ઉતપન્ન થતી જણાય તેવીજ તે લેવી બંધ કરવી; કેમકે એમાં સોમલનો ભાગ આવ્યોછે:—

૧. લાઈકર આરસીનીકાલીસ (Liq. Arsenicalis)..........મીનીમ ૧૮.
ફેરી એટ એમોની સાઈટ્રેસ (Ferriet Ammon Citras) ..ગ્રેન ૩૦.
ટીંકચર આફ કેસકરીલ (Tinct. of Cascarillæ) ..........ડ્રામ ૩.
પાંણી (Aqua) ..........................................આંઉસ ૯.

અથવા:—

૨. લાઈકર આરસીનીકાલીસ (Liq. Arsenicalis)..............મીનીમ ૧૫.
લાઈકર સ્ટ્રીકનીઆ (Liq. Strychniæ)......................મીનીમ ૨૫.
ટીંક૦ આફ ક્વીનાઈન (Tinct. of quininæ)................આંઉસ ૧.
ટીંક૦ આફ આરેન્જ (Tinct. Aurantii),......................ડ્રામ ૨.
પાણી (Aqua) ..........................................આંઉસ ૮.

# વારો.

(Guinea Worm=ગીનીવર્મ.)

વારાનો રોગ ઘણું કરીને કમરથી તે પગ સુધીના ભાગમાં થાયછે. એ વારો કાંઈજ નહી પણ એક લાંબો અને પાતલો કરમ અથવા કીડો તે જગોએ થાયછે અને તે નહી ખમાય એવું દુખ ઉપજાવે છે.

એલાજો.—એ વારાનો એલાજ ગામઠી વૈદો એમ કરેછે કે—જો તે જગા ઉપર અગન બળીને છાગલો થાય અને તે ફુટે તો તેમાંથી ધીરજથી તે વારો પકડીને ખેંચી કાહડવો. જો છાગલો નહી થયો હોય અને વારો ચામડીની ઉપર તરી આવેલો માલમ પડેતો તેની વચમાંની જગો ઉપર એક કાપ મુકવો અને પછે તેને ધરીને ખેંચવો. જો તે ખેંચાતાં જોર ઘણું માગે તો તે જગાની આસપાસ ધી મસલતા જવું અને તે ખેંચતાં જવું, એટલે પોતાની મેળેજ આખોને આખો તે નીકલશે, અને ત્યાર પછી તે ઘાની ઉપર સીંદુર દાબી દેવું. જો છાગલો થઈને ફુટો હોય તો વારાનો જે છેડો હાથમાં આવે તે બાંધી રાખવો અને દરરોજ જરા જરા ખેંચીને તે કહાડવો, પણ એટલું ચોકશ તપાસવું કે તે આખોને આખો નીકલ્યો છે કે નહી, કેમકે તેનો જરાબી કટકો રહયો તો તે ઘણી ઈજા દેછે.

જો કાબી નહી કાહડી શકાય તો છાગલો ઉઠયાની આગમચ અથવા પછીબી નીચલા એલાજો કરવા:—

૧.—સીકોતર એલીઆ ઘાણાની ભાજીના રસમાં અથવા કસનીનાં પાતરાંનાં રસમાં ઘસીને જરા ગરમ કરીને તે ઉપર ચોપડવો.

૨.—હીરાબોલ સરકા તથા ગોલાબમાં ઘસીને ચોપડવો.

૩.—પેહેલાં તે જગા ઉપર ગોલાબનું તેલ ચોપડીને તે ઉપર સરકામાં ભીંજવેલાં ઈસપગુલનાં બીયાં લગાડવાં.

૪.—જો દુખતું ઘણું હોય તો સુખડ ઘસેલાં પાણીમાં થોડો કપુર નાંખવો અને તે, સઘલું બરાબર મેલવીને, ચોપડવું.

૫.—મોટી હરડે દલ, બેહડાંની છાલ, આમલાની છાલ, સુંઠ તથા ભુંગલીઆ નીસોતર એ સઘલી જીનસોને સરખા ભાગમાં લઈ તેનો ભુકો કરી સાકરના શીરામાં તેનો પાક બનાવી રાખવો અને તેમાંથી રોજ થોડો થોડો ખવાડવો.

૬.—કણાર તથા આકડાનાં પાંદડાંને વાટીને તે ઉપર બાંધવાં.

---

## મસા.

(Warts=વૉર્ટ્સ.)

આંગ બરોબર સાફ નહી રાખવાથી અથવા બીજા કોઈ ચેપી દરદની અસરથી હાથ પગ અને શરીરના બીજા ભાગો ઉપર એ મસા ઉત્પન્ન થાયછે.

ઈલાજો.—

મસાની ટીચકીને એક ચાલતી કાતર વડે કાંપી નાખવી, અને તેની ઉપર જલદ ઍશીદ અથવા તેજાબ લગાડી દેવો, અને તેની ઉપર જે સખત પોપડો બંધાય તે છરી વડે કાહડી નાખ્યા કરવો.

અથવા, દર રાતનાં સુતી વેળાએ "ટીંકચર આફ મ્યુરીએત આફ આયરન" (Tincture of Muriate of Iron) તે ઉપર લગાડવું.

અથવા, ઘોડાનો બાલ અથવા રેસમની બારીક ગુંટલી દોરી મસાનાં થડમાં બાંધવી, એટલે બે ત્રણ દીવસોમાં મસો ખરી પડશે; અને પછી તે જગાને કાસટીક બાળવી.

અથવા, મસાની આસપાસની જગા ઘણીજ સંભાલથી ઢંકાયલી રાખીને ફકત મસાનીજ ઉપર "નાઈત્રીક ઍશીદ (Nitric acid) નાં ટીપાં એક લાકડાંની સલી વડે મુકવાં.

પોહળા અથવા ચપટા મસાઓ ઉપર "ઍશીટેટ આફ કૉપર" (Acetate of Copper) લગાડવું, અથવા "કૅલોમેલ" (Calomel) ભભરાવ્યા કરવું.

જો મસો એકુ સાંધા ઉપર, અથવા, હોટ ઉપર, અથવા પાંપણ ઉપર થયો હોય તો તેની ઉપર જલદ તેજાબો અથવા કાસટીકો, ડાકતરના કહ્યા અથવા દેખાડયા વગર, મુકવાની ઉતાવલ અથવા ભુલ કરવી નહી.

અથવા, "સેવીન"ના પાંદડાં (Savine leaf) નો ભુકો, "ઍશીટેટ આફ કૉપર" (Acetate of Copper) સાથે ભેલીને ભભરાવવો. બેઉના સરખા ભાગ લેવા.

અથવા, દરરોજ સહવારે ચોકસ વખતે, મસા ઉપર, જલદ સરકો લગાડતા રેહવું.

---

# વરસુડી.

(Wen=વેન.)

ચરબી અથવા બીજો એવોજ ચીકણો પદાર્થ રાખનારાં એક ઘડને વરસુડી કેહછે. ઘણું કરી તે માથાં અથવા પીઠ અથવા ગરદન ઉપર થાયછે. એ કાંઈ દુખ દેતી નથી, તોપણ જો કાંઈ એબ જેવી થઈ પડ્યાથી તેને દુર કરવાની જરૂર જણાય તો તે ડાકતરનાં હથીઆર વડેજ સારી રીતે થઈ શકેછે, અને તેમ ચીરાવામાં કશી ધાસ્તીબી રેહતી નથી. પણ જો તેને કપાવવી નહી હોય તો બીજા નરમ એલાજો નીચે મુજબછે:—

"કમપાઉન્ડ ટીંકચર આફ આયોડીન" (Compound tincture of iodine) નાં પાંચથી દસ ટીપાં પાણીમાં ભેલીને દીવશમાં ત્રણ વખત લેવાં; અને નીચલી મેલવણીનો મલમ રાત દીવસ તે ઉપર લગાડ્યા કરવો:—

| | | |
|---|---|---|
| આયોડાઈડ આફ પોટેશીઅમ (Iodide of potassium)......ડ્રામ | | ૧. |
| કેમફર પાઉડર (P. Camphor)..........................ડ્રામ | | ૦॥. |
| લાર્ડ (Lard) ..............................................આંઉસ | | ૧. |

એમાંની પેહેલી જીનસને બરોબર ભુકો કરીને જરા પાણી સાથે ભેલીને પછી મલમમાં મેલવવી.

અથવા, પેહેલાં વરસુડીની ઉપર "આયોડીન" લગાડીને પછી તે ઉપર નીચલી મેલવણીનું લોશન મુકવું:—

| | |
|---|---|
| મ્યુરીએત આફ એમોનીઆ (Muriate of ammonia).....આંઉસ | ૦॥. |
| સ્પીરીટ્સ આફ વાઈન (Sprts. of wine)..................આંઉસ | ૧. |
| એલડર-ફલાવર વૉટર (Elder-flower water).........આંઉસ | ૩. |

અથવા, રાઈ-અંટગનનાં બીજ-સમુદ્રફીન-ગુગલ એ સઘલી જીનસોનો એકેક તોલો લેઈને તેનો બારીક ભુકો કરવો, અને પછી સફેદ મીણને મીઠાં તેલમાં મેલવીને આતશ ઉપર ગરમ કરવું, અને પછી તે મેલવણીમાં ઉપલો ભુકો ભેળવો, અને એ રીતે સુખલાનો મલમ જેવો બનાવી વરસુડી ઉપર મુકવો; એથી જો તે પાકે તો ચીરીને બરોબર જેરવવી અને પછી રૂજ લાવવી.

અથવા, સોજી પીળી મટોડીનો ઘણોજ બારીક ભુકો પાણીમાં મેલવીને વરસુડી ઉપર લગાડ્યા કરવો અને તે ઉપર પાટો બાંધવો. એનો ઘણો વખત ઉપયોગ કીધાથી વરસુડી બેસી જાયછે.

## નખછર.

(Whitlow=વીટલો)

**ઉત્પતીનાં કારણો.**—આંગળાંના છેડામાં કાંઈ બારીક વસ્તુ જેવી કે સોય ટાંચણી કે લાકડાંની બારીક ચીપ ભોકાવાથી; અથવા મધમાખ અને બીજી કાંઈ માખીઓનો ડંખ લાગ્યાથી એ દરદ થાયછે.

**નીશાણીઓ.**—આંગળું નખ આગલથી સુજીને રાતું થાયછે, અને રાતદહાડો તેમાં સખત દુખારો અને ધટકા ચાલુ રેહેછે, અને જો એ સોજો નરમ નહી પડ્યો તો તેમાં પરૂ બધાયછે.

**એલાજો.**—જેવી એની શરૂઆત જણાય તેવુંજ આંગલાંને ખમાય એટલાં ગરમ પાણીમાં બોળવું અને તેમાં જરા રાખી મુકી, અંદર બીજનું ગરમ પાણી ઉમેરતાંજ જવું; અને વળી તેને ગરમ પાણીનો બાફ્ખી આપવો. એથી નખછર ઘણું કરીને સુકઈને બેશી જશે.

અથવા, નખછરને હાતે દાબીને તે ઉપર પાટળો પાટો બાંધી દેવો, અને એમ બે દીવસમાં ત્રણ અથવા ચાર ચાર વાર કર્યા કરવું. એથી સોજો અને દુખારો જતો રેહશે, અને આંગલાંને છેડે જરા પાકેલી જગા જણાશે તેને ચીરીને અંદરથી રસી કાહડી નાખ્યાથી દરદ જતું રેહશે.

અથવા, નખની કીનારી ઉપર અને તેનાં થડ આગલ "ટીંકચર આફ આયોડીન" (Tincture of iodine) લગાડ્યા કરવું. અથવા એ ટીંકચરને બદલે "ટીંકચર આફ આરનીકા" (Tincture of arnica) બી લગાડશો તો ચાલશે.

અથવા, "સુગર લેડ" (Sugar of lead) નાં પાણીમાં થોડું "લાડેનમ" (Laudanum) ભેલીને તેમાં બોળેલું કપડું આંગલી ઉપર મુક્યા કરવું.

જો તેને પાકવવાની જરૂરજ જણાય તો તેની ઉપર અલસીના અથવા ધઉના આટાનો અથવા બાફેલા કાંદાનો ગરમ સેક કરવો અને જેવું પાકેલું જણાય તેવુંજ તેને ચીરાવાને ભુલવું નહી.

આંગલાને વારેઘડીએ ગરમ પાણીમાં બોળ્યા કરવું, કારણ કે નખછરમાં ચામડીને છુટી અને નરમ રાખવાની ઘણી અગત્યછે.

---

## દરાઝ.

(Ring-worm=રીંગ-વર્મ.)

**એ એક હઠીલું ચામડીનું દરદ છે. એ જોકે શરીરના કોઈબી ભાગ ઉપર ફુટી નીકલેછે, પણ એની ઘણીખરી બેઠક માથાં ઉપર હોય**

છે. એમાં ગોળ કુંડાલાં જેવાં ચાઠાંઓ પડેછે, અને કોઈને ઘવડ્યાથી માંહેથી પાણી નીકલેછે.

ઉત્પંતીનાં કારણો.—કંગાલ અથવા ખરાબ ખોરાક; લાંબો વખત ચાલુ રાખેલું તરકારીનું ખાણું ઈત્યાદી.

એલાજો.—જો માથાં ઉપર થઈ હોયતો પેહેલાં તેની ઉપર આટાની ગરમ પોલટીશો મુકવી, પછી તેની આસપાસની જગાના બાળ બોરાવી નાખીને દરાઝને બરોબર સાફ કરવી; અને તેની ઉપર નીચલું લોશન અને નીચલો મલમ લગાડતા અને ચોપડતા રેહવું:—

લોશન.—

| | | |
|---|---|---|
| સલફેત આફ ઝીંક (Sulphate of Zinc) | ડ્રામ | ૧ |
| એલડરફ્લાવર વૉટર (Elder-flower water) | આંઉસ | ૨ |

મલમ.—

| | | |
|---|---|---|
| સીત્રન ઑઇંતમેંત (Citron ointment) | ડ્રામ | ૧ |
| સ્પરમેસીતાઇ સીરેત (Spermaceti cerate.) | ડ્રામ | ૭ |
| ક્રીએસોત (Creasote.) | ટીપાં | ૧૫ |

એ મલમને રાતે લગાડીને સુવું, અને સહવારે તેને સાબુ વડે બરોબર ધોઈને સાફ કરીને તે ઉપર પેલું લોશન મુકવું, અને એમ અવારનવાર કર્યા કરવું. અને જો બાલકને એમ થયું હોય તો, છ થી નવ વરસની વયનાં ને, નીચલી જીનસોના છ પડીકાં બનાવી તેમાંથી એકેક દર સહવારે આપવું:—

| | | |
|---|---|---|
| રૂહુબાર્બ પાઉડર (Rhubarb p.) | ગ્રેન | ૧૨ |
| સ્કેમની પાઉડર (Scammony p.) | ગ્રેન | ૧૨ |
| જેલપ પાઉડર (Jalap p.) | ગ્રેન | ૨૪ |
| કેલોમેલ (Calomel) | ગ્રેન | ૯ |

અથવા, તે ભાગને ગરમ પાણીએ બરાબર ધોઈને સાફ કરીને બરાબર સુકવવો, અને પછી તેની ઉપર નીચલી મેલવણીનું લોશન મુકવું:—

| | | |
|---|---|---|
| નાઈત્રેટ આફ સીલવર (Nitrate of silver) | ડ્રામ | ૧ |
| ડાઈલ્યુટ નાઈત્રીક એશીડ (Nitric acid dilute) | આંઉસ | ૦।। |

અથવા, નીચલાં લોશન અને મલમોમાંથી જે ગમે તે લગાડવાનાં કામમાં વાપરવો:—

લોશન:—

શલફેટ આફ ઝીંક (Sulphate of Zinc)..............ડ્રામ ०॥
એશીટેટ આફ લેડ (Acetate of lead)..................ગ્રેન ૧૫
પાણી (Water)..................................આંઉસ ૬

મલમ:—

બારબેડોઝ ટારનો મલમ (Barbadoes tar ointment).........
કાળાં મરી (Black pepper)..........................ચમચી એક
ચરબી ડુક્કરની (Lard)...........થોડી. (એ સઘળાને સાથે મેલવા)

મલમ:—

સબ-એસીટેટ આફ કૅાપર (Sub-acetate of copper).........ડ્રામ ०॥
કૅલોમેલ (Calomel).........................................ડ્રામ ૧
સ્પરમેસેટીનો મલમ (Spermaceti ointment)...........આંઉસ ૧

અથવા, "આયોડીન" નું ટીંકચર (Tincture of iodine) ચી લગાડવાથી ફાયદો કરેછે.

અથવા, કોકમનાં, અને જમાલગોટાનાં તેલને મીનની સાથે મેલવીને ચોપડવાં.

અથવા, બે ડ્રામ ટંકણખાર અને ચાર આંઊસ સરકો, એ બેઊને ગજકરણનાં પાંદડાંનાં રસમાં મેલવીને લગાડવું.

અથવા, કપુર-ફટકી-ગંધક-તથા કાથો એ સઘળાં સરખે ભાગે લેઈને લીંબુના રસમાં મેળવીને ચોપડવાં.

અથવા, તે જગાને કાથાની દોરડીથી બરાબર ચોળીને તેની ઉપર તુરતજ ગુલબગસીનાં પાદડાંનો રસ જરા નીમક સાથે મેલીને લગાડવો.

અથવા, રાઈનાં છલાં કાહડીને સરકામાં ઘુટીને જરા નરમ બનાવી ચોપડવી.

અથવા, ગંધક વાટીને તેનો ભુકો ઉપર દાબ્યા કરવો.

અથવા, તેને બરાબર સાફ કરીને તે ઉપર ચુનાનું પાણી ચોપડયા કરવું.

અથવા, એક નવાઈ જેવો ગામઠી એલાજ તો એ છે કે—ઊપવાસી એટલે ભુખ્યાં રહેલાં માણસનાં મોહડાંની થુક દરાઝ ઉપર લગાડવી.

અવારનવાર જુલાબો લેઈ કોઠો સાફ રાખતા રેહવું.

---

# ખીલ.

( Pimples=પીમપ્લસ. )

ખીલ જોકે ઘણુંકરીને તો જુવાનીના પુર બાહરની નીશાણી દેખાડેછે, તોપણ તેઓ બગડેલા લોહીના બીગાડાથી, બદહજમીથી અને ઘણો દારૂ પીધાથી થઇને ઘણી પીડા આપેછે.

ઈલાજો.—નીચલી મેલવણી એક ગબારા જીંજર વાઇનમાં રાતના સુતી વખત લેવી:—

ટીંક્ચર આફ કારડેમમ્સ (Tinct. of cardamoms)......ડ્રામ ૧
ઇપીકાકુઆના વાઇન (Ipecacuanha wine)............ટીપાં ૧૫
ફલાવર્સ આફ સલફર (Flowers of sulphur.).........ગ્રેન ૧૦

એ એક અથવા બે રાતને આંતરે પીવું, અને તે વખતે ઝાડાની સાફ લાગ્યા કરવો.

ખીલવાલા ભાગને ગરમ પાણીએ સેકીને તેની ઉપર નીચલું લોશન મુકવું:—

સ્પીરીત આફ વાઇન (Sprt. of wine)..............આંઊસ ૨ા
ઊકાળીને થંડું પાડેલું પાણી...............................ડ્રામ ૧

અથવા નીચલી મેલવણી લગાડવી:—

ઑલીવ આઇલ (Olive oil)...........................આંઊસ ૧
સફેત મીણ (White wax)..............................ડ્રામ ૧
બાઇકારબોનેત આફ પોતેસ (Bicarb. of potash).........ડ્રામ ૧

પેહેલા તેલમાં મીન ભેલીને પીગલાવવું અને પછી તેમાં ત્રીજી જીનસ મેલવવી.

અથવા:—

સલફેત આફ ઝીંક (Sulphate of Zinc)..............ડ્રામ ૦ાા
ઊકાળીને થંડું પાડેલું પાણી.................................પીંટ ૧

એ બેઉ મેલવીને લગાડવું.

અથવા, કપુરને દારૂમાં મેલવીને આગ બલે ત્યાં સુધી લગાડવો.

અથવા, મટરનો આટો સરકામાં ભીંજવીને ચોપડવો.

અથવા, કડવી બદામનો રસ મીઠાં તેલમાં ભેલીને લગાડવો.

અથવા, મીઠું તેલ ચુનાના પાણી સાથ ભેલીને ચોપડવું.

અથવા, કડવા વાલનો આટો સરકામાં મેલવીને ચોપડવો.

અથવા, નાળીએરના કાકડાનું પાણી લગાડ્યા કરવું.

અથવા, દરાખનાં ઝાડનું લાકડું બાળીને તેની રાખ સરકા સાથે મેલવીને ચોપડવું.

અથવા નીચલી મેલવણી ગરમ કરીને લગાડવી:—

| | |
|---|---|
| ફટકી | ડ્રામ ૨ |
| લીંબુનો રસ | ડ્રામ ૪ |
| મલાઈ | ડ્રામ ૪ |
| ખાંડ | ડ્રામ ૦॥ |
| કપુરનુ પાણી | ડ્રામ ૪ |
| ચુનાનું પાણી | ડ્રામ ૪ |
| તાજું દુધ | આંઉસ ૬ |

એ સઘલાંને ગરમ કરીને લગાડવું.

અથવા, મરઘીનાં ઈંડાંનાં કોટલાં, તથા મરગીનાં હાડકાં બાળીને તેની રાખ સરકામાં મેળવીને ખીલ ઉપર ચોપડવી.

---

## ખુજલી અથવા કીડ.

(Itch, or Scabies-ઈત્ચ આર સ્કેબીઝ.)

ચામડીમાં પેદા થયલા જીનાં કીડાઓથી એ દરદ ઉત્પંન થાયછે, એની કીડ અતીઘણી લાગેછે.

ઈલાજ.—રાતનાં સુતી વખતે ગંધકનો મલમ ચોપડવો અને સહવારે સાબુએ તે ભાગ ધોઈ નાખી પાછો તેજ મલમ લગાડવો.

અથવા નીચલી મેલવણી તે ભાગ ઉપર બરાબર લગાડવી અને પછી તે ઉપર ઑલીવનું તેલ (Olive oil) લગાડવું:—

| | |
|---|---|
| લાઈકર એમોનીઆ (Liq. Ammon.) | આંઉસ ૧ |
| કેમફોરેટેડ આલકોહોલ ( Camphorated alcohol ) | ડ્રામ ૧॥ |
| બે સાલ્ત (Bay salt) | આંઉસ ૦॥ |
| પાણી (Water) | પીંટ ૧ |

અથવા, મોથરેલ અને લીંબુનો રસ ભેલીને ચોપડવો.

અથવા, સુખડનું તેલ ઑલીવનાં તેલમાં અથવા લીંબુના રસમાં ભેલીને ચોપડવું.

અથવા, નીચલો મલમ સારી પેઠ રાત દાહડો ચોપડવો અને દરેક વખત તે ભાગને સારી પેઠ પેહેલા સાફ કરવો:—

| | |
|---|---|
| ફ્લાવર્સ આફ સલફર (Flowers of sulphur) | આંઉસ ૧ |
| કારબોનેત આફ પોતેશ (Carbonate of potash) | ડ્રામ ૧ |
| ડુક્કરની ચરબી (Lard) | આંઉસ ૨ |

અથવા, નીચલી જીનસોને મીઠાં તેલમાં મેલવીને કીડવાલા ભાગ ઉપર ચોપડતા રેહવું:—મુડારસીંગ, કપુર, કલ્લાઇ સફેદો, ગંધક, કાથો. (એ બધી સરખે ભાગે લેવી.)

ખોરાક.—માછલી તથા દારૂનો ઉપયોગ મુદલ નહી, અથવા ઘણોજ સેહેજ કરવો.

## સેવટ.

Nettle Rash or Uticaria=નેટલ રેશ ઑર અરટીકેરીઆ.)

એ દરદમાં ચામડી ઉપર, કવચના રોપાનાં ઘસારાથી જેવાં દીખાં ઉઠે, તેવાં રાતાં અથવા ઉજલાં દીખાં ઉઠેછે, અને તેઓમાં અતીઘણી અગન બુળેછે અને કીડ લાગેછે.

ખરાબ, અને વાસી ખોરાક ખાધાને લીધે બગડી ગએલું લોહી એની ઉત્પતીનું મુખ્ય કારણ બનેછે.

એલાજ.—તે ભાગો ઉપર નીચલું લોશન મુકવું:—

| | |
|---|---|
| કારબોનેત આફ એમોનીઆ (Carb. of ammon.)............ | ડ્રામ ૧. |
| સુગર આફ લેડ (Sugar of lead) .......................... | ડ્રામ ૦ાા. |
| એલડર-ફ્લાવર વૉટર ( Elder-flower water )............ | પૈંટ ૦ાા. |

અથવા નીચલું લોશન વાપરવું:—

| | |
|---|---|
| ડાઇ૦ હાઇડ્રોસીએનીક ઍસીદ (Hydrocyanic acid dil.) | ડ્રામ ૧-૨. |
| ગ્લીસરીન (Glycerine) .................................. | આંઉસ ૧. |
| સુગર આફ લેડ (Sugar of lead)........................ | ડ્રામ ૧. |
| પાણી (water)............................................ | આંઉસ ૬. |

રાતે સુતી વખતે ચાર ગ્રેનની "બ્લુ પીલ" (Blue pill) ગળવી અને સહવારે ઉઠીને સુનામખીનો જુલાબ લેવો. જો દરદ વારેઘડીએ થતું હોય તો નરમ જુલાબોથી ઝાડો સાફનો સાફ રાખવાને ચુકવું નહી

## દાહજવું અથવા બળવું.

(Burns=બર્નસ.)

કોઇબી કારણથી જયારે કોઇ ભાગ દાહજી જાયતો તુરતજ તે ઉપર કોઇબી જાતનો સરકો લગાડી દેવો.

અથવા, ગુલે અરમાની વાટીને સરકામાં મેલવીને ચોપડવી.

અથવા, લખવાની શાહી ચોપડી દેવી.

અથવા, મરઘીનાં ઈંડાંની સફેદી, અથવા દહી, છાસ, અથવા દુધ લગાડવું.

અથવા ઑલીવ ઑઈલને ચુનાંનાં પાણી સાથે મેલવીને તે આપડવી.

અથવા ઑલીવ તેલમાં બે આંઉસ "લાઈકર પોટેશ" (Liq. Potas.) ભેળીને તે લગાડવું.

અથવા તુરતજ બળેલી જગા ઉપર આટો ભભરાવવો, અથવા રૂઉ બાળીને મુકવો.

---

# જેહરો.

## દંખનાં અને દવાનાં.

---

### સાંપનો દંખ.

(Snake-bite=સ્નેક બાઈટ.)

જેવું માલમ પડે કે સાંપનો દંખ લાગ્યો છે, તેવું તુરત એક રૂમાલ અથવા કપડું અથવા દોરી લેઈને દંખની જગાથી થોડી ઉપર મજબુતીથી બાંધવી. જયાં પાટો બાંધવાને બને નહી ત્યાં આસપાસનાં ભાગ ઉપર ખુબ જોરથી દબાન કરવું તથા દંખની જગાને ઊંચકીને આંગલાં વડે મજબુત દાબી રાખવી.

પાટો બાંધ્યા પછી તુરતજ દંખની જગાને ચુસી લેવી. પણ ચુસનારે સંભાલ રાખવી કે તેનાં મોહડાંમાં કાંઈ ચીરો હોય નહી, અથવા પારાઓમાંથી લોહી નીકલતું હોય નહી. જો પાસે બ્રાંડી અથવા બીજો કાઈની દારૂ હોય તો જેહર ચુસનારે પેહલાં તેનો કોગલો કરીને પછી ચુસવું; અને ચુસી રહ્યા પછી બ્રાંડીનો ફરીથી કોગલો કરવો. અને વળી દંખવાલી જગાનેબી બ્રાંડીથી સારી પેઠ ધોવી. અને પછી બલતા લાકડાંથી અથવા આતશથી અથવા તાતવેલાં લોખંડથી તે જગાને બાલી નાખવી.

જો આગલ સુરાખારનો તેજાબ, અથવા જલદ "લાઈકોર ઍમોનીઆ" ( Liq ammoniæ ) હોય તો એક સળીને છેડે કપડું બાંધી તેવતે છેક દંખની અંદર લગાડવું કાસટીક હોય તો તે છુટે હાથે લગા-

ડવી. જો ચાલતી છરી હોય તો દંખની જગા ઉપર અને તેની આસપાસની જગા ઉપર ઘા પાડવા અને થોડું લોહી વેહવા દેવું, અને પછી તે ઉપર એક વેહેતુંરનું ગલાસ મુકવું.

જે વખતે પાટો બાંધ્યો તે વખતે તુરતજ એક અથવા બે વાઇન ગલાસ બ્રાંડી પાવો, અને પાંચ દસ મીનીટમાં ફરીથી આપવો. જો આંગ થંડું થયું હોય તો ગરમ પાણીની બાટલીના સેક કરવા. એ પછી ઘાની ઉપર "ઇપીકાકુઆના પાઉડર" (Ipecacuanha powder) ની ગરમ પાણીમાં પોલટીસ બનાવીને મુકવી. જો કેફ અથવા ઊંઘ લાગે તો દરદીને ઊંઘાવા દેવો નહી, પણ તેને ઓરડામાં ખુબ હીલચાલ કરાવવી.

ઇસર મુલનાં અથવા નહીતો જમાલગોટાનાં પાદડાં ચવાડવાં. જમાલગોટાનાં પાદડાં જખ્મ ઉપર બાંધવાં.

તુરત થોડી મરગીઓ મંગાવવી, અને તેના સફરાની જગા તે દંખાયલી જગાં ઉપર દાબવી, એટલે મરગી (તેનાં આંગમાં ઝેહર ચુસ્યાથી) તુરત મરી જશે. જયાં સુધી એમ મરગીઓ મરે ત્યાં સુધી તે વાપરયા કરવી.

જેવો દંખ લાગે તેવોજ તે ભાગ ઉપર છરીના ઘા કરીને એક સાંબરસીંગનો બળેલો કટકો મુકવો, તે બે મીનીટ સુધી તેની ઉપર વલગી રહી નીચે ખરી પડશે. તેને થંડાં પાણીનાં વાસણમાં બોળી કપડામાં દાબીને સુકવવો અને પાછો મુકવો. એમ જયાં વેર તે મુદલ વલગી રેહજ નહી ત્યાં વેર કરવું. એ ઉપાય સારો કેહવાએ છે.

---

## વીછુનો દંખ.

(Scorpion-bite=સ્કૉરપીઅન બાઈટ.)

બ્રાંડીમાં નીમખ ભેલીને તે જેવો વીછુ દંખે તેવોજ તે જગા ઉપર લગાડવો.

અથવા, બાફેલો કાંદો; અથવા બાવલનાં લાકડાંની રાખ ડોવેલું પાણી; અથવા, "લાઇકર એમોનીયા ફૉર શીઅર" (Liq. Ammoniæ Fortior) નાં ટીપાં; અથવા, "ઇપીકાકુઆના પાઉડર (Pulv. Ipecac.) ને પાણીમાં મેલવીને તે; અથવા મુળાનો રસ તે દંખેલા ભાગ ઉપર મુકવો અથવા લગાડવો.

અથવા ત્રણ તોલા સાંબરસીંગનો ભુકો પાણીમાં ઉકાળીને તે પાવો. અથવા, બીજોરાંનાં બીજ પોણો તોલો બારીક ભુકો કરીને ફકાડવાં. અથવા, લસનને છુંદીને ગાયનાં ઘીમાં મેલવીને તે જગા ઉપર બાંધવું. અથવા, પાણીમાં નીમક ડોહવીને તે આંખમાં નાખવું.

બીજા ડંખો માટેબી એવાજ ઈલાજો ઉપયોગી ઠડશે.

---

## સોમલનું જેહેર.

જેવું એ જેહર લીધેલું જણાય તેવુંજ ઉલટી લાવવા માટે "ઈપીકાકુઆના પાઉડર" (Ipecacuanha powder) ના ૩૦ ગ્રેન તથા "સલફેત આફ ઝીંકનાં" (Sulphate of zinc) વીસ ગ્રેન સાથે ગરમ પાણીમાં ડોહવીને પાઈ દેવું. અથવા રાઇને અથવા નીમકને ગરમ પાણીમાં ભેલીને તે પાઈ દેવું, અને ઉલટી આવે ત્યાં વેર પાયાજ કરવું; ઇંડાની સફેદી પાણીમાં મેલવીને તે, અથવા જવનું પાણી, અથવા દુધ, અથવા ગુંદરનું પાણી મોટા જથામાં આપવું; અથવા મીઠાં તેલમાં ચુનાંનું પાણી ભેલીને તે, અથવા કોલસાના ભુકાને પાણીમાં ડોહવીને આપી દેવો. "કલોરોફાર્મ" તથા "હેનબેન" (Henbane) બેઉ સરખા ભાગમાં લઇને પેટ ઉપર ચોપડવાં, અને બબે ચમચી "સીરપ આફ ડાયલાઈઝડ આયરન" (Syrup of dialysed iron) પાણીમાં મેલવીને અર્ધે અર્ધે કલાકે લેયા કરવું.

---

## અફીમનું જેહેર.

જેવું જણાય તેવું તુરત ગરમ પાણીમાં રાઈ ભેલીને, અથવા "સલફેત આફ ઝીંક" (sulphate of zinc) ગરમ પાણીમાં ત્રીસ ગ્રેન સુધી મેલવીને પાઈ દેવી. એવા બીમારને કદીબી ફેફમાં પડવા ઊઘવા દેવો નહી, પણ તેને ઓરડામાં ચલાવ્યા અથવા દોડાવ્યા કરવો. માથાં અને મોહડાં ઉપર થંડું પાણી છાંટયા કરવું. અને ઘણી સખત કાફી બનાવીને પાઈ દેવી.

---

# દવાનુ માપ તથા વજન.



## સંગીન અથવા સુક્કી દવાઓને તોલવા માટે.

| | | |
|---|---|---|
| ૨૦ ગ્રેન | = | ૧ સ્ક્રુપલ. |
| ૩ સ્ક્રુપલ | = | ૧ ડ્રામ. |
| ૮ ડ્રામ | = | ૧ આંઊસ. |
| ૧૬ આંઊસ | = | ૧ પાઊંડ. |

## પ્રવાહી દવાઓને માપવા અથવા ભરવા માટે.

| | | |
|---|---|---|
| ૬૦ મીનીમ | = | ૧ ડ્રામ. |
| ૮ ડ્રામ | = | ૧ આંઊસ. |
| ૨૦ આંઊસ | = | ૧ પાઈન્ત. |
| ૮ પાઈન્ત | = | ૧ ગ્યાલન. |

## વજનોની સેહેલી સમજ.

| | | |
|---|---|---|
| એક ચમચી | = | ૧ ડ્રામ. |
| એક ચમચો | = | ૨ ડ્રામ. |
| એક મોટો ચમચો | = | ૪ ડ્રામ. |
| એક લીકર ગ્લાસ | = | એક આંઊસ. |
| એક વાઈન ગ્લાસ | = | બે આંઊસ. |

| | | |
|---|---|---|
| એક મહુભાર | = | ૧ ગ્રેન. |
| ૧૫ ગ્રેન | = | ૧ માસો. |
| ૪ માસા | = | ૧ ડ્રામ. |
| ૩ ડ્રામ | = | ૧ તોલો. |

| | | |
|---|---|---|
| ૨॥ તોલા | = | ૧ આંઊસ. |
| ૪૦ તોલા | = | ૧ રતલ. |
| ૧ રતલ | = | ૧ પાઊન્ડ. |

# ઊમર મુજબ દવા કેમ આપવી ?

નીચલા કાઠા ઉપરથી માલમ પડશે કે જુદી જુદી ઊમરે ખોરાકનો વજન કેટલો આપવો. એટલે, જો મોટી ઊમરનો માણસ એક ચોકસ વજન લેઈ શકે તો ચાર વરસનું એક બાલક તેજ દવાનો કેટલો જથો લેઈ શકે તે એ ઉપરથી જણાશે. જો ઊમરે પુગેલો માણસ એક જાતની દવાનો એક ડ્રામ લેઈ શકે તો ચાર વરસનું બાલક ફકત એ જથાનો પાંચમોજ ભાગ, એટલે બાર ગ્રેન, લેઇ શકેછે; અથવા બે વરસનું બાલક તેનો ફકત આઠમોજ ભાગ, એટલે સાડાસાત ગ્રેન, લેઈ શકેછે; અને એક મહીનાનું બાલક ફકત તેમાંનો ચોવીસમો ભાગ, અથવા હડી ગ્રેન, લેઈ શકેછે. એ કાઠો નીચે મુજબ છે:—

| ઊમર. દવાઇ લેનાર બાલકની અથવા માણસની. | મોટી ઊમરનો માણસ લે તેનો કેટલામો ભાગ તે લેઇ શકે છે. | મોટી ઊમરનો બીમારને ખોરાક જો એક ડ્રામ હોય તો તે કેટલો લઈ શકે. |
|---|---|---|
| ૧ મહીનો. | ૨૪ મો ભાગ. | ૨॥ ગ્રેન. |
| ૬ મહીના. | ૧૫ મો ,, | ૪ ,, |
| ૧ વરસ. | ૧૨ મો ,, | ૫ ,, |
| ૨ ,, | ૮ મો ,, | ૭॥ ,, |
| ૩ ,, | ૬ ઠો ,, | ૧૦ ,, |
| ૪ ,, | ૫ મો ,, | ૧૨ ,, |
| ૫ ,, | ૪ થો ,, | ૧૫ ,, |
| ૭ ,, | ૩ જો ,, | ૨૦ ,, |
| ૧૪ ,, | ૦॥ ,, | ૩૦ ,, |
| ૨૦ ,, | ૨/૩ ,, | ૪૦ ,, |
| ૨૧ થી ૪૦ ,, | આખો ભાગ. | ૧ ડ્રામ. |
| ૬૦ થી ૭૦ ,, | ૦॥। ,, | ૪૫ ગ્રેન. |
| ૮૦ થી ૯૦ ,, | ૨/૩ ,, | ૪૦ ,, |
| ૧૦૦ ,, | ૦॥ ,, | ૩૦ ,, |

# બાઝારે હીંદ:

અથવા

## ગામઠી વપરાતી દવાઓનાં હીંદી અને ગુજરાતી નામો, તેમની જુદી જુદી બનાવટો, તેમની ખાશીયતો અથવા ગુણો, અને તેમને ખાવાના વજનોનો એક ઉપયોગી કોઠો.



("ડાઈજેશ્ત આફ મેડીસીન"-ઉપરથી.)

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદી-જુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
|---|---|---|---|---|
| ક. કરીઆતુ | ચીરીઆતા | સુકા પાળાનો કાહવો અને ટીંકચર | નબલઈ. બદહજમી, ભુખનું કમતી થવું, અને તાવ હોય ત્યારે. શકતી લાવવા માટે. | ટીંકચર=દ્રામ ૧॥ કાહવો=આંઊસ ૩ |
| કટીલો | કોટીલા | એમાંથી નીકલતા ગુંદરનો ભુકો | રાંડના આજાર ઉપર. | ગ્રેન=૨૦ થી ૩૦ |
| કપુર | કર્પુર | ચલકતા આંગડાઓનું ભીજવેલું પાણી. તથા લીનીમેંત, તથા ટીંકચર, તથા પાઊદર. | ચાલુ સંધીવા, સાંધાઓનો દુખારો અને કરતલ નરમ પાડવા માટે બાહેરથી ચોપડાય છે. બચ્ચાંની ખાંસી. અને મોટાં માણસોનાં ઘાતના દરદ પર. તથા ખાંસી અને રાંડના આજાર ઉપર પવાયછે. પરસેવો બી એથી છુટથી પડેછે. | ગ્રેન=૨ થી ૫ |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદી-જુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
|---|---|---|---|---|
| કબાબચીની અથવા તાહડાં મરી. | કબાબચીની | બીયાંનું તેલ, પાઉડર, ટીંકચર, અને એક્સત્રેકત. | ગંડના આજાર, ધાતના પડવાં, અને જઈફ માણસોની ખાંસી ઉપર. | પાઉદર=દ્રામ ૨ ટીંકચર=દ્રામ ૨ તેલ=મીનીમ ૨ |
| કમરકશ | કમરકશ | ગુંદર. | ચાલુ અતેશાર અને મરડા ઉપર. | ગ્રેન= ૫ |
| કાથો | કાથ | મુળવાં તથા પાદડાંનો અરક તથા કાહવો. | અતેશાર ઉપર પીવામાં, અને દાંત દુખતા હોય અથવા પાગ શુજયા હોય ત્યારે બાહેરથી વાપરવામાં. | અરક=આંઊસ ૦ાા કાહવો=આંઊસ ૧ પાઊદર=ગ્રેન ૧૫ |
| કાકમારીના બીજ | કાકમારી કે બીજ | ફુલ તથા બીયાંનો મલમ. | શરીર ઉપરની ખુજલી સાફ કરવાનો. | જોઈએ એટલો લગાડવો. |
| કાલી કુતકી | કાલા કુતકી | મુળીઆંનો ભુકો, અને તેની પોલતીસ અથવા પ્લાસતર. | જલંદર ઉપર, (પણ એ એલાજ ચોકશ નથી) | ચોકશ નથી. |
| કાપીલો | કામેલા | બીજની ફળીનો પાઉદર. | કરમ મારી નાખવા માટે. | જોઈતો વજન. |
| કાલીજીરી | કાલાજીરા | બીયાં. | શક્તી લાવવા, તથા થાનમાંનું દુધ વધારવા. | ,, |
| કાળાંમરી | કાલી મીરીચ, અથવા શાહ મોરીચ | પાઉદર. | સુજેલાં ગળાં માટે કોગળા તરીકે; તાવ, કૉલેરા, અને જઈફ માણસોને થયલા હરશના મશા માટે. | ,, |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદી-જુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
|---|---|---|---|---|
| કાંદો જંગલી | જંગલી પીયાઝ. | ગોલ મુળીયાંનો ટીંકચર. સરકો તથા પાઉદર. | ખાંશી ઉપર. | ટીં૦ =મી૦ ૨૦થી૩૦ પાઊદર=ગ્રેન ૧થી ૨ જલ્દ અરક=ગ્રેન $\frac{૧}{૩૦}$ |
| કાચુરો જેહેરી | કુચીલા | બીયાં તથા છાલનો ટીંકચર તથા પાઉદર, તથા જલ્દઅરક. | તાવ ઉપર, અને લકવા ઉપર. | |
| કાળા ધાણા | કાલા દાના | બીયાંનો પાઉદર, અરક અને ટીંકચર. | ઝાડો લાવવા માટે ઘણો સારો એલાજ. | પાઊદર=દ્રામ ૨ |
| કેસર જાફરાન | જાફરાન | સુકાં ફુલો, પકવાનમાં સુગંધ અને ખુશ લેહેજત લાવવામાટે. | | જોઈતો વજન |
| કેલનું ઝાડ, અથવા તેનું પાંદડું | કેલકા પર | પાંદડાંઓ કુમળાં અથવા લીલાં. | દાઝી ગયલી અથવા છાગગ ઉડેલી જગાઓ ઉપર મુકવા માટે. | ,, |
| કોકમનું તેલ | કોકમકા તેલ | તેલનો મલમ, અથવા અમરયું તેલ. | થયલા જખમો જેની ઉપર અમસથો ચોપડવા માટે. | ,, |
| **ખ.** | | | | |
| ખસખસ | ખસખસ | બીયાંનો કાહવો. | તાવમાં, હુશીઆરી લાવવા માટે. | ,, |
| ખોરાશાની અજમો | ખોરાશાની અજવેં | છાલ અને મુળીયાંનો પાઉદર. | ઝાડો લાવવા માટે. | સ્ક્રુપલ ૧ થી દ્રામ ૦ાા |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદી-જુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઊપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
|---|---|---|---|---|
| **ગ.** | | | | |
| ગજગા, અથવા કવારો ગુલગો | કાતકાલીજા કાતક રંજ | પાંદડાંનો પાઉડર. | તાવમાં, અને શક્તી લાવવા માટે. | ગ્રેન ૧૫ થી ૩૦ |
| ગરમારો | શોંડલ | ફલનો ગર્ભ. | ઝાડો લાવવા માટે. | ડ્રામ૪થી આંઊસ૧ |
| ગરજનનું તેલ | ગરજનકાતેલ | તેલ. | ગંડના આજાર માટે. | મી૦૧૦થી ડ્રામ૦॥ |
| ગંધક | અમલશા, અથવા ગંધક | પાઉડરનો મલમ. | ચામડી. ઉપરની કીડ દુર કરવા માટે મલમ, અને ભુકાનો બચાંઓ માટે નરમ જુલાબ. | પાઊડર=ગ્રેન ૩થી ૮ |
| ગુગલ | ગુગલ | ગુંદર. | ખાંસી ઉપર આપવા. | ગ્રેન ૧ થી ૨ |
| ગાંજો, અથવા ભાંગ, અથવા ચરશ | ભાંગ | ગુંદર જેવો રસ તે ચરસ: પાંદડાંસાથનો પાળો તે ગાંજો: અને દાંખલી વગરનાં મોટા પાદડાં તે સબજી, ભાંગ અથવા સીધી. | કેફ લાવેછે; દશતાનને લગતો બીગાડો સુધારેછે. | ટીંકચર=મીનીમ ૨૦ થી ૩૦ એકસત્રેક્ત=ગ્રેન ૦॥ |
| ગુલવેલનો પાળો | ગુલંકા,શાતીજીલો, અથવા, ગુલબેલ | મુળીયાંનો કાહવો, અરક અને ટીંકચર. | તાવ ઉપર. તલીનાં મોટી થવા ઉપર. ગંડના આજાર. નબલાઈ અને બદહજમી ઉપર. | કાહવો=આંઊસ ૨ એકસત્રેક્ત=ગ્રેન ૧૦ |
| ગોખરૂ | ગોકરૂ | બીજની ફળી કાચીનો, પાંદડાંનોતથા આખા પાળાનો, પાક અને કાહવો. | પેશાબ છુટથી કરાવેછે. અને તેમાં ધસારો થતો અથવા અગન બલતી નરમ પાડેછે. | કાહવો આંઊશ ૧ |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદી-જુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
|---|---|---|---|---|
| **ચ.** | | | | |
| **ચમ્પો** | ચમ્પે | છાલનો અર્ક. | ચાલુ સંધીવા અને તાવ ઉપર. | ગ્રેન ૧૦ થી ૩૦ |
| **ચુનો** | કાળી માટી અથવા ચુના | પાઉદરનું પાણી અને લીનીમેંત. | બદહજમી, હોજરીમાંનાં ખટાશ, અને તેથી ઉપજતા અતેશાર, ચાલુ ઓકારી, ઍશીદોના જેહેર, અને છાતી ઉપર બલતી દાહે ઉપર, બલેલા ભાગ ઉપર લીનીમેંત તરીકે. | |
| **ચીનાઈ ઘાશ** | ચોબ ચીની | મુળીયાંનો ઉકાળો. | પોષણ અને શક્તી આપવા માટે. | |
| **ચીની બદામ** | ચીની બાદામ | બીયાંનું તેલ. | સેજ ઝાડો લાવવા માટે; ગુણ ઑલીવ ઑઈલના જેવો. | |
| **ચાવલ, ચોખા** | ચાવલ | દાનાનો અથવા તેના પાઉદરનોકાહવો તથા પોલટીસ. | કાહવો અથવા કાંજી અતેસારમાં, તાવમાં અને બીજા ફેફશાનાં અને કલેજાંના દરદોમાં આપવા સારૂં. પાઉદર, બળી ગયલી અથવા જખમી થયલી જગા ઉપર ભભરાવા, અથવા જુદાં જુદાં કારણો સર પોલટીશ બનાવા માટે. | |
| **જ.** | | | | |
| **જમાલગોટો** | જયપાલ જમાલગોટા | બીયાંમાંથી કાહડેલું તેલ, અને તેલનું લીનીમેંત. | એ મજબુત ઝાડો લાવવા માટે, અને ફીફ્ગ અને ચમક ઉપર આપવા; લીનીમેંત, સંધીવાથી દુખતા સાંધાઓ ઉપર ચોપડવા. | તેલ=ટીપું ૧ |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદી-જુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
| --- | --- | --- | --- | --- |
| જેઠીમધ યામધી | ગજકા ઝાડ | તાંજાં અથવા સુકવેલાં મુળીઆંનો બનાવેલો અરક અને શરબત. | બચાંઓની ખાંશી ઉપર. | તાજું શરબ = ડ્રામ ના થી ૧ |
| જીરૂં, શાજીરૂં | શાજીરા | બીયાં. | બાહેરથી દરાઝ ઉપર; અંદરથી, બદહજમી, અતેસાર, અને પેટમાંના વા ઉપર. | ગ્રેન ૫ થી ૨૦ |
| જાયફૂલ, જાવંત્રી | જાયફલ, જાએપત્રી | મેવાનો પાઉદર અને તેલ. | પકવાનોમાં સવાદ લાવવા માટે, તજને બદલે એનો ઉપયોગ થાયછે; એની અશર કેફ ઉપજાવનારી છે. તેલ દુખતું નરમ પાડવા માટે ચોપડાયછે, ખરાબ જાતનાં ઘડો ઉપર અને ચાલુ સંધીવાના દુખારા ઉપર તે મસલવામાં આવેછે. | |
| જંગલી એરંડી | એરંડીજંગલી | પાંદડાં, અથવા એનું તેલ અથવા રસ. | જખમમાંથી વેહતું લોહી બંધ પાડેછે; થાનમાં દુધનો વધારો કરવા માટે તેની ઉપર એનાં પાંદડાંની પોલતીશ મુકાયછે. તેલ, એરંડ્યાનાં સાધારણ તેલને મલતુંજ પણ વધારે સખત હોયછે. | |
| ત. તજ ડાલચીની, તજ | ડૉઝ ડાલચીની | છાલનું તેલ, પાઉદર અને ટીંક્ચર. | અતેશાર, બદહજમી, અને પેટમાં થયલા વા ઉપર. કોઠાને શક્તી આપેછે, અને ખોરાક પચાવેછે. | ટીંકચર=ડ્રામ ના<br>તેલ=ટીપું ૧<br>પાઉદરગ્રેન૧૦થી૩૦ |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદી-જુદી રીતની બનાવટો. | ગુણે મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
|---|---|---|---|---|
| તંબાકુ, તપકીર | તંબાકુ | પાદડાં, અને તેનો પાઉદર. | બીડી પીવાયછે; ઓકારી લાવેછે; અને પાઉદર (તપકીર) મગજને હુશીઆરી આપેછે. ખાંસી અને માંથું દુખે તે ઉપર વપડાયછે. | |
| તરપીતન | ગંધબેરોજકા તેલ | તેલ પોતેજ વપડાય છે. | બાહેરથી લીનીમેંત તરીકે ચોપડવા માટે વપડાયછે; અંદરથી, હોજરીમાંના બીગાડ ઉપર, પેટમાંના વા ઉપર તે અપાયછે; અને છાતીના દરદ, બેસુંવી અને ઉપલ્યામાં તે ચામડી ઉપર લગાડવામાં આવેછે. | |
| તગર | તગર | મુળિયાં, તેનો ટીંકચર અને કાહવો. | હુશીઆરી આપેછે; ચમક, અને જ્ઞાનતંતુઓને લગતાં દરદો ઉપર તે અપાયછે. | ટીંકચર = ડ્રામ ૦॥ થી ૧ |
| તાલીમખાના | તાલમખાને, ગોકસર | પાંદડાં અને મુળીઆંનો કાહવો. | પેશાબ લાવે, શક્તી આપે. પથરી બંધાઈ હોય, અને નજલો થયો હોય તે ઉપર. | |
| દ. | | | | |
| દાહરનો પાળો | દાદમુરદંન. દાદકા પાત | પાદડાંઓ મલલમાનાં | દરાઝ અને બીજાં ચામડીનાં દરદો ઉપર. | |
| દાડીમનું ઝાડ | અનારકાપર | છાલ; મેવો, અને મુળીયાંની છાલનો કાહવો. | અતેસાર ઉપર, અને મરડા ઉપર પવાયછે. મુળીયાંની છાલ કરમને મારવા માટે; અને પાણીના કોગળા ગળું સુજયું હોય ત્યારે. | કાહવો= આંઊંસ ૧ થી ૧॥ |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદી-જુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા શુધી આપવો. |
|---|---|---|---|---|
| **ધ.** | | | | |
| **ધતુરો કાળો અને સફેદ** | ધતુરા, કાળા, વ શફેદ | બીયાંનો ટીંકચર, અને લીનીમેંન; પાદડાંનીભુંઈ, પોલટીશ, અને શેક. | સંધીવા સંધાઓનાં દુખ, ખાંશી. ચમક. દશતાનની ખલલ, ઈત્યાદી માં પવાયછે; અને ચમક થતી હોય. અથવા, કરમ પાક્યા હોય ત્યારે તેની પોલટીશ અને શેક. | ટીંકચર=મીનીમ ૨૦ થી ૩૦ |
| **ન.** | | | | |
| **નાલીએર** | નારકોલ | મેવો, પાણી, તેલ અને દુધ. | પાણી થંડક આપેછે; મેવો પુષ્ટીકારકછે; અને તેલ ઑલીવનાં તેલની ગરજ સારેછે. | |
| **નદસાગર** | નોશાદર | ચલકતા ગાંગડાઓનું લોશન. | એની પોલટીશ ધડો પાકે નહી તેને માટે ખાંસી, સંધીવા, ચમક, ઈત્યાદી દરદો ઉપર તે પીવામાં આવેછે. | ગ્રેન ૧૦ થી ૨૦ |
| **નાગકેશર** | નાગકેશોર | ફુલોનો પાઉદર અને તેલ. | પાઉદર હરશના મશાનું લોહી અટકાવા; અને તેલ ચામડીની ફીર ઉપર. | |
| **પ.** | | | | |
| **પાન માંડવાનાં અથવા પુનાનાં** | પાનતંબુલ | પાંદડાં. | મખવાસને માટે ખવાયછે; ખાંશીમાં, હાંફનમાં, બીજાં કલેજાનાં દરદોમાં પોલટીશ તરીકે વપડાયછે; અને જો દુધ ઘણું આવતું હોય તો થાન ઉપર તેને શેક કરવામાં આવેછે. | |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદી-જુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
|---|---|---|---|---|
| પાલાસ પાપરી, અથવા ખાખરનો ગુંદર | પાલાશકા બીંજ, અને, પાલાશકાગુંદ | બીયાં અને છાલ અને થડમાંથી નીકલતો ગુંદર. | ચાલુ આતેશાર અને બદહજમી ઉપર, અને બીયાં ગોળ કરમ થયા હોય તે ઉપર. | ગુંદર=ગ્રેન ૨ થી ૩ બીયાં=ગ્રેન ૨૦ |
| પપઈયા | પોપઈયા | ગસ. | ગોળ કરમ થયા હોય તે માગવા માટે. | |
| પીપલમુળ, અથવા પીપરીમરૂં. | પીપલમુલ | મુળીઆંનો પાઉડર. | સરદી અથવા શરકમ થયો હોય તે ઉપર; દુખતા ભાગો ઉપર બાહેરથી લગાડવા માટે. | |
| ફટકી | શીતકારી | ચલકતા ગાંગડાઓનો પાઉડર, લોશન, પાણી, અને પોલતીસ. | આંખના શોજા ઉપર પોલટીશ; અને બાહેરથી લગાડવાનું મડધુમડાં ઉપર અને જલોનાં દંખ ઉપર. પીવાનું ચાલું અતેશાર, મીઠી પેશાબ અને ઉટાટીયાંની ખાંસી ઉપર. રાંડના આજારોમાં, પાણી પીચકારી વડે મારવાનું. | અરક=ગ્રેન ૧૦ થી ૨૦ કાહવો=આંઉશ ૧ ટીંકચર=ડ્રામ ૧ |
| ફુદનો | ફુદીના | પાદડાં. | બદહજમી અને ઓકારી ઉપર. પીપરમીંતને બદલે. | |
| બ. બાવલની છાલ | કીકરકા છાલ | છાલ અને ગુંદરનો કાહવો પાણી. અને કોગલા કરવાની મેલવણી. | ચાલુ અતેસરમાં પીવાયછે; ધાત જતી હોયતો તેની પીચકારી મરાયછે, હરશમાંથી એમજ વપરાયછે; અને ગળુ શુજયું હોય ત્યારે, અને દાંતના દરદપર તેના કોગળા થાયછે. | કાહવો = આંઉસ ૧॥ થી ૨ પાઊદર=ગ્રેન ૧૦ થી ૧૫ |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદી-જુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
|---|---|---|---|---|
| બુચનક, અથવા મીઠું જેહેર | બીશનક | મુળિયાંનો લીનીમેંત, મલમ, ઇત્યાદી. | સંધીવાના દુખાગ ઉપર અને જ્ઞાન તંતુઓને લગતા દુખાગ ઉપર બાહેરથી વપડાયછે; પીવાનું ઘણું ખરૂં નથી. | અરક=ડ્રામ ાા કાહવો=ડ્રામ ૧ાા |
| બેલફુલ | બીલફુલ | મેવો અને પાંદડાંનો કાહવો, રસ, અરક, અને મુરબ્બો. | પીત તોડેછે; તાવમાં, ચાલુ અતેસાર, અને ચાલુ મરડામાં અપાયછે. | પાઊદર=સ્કુપલ ૧ |
| બેદાના | બીહીદાના | બીયાંનો ઉપયોગ થાયછે. | શક્તી આપેછે; ખાંશી અને તાવ ઉપર વપડાયછે. | |
| બગબુનોફ્શા | બગબુનોફ્શા | મુળિયાંનો પાઉદર. | ઝાડો અને વૉમીટ લાવેછે; એનું દાંતનું મંજન થાયછે. | |
| ભ. | | | | |
| ભીંડો | ભેંડી, રામટુરી | સુકાં અથવા લીલાં ફુલનો પાક. કાહવો, પોલટીસ, અથવા ધુંઇ. | તાવ, રાંડનો આજાર, અને દરદી ગળાં ઉપર વપડાયછે. | |
| ભાબુનનાં ફુલ | બાબુકા ફુલ | પાંદડાં અને ફુલનો કાહવો, અને પોલટીસ. | કોઠાને કવતી આપેછે; ચમકો અટકાવેછે; બદહજમી અને સાધારણ નબલાઇ ઉપર કામ લાગેછે. | કાહવો=આંઊસ ૧ થી ૧ાા |
| ભીલામું | ભીલાતક | રસ. | સંધીવાના કે બીજા હરેક કોઇ દુખારા નરમ પાડવા માટે. | |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદી-જુદી રીતની બનાવટો. | ગુંણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
|---|---|---|---|---|
| **મ.** | | | | |
| **મરચું લાલ** | લાલ મીરચ. | ફ્લ, તથા બીયાંનું તેલ. | રાઈની સાથે એની પોલટીશ મુકાયછે; ગળું મુજયું હોય ત્યારે, બદહજમી, ભુખનાં ઓછાં થવા, અને અતેસાર ઉપર તે આપવામાં આવેછે; ગળું બેઠું હોય ત્યારે તેના કોગલા થાયછે. | પાઊદર=ગ્રેન ૫ થી ૧૦<br>ટીંકચર=દ્રામ ૦॥ |
| **મોરથુથુ** | નીલતત | ગાંગડાઓનો પાઉદર અને લોશન. | ચાલુ મરડા અને અતેશાર, ખણીના અતેશાર, ઉપર તે અપાયછે; અફીમ, જેહેરી કચુરા, ધતુરા, અને સોમલનાં જેહેરો ઉપર તે ઉલટી લાવવા માટે અપાયછે; અને ગળાના દરદો ઉપર બાહેરથી ચોપડાયછે. | પાઊદર=ગ્રેન ¼ થી ૧ (ઉલટી લાવવાની હોયતો ગ્રેન ૫ થી ૧૦) |
| **માયાફ્લ** | માઝુફ્લ | બંધાયલો રસ, અને તેનો કાહવો, મલમ, કોગલાના અને પીચકારીના પાણી. | મલમ હરશના મશા ઉપર લગડાયછે; રાંડના આજારપર અને શુઝલા ગળાંપર તેની પીચકારી મરાયછે; અને તાવમાં, અફીમનાં અને જેહેરી કચુરાનાં જેહેરમાં, અને મરડામાં તે પીવાયછે. | ગ્રેન ૩ થી ૭<br>કાહવો=આંઊંશ ૧ |
| **માંગોશતાંન** | માંગોશતીન | ફ્લ, અને છાલ. | શક્તી આપેછે; ચાલુ મરડા ઉપર તે વપડાયછે. | |
| **મોગેરાંનુ તેલ (છાલ મોગરાનું)** | છાલમોગરાકા તેલ | બીયાં, તેલ. | રક્તપીત, સંધીવા, અને રાંડના આજારને લગતા ચામડીના દરદો ઉપર. | તેલ=ટીપાં ૩ થી ૬<br>બીયાં=ગ્રેન ૬ |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદી જુદી રીતના બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | આપવાનો વજન કેટલા સુધી આપવો. |
|---|---|---|---|---|
| મેંદી | મેન્ઢી | પાંદડાંનો રસ, અને પોલટીશ. | દાઝેલા પગો ઉપર. નખો રંગવા. | |
| માઊ | શીરખસ્ત | બંધાયલો ગુંદર | બચ્ચાંઓ અને નાજુક અખલાઓ માટે હલકો જુલાબ. | ગ્રેન ૫ થી ૨૦ |
| મધ | શાહ-મધ | શીરા જેવો રસ. | ખાંસી ઉપર વપરાય છે. | |
| મીઠું તેલ | તીલકા તેલ | તેલ. | ધુમડાંઓ ઉપર અને પાકતા જખમો ઉપર લગાડવા. | |
| **૨.** | | | | |
| રશોત | ચીત્રખુશ-મુળ, રશોત | થડ, દાંખલી અને મુળિયાંનો અરક. | તાવ અને બદહજમી ઉપર. આંખનો સોજા ઉપર બાહેરથી લગાડવા માટે. | ડ્રામ ૨ |
| રેઝડાકાલમ્બ | કાલબકો કે જર | મુળિયાંનો પાઉડર, ટીંકચર. અરક અને કાહવો. | લાંબા વખતની માંદગી પછી સાજા થતીવેલા શક્તી લાવવા માટે. | પાઊડર=ગ્રેન ૧૦ થી ૩૦ ટીંકચર=ડ્રામ ના કાહવો=આંઊસ ૧ |
| રેવંચીનો શીરો | ગેમખાજ | બંધાયલો રસ. | ઝાડો લાવવા માટે. | ગ્રેન ૧ થી ૨ |
| રશકપુર | રસકપુર | પાઉદર. | ગંડના આજાર પર, અને રક્તપીત પર. | |
| રૂમી મસતકી | રૂમીમશતકી | ગુંદર. | પડતા અને કોહતા દાંતોના ઉપાય તરીકે. | |
| **લ.** | | | | |
| લીમડાનું ઝાડ | નીંબ | પાંદડાંની પોલટીસ, છાલનું તેલ, અને લીનીમેંત; પાઉદર અને કાહવો. | ધુમડાં અને બડ ઉપર પાંદડાંની પોલટીસ. તાવ સંધીવા, ભુખનું કમતી થવું, ઈત્યાદી ઉપર લીવાયછે. તેલનુ લીનીમેંત સંધીવાના દુખતા ભાગો ઉપર મુકાયછે. | કાહવો=આંઊસ ૧ ૧ થી ૧ાા |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદીજુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો |
|---|---|---|---|---|
| લવંગ | લૉગ | ફુલદડાંનો પાઉડર, ટીંકચર અને કાહવો. | બદહજમી, પેટનો દુખારો, પેટમાં થયલાવા, અને દરદોથી સાજા થવાના વખતમાં એ વપડાયછે. તેલ ખરી પડતા દાતો ઉપર ચોપડાયછે. | ટીંકચર=ડ્રામ ૦ાા કાહવો=આંઊંશ ૧ થી ૨ |
| લાકડાંનો કોલશો | લકરેકા કોઇલા | પાઉડર અને તેની પોલટીશ | ઘડો ઉપર પોલટીશ બંધાય છે; દાંતનાં મંજન તરીકે વપડાય છે. પેટમાં પવન ઘણો હોય તો તે પીવાય છે. | ગ્રેન ૫થી ૧૫ |
| લીલી ચાહેનું તેલ | ગંદબેલ, અકયે ધાસકે અતર | તેલ. | પેટમા થયલા પવન ઉપર, પેટમાં થતા દુખારા ઉપર અને ચાલુ ઓકારી ઉપર તે અપાય છે; સંધીવાના અને બીજા દુખારા ઉપર તે ચોપડા છે. | |
| લીંબુ | નીબુ | છાલ અને રસ. | દાંતનું દુખ નરમ પાડે છે, તાવમાં અને 'ક્રોતન' તેલના ઝેહેર ઉપરબી પવાય છે. મછરના દંખ ઉપર લગડાય છે. | |
| લોબાન | લુબન | બંધાયલો ગુંદર. | ખાંશી અને બીજાં છાતીનાં દરદો ઉપર. | |
| **વ** | | | | |
| વજ-વખ | બચ-વચ | મુંળીયાંનો કાહવો. | તાવ, બદહજમી, મરડો, ખાંશી અને પેટમાંના પવન ઉપર અપાય છે. | આંઊંસ ૧ |
| **સ** | | | | |
| સુપારી | શુપારી | ફલની જીની-જીની કાત્રીઓ. | ખોરાક હજમ કરવા માટે. | |

| ગુજરાતી નામો | હીંદુસ્તાની નામો. | જુદીજુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
| --- | --- | --- | --- | --- |
| સુનામખી | શુનાકા પાત | પાદડાનો કાહવો અને ટીંકચર. | ઝાડો લાવવા માટે. | કાહવો=આં૦ ૧થી૨ ટીંકચર=દ્રામ ૧થી૨ અરક અથવા પાઉડરને=ગ્રેન ૧ થી ૩ |
| શકમની | શાકમુનીઆ | બંધાયલા ગુંદરનો પાઉડર. | સખત જુલાબ; જલંદરમાં એ ઉપયોગી છે. | |
| શુવા | સોયશોવા | બીયાંનો કાહવો. | પીડુનો અને પેટનો દુખારો, પેટમાંનો વાઈત્યાદી ઉપર. | આંઊંશ ૧ |
| શાલેશ ગામઠી | જંગલી ચંડબેલી | મુળીયાંનો કાહવો. | ચાલુ સંધીવા. ભુખનાં કમતી થવા. અને ગંડના આજાર ઉપર અપાયછે. અંગ્રેજી 'સારસાપેરીલા' કરતા એનો ગુણ વધારે સરસછે | આંઊંશ ૧ |
| શુરેજન | શુરીનજન | બીયાંનો ટીંકચર. | સંધીવા. નજલો, જલંદર. અને કલેજાની સુરની ઉપર. | દ્રામ ૨ |
| શરશાન તેલ | રાય રાયન | બીયાંનું તેલ, પાઉડર અને પોલટીસ. | છાકટપણાનાં અને બીજી કેફીવસ્તુનાં જેહેર ઉપર. બીજા કારણ માટે ઉલટી લાવવા, માંથે લોહી ચહડે ઉપલું થાય, માથું દુખે, અને બીજાં છાતીનાં દરદો થાય ત્યારે પોલટીસ તરીકેબી વપડાય છે. | |
| શાલેપ મીશરી | શાલેપમીશરી | પાઉડર. | નબલાં માણસો અને બચ્ચાંઓને કવતી આપવા માટે; મરદી ઉપજાવા માટે. | |
| શુરોખાર | સુરાહ, શોરાહ | ગાંગડાઓનો પાઉડર. | પરસેવો લાવે છે; તાવ, માથાંનો દુખારો. સંધીવા, બેશુધીના બકબકારા ઈત્યાદી ઉપર તે વપડાય છે. | |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદીજુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
|---|---|---|---|---|
| શુખડનુ તેલ | ચનડન,શાનડુલ કા અતર | તેલ અને પાઉદર. | નરમ પાડનારૂં અને થંડક આપનાર છે; રાંડના આજારો ઉપર તે વપડાયછે. | તેલ=મીનીમ ૩૦ પાઊદર=ડ્રામ ૧ |
| શાબુ ચોખા | શાગો | કાંજી અથવા કાહવો. | થંડક આપે છે, પુષ્ટીકારક, સાધારણ ચોખાની પેઠેજ ગુણ કરેછે. | |
| સફેદ ડામર | સફેદ ડામર | ગુંદર. | એના મલમો બનેછે; અને ધડ ધુમડાંઓ ઉપર એ લગડાયછે. | |
| **હ** | | | | |
| હીંગલી બદામ | હીંગલી બદામ | ગુંદર, તેલ. | ઑલીવ તેલની પેઠે વપડાય છે. | |
| હીંગ | હીંગ | ગુંદર, અને ટીંકચર. | ખાધેલુ હજમ કરેછે, પેટમાંનો વા તોડેછે ચમક. એસુધી, અને બીજાં શાનતંતુઓના દરદો ઉપર અને ખાંસી ઉપર તે વપડાયછે | ગુંદર=ગ્રેન ૫ થી ૧૦ ટીંકચર=ડ્રામ ૦ાા થી ૧ |
| હીરાબોલ | હીરાબોલ | છાલનો ગુંદર. | દસતાન લાવેછે; બાહેરથી તે ખગાબ ધુમડાંઓ ઉપર લગડાયછે; સુજેલાં મોહડાંમાં તેના કોગલા થાયછે. | (દશતાન લાવવા માટે)=ગ્રેન ૨ થી ૫ |
| હલદ | હલડી | ડાંખલી અને મુળીયાં. | પેટમાંનો વા તોડે છે, સરદી અને સગ્રકમ ભાંજેછે. બાહેરથી, જખમો અને ઘસારાઓ ઉપર લગડાય છે. | ગ્રેન ૫–૨૦ |

| ગુજરીતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદીજુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
|---|---|---|---|---|
| હીરાકશી | હીરાકશીશ | ગાંગડાઓનો પાઉદર. | લોહીનો બીગાડો, તાવ જેમાં તલ્લી મોટી થઈ હોય, જલંદર, હરસના મસા, ઉટાંટીયાંની ખાંસી, ચાલુ અતેસાર, અને ચાલુ મરડા ઉપર તે અપાય છે. | ગ્રેન $\frac{1}{4}$ થી ૧ અથવા ૨ |
| હીંગલો | હીંગુલ | લાલ ભુકી. | રાંડના આજારો ઉપર અપાય છે, એની ધુપની કરવામાં આવેછે. | |
| હરડે | હારાપીલીહાર | પાઉદર. | મજબુત ઝાડો લાવેછે. | ગ્રેન ૨ |
| **અ.** | | | | |
| અગરનું ઝાડ | લાલચીરચીરી | મુળીયાં બીયાં ઈત્યાદીનો પાઉદર અને કાહવો. | ઝાડો બંધ કરેછે; જલંદર અને જાનવરોના દખ ઉપર તે વપડાએ છે. | કાહવો=આંઊશ ૧ થી ૨. |
| અખરોત જંગલી | | તેલ. | મરદઈ લાવે છે; અને કબજ રહેલો ઝાડો લાવે છે. | આંઊશ ૧ (તેલનું) |
| અકલગરો | અકરકોરા | મુળીયાં. | દાંતનાં અને મોહડાંના દરદો સાજા કરવા ઘસવામાં સાધારણ રીતે આવેછે. | |
| અફીમ | અફીમ | અરક, ટીંકચર અને કાહવો. | અંદરથી. પથરીના દરદ પર ફુક્કામાં થતાં દરદપર, અને અતેસારમાં આપવામાં આવેછે. બાહેરથી તે સંધીવાથી દુખતા સાંધાઓ ઉપર, ચમક અને કોઈ બીજી જાતના દુખારા ઉપર, ધડ ધુમડાં ઉપર ઈત્યાદી લગાડવામાં આવે છે. | ટીંકચર=મીનીમ ૧૦ અરક=ગ્રેન ૧ |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદીજુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
|---|---|---|---|---|
| **આ.** | | | | |
| **આતવીશ** | આતીશ | મુળીયાંનો ભુકો અને કાહવો. | તાવ ઉપર, નબળાઇ ઉપર, અને તાવ ગયા પછીથી આપવામાં આવેછે. | પાઊદર=ગ્રેન૫થી૧૦ કાહવો=આંઊશ ૧ |
| **આકડાનું ઝાડ** | અક-અકંદ મુદાર | છાલ અને મુળીયાંનો પાઊદર અને રસ. | રક્તપીત, રાંડનો આજાર, મરડો, અને બીજાં ચામડીનાં દરદોપરથી વપડાય છે. | પાઊદર=ગ્રેન ૩ |
| **આમરા** | આંબલા | બીયાં અને છાલનું પાણી. | થંડક આપે છે; તાવ, પીત, અને મરડાના જોરની વખતે એ પાણી પીવાય છે. | મરડામાં એકજ વખત=ગ્રેન૨૦થી૩૦ |
| **આદુ, શુંઠ અદરક** | સુંઠ સીંથી | સુકાં મુળીયાંનો કાહવો ટીંકચર અને પાઊદર. | પેટમાંનો ચુંકો, પવન અને બીજી ફરીયાદો; સરદી અને સરકમ; તાવ માથાંનો અને દાંતનો દુખારો, ઇ૦ ઉપર એ અપાયછે. | ટીંકચર=ડ્રામ ૦॥ પાઊદર=ગ્રેન૧૦ ઇનફ્યુઝન=આંઊસ૧ |
| **આંબલી** | આમલી, ટેનટુલ | એ ફલનું પાણી. | નરમ જુલાબ છે; શરબતની પેઠે એ થંડક આપેછે; જુલાબ લાવવા માટે એ વધારે જથામાં આપવી જોઇએ. તાવ અને દાંતનાં દરદમાંથી એ વપડાય છે. | |
| **આંતમલ** | અંતામલ | પાદડાં અને મુળીયાંનો પાઊદર, કાહવો અને વાઇન. | ઊલટી લાવવાનાં કામમાં આવે છે; મરડો. અતેસાર, દમ, અને ઊંટાંટી ખાંસી ઉપર એ વપડાય છે. | ઊલટી લાવવા માટે ડ્રામ ॥; અને અમથો, ગ્રેન ૫ થી ૮ |

| ગુજરાતી નામો. | હીંદુસ્તાની નામો. | જુદીજુદી રીતની બનાવટો. | ગુણો મુજબનો ઉપયોગ. | ખાવાનો વજન કેટલા સુધી આપવો. |
|---|---|---|---|---|
| **ઈ.** | | | | |
| **ઇંદરજવ** | ખુરચી | છાલ અને બીયાંનો કાહવો. | તાવ ઉપર, મરડા ઉપર, કરમ ઉપર. અને હોજરીની બીજી ફરયાદો ઉપર વપરાય છે. | દ્રામ ૧ થી ૨ |
| ઈશફગુલનાં બીયાં | ઈશફગુલ | બીયાંનું પાણી. | એ પાણી થંડક આપેછે; બીયાંનો ઉપયોગ અતેસાર અને મરડા ઉપર, અને રાંડના આજારો ઉપરબી થાય છે. | |
| **એ.** | | | | |
| **એલીઓ કુંભાર** | મુશાબર ઇલવા | રસનો અરક, કાહવો અને ટીંકચર. | ઝાડો લાવેછે; દસતાનના બીગાડા, ચમક. માંથાંનો દુખારો, ચાલુ કબજીઆત ઇત્યાદી ઉપર તે વપડાય છે. | ગ્રેન ૨ થી ૩ |
| **એલચી** | છોટા ઇલાચી | બીયાંનું ટીંકચર. | અમઠીબી મખવાસને માટે ખવાય છે; બદહજમી, પાણીની ઉલટી ઇત્યાદી ઉપર તે ઉપયોગમાં આવેછે. | દ્રામ ાા. |

# જુદા જુદા ઊપયોગો માટે અગતનાં અંગ્રેજી નુંસખાઓનો તઇયાર સંગ્રહ.

જેવાકે—ઝાડો લાવનાર તથા બંધ કરનારા, હોજરીમાંનો ખટાશ તોડનારા, પરસેવો પાડનારા, બદહજમી તોડનારા, ખાંસી નરમ પાડનીરા, ઈ૦



## નરમ જુલાબની ગોળીઓ.

( ઓરતો માટે. )

નં૦ ૧—કમપાઊન્ડ ઍકસત્રેકત આફ કૅાલોસીન્થ ( Comp. ext. of Colocynth) ............ ડ્રામ ૦॥

બ્લુ પીલ (Blue pill)........................ગ્રેન ૧૮

ઍકસત્રેક્ત આફ હૅનબેન (Ext. of henbane).ગ્રેન ૧૨

ઑઇલ આફ કૅરેવે (Oil of caraways)......ટીપાં ૬

એ ચારે મેલવીને તેમાંથી બાર ગોળીઓ બનાવવી, અને અકેકી રાતનાં સુતીવેલા લેવી, અને અગત પડેતો બીજી એક સહવારે લેવી.

નં૦ ૨—પીલ રૂફી (Pil. Rufi) ........................ગ્રેન ૪૦

ઍકસત્રેકત આફ ઍલોઝ (Ext. of aloes)....ગ્રેન ૧૦

ઍકસત્રેકત આફ હેમલૉક (Ext. of hemlock).ગ્રેન ૧૫

ઑઇલ આફ જુનીપર (Oil of juniper).....ટીપાં ૬

એની બાર ગોળીઓ બનાવવી, અને એક યા બે જયારે અગત્ય પડે ત્યારે લેવી.

નં૦ ૩-કમ૦ ઍસેફટીડા પીલ ( Comp. assafœtida P.)ગ્રેન ૨૦

પીલ રૂફી (Pil. Rufi) ......................ગ્રેન ૨૦

ઍકસત્રેક્ત આફ હૅનબેન (Ext. of henbane).ગ્રેન ૨૦

એની બાર ગોળીઓ બનાવવી, અને એક યા બે અગત્ય મુજબ લેયા કરવી.

નં૦ ૪—કમપાઊન્ડ રૂહબાર્બ પીલ (Comp. rhubarb pill)ગ્રેન ૩૦

કમ૦ કૅાલોસીન્થ પીલ (Comp colocynth pill)ગ્રેન ૩૦

ઑઇલ આફ પૅપરમીંત (Oil of peppermint)ટીપાં. ૯

એની બાર ગોળીઓ બનાવવી, અને અકેકી સવાર સાંજ લેવી.

નં૦ ૫—કમ્૦ ઍક્સત્રેક્ત આફ્ કૉલોસીન્થ (Comp. ext. of colocynth) ....................સ્ક્રુપલ ૧
બ્લુ પીલ (Blue pill).....................સ્ક્રુપલ ૧
ઍક્સત્રેક્ત આફ્ હૅનબેન (Ext. of henbane)સ્ક્રુપલ ૧
એની બાર ગોળીઓ બનાવવી, અને જરૂર મુજબ એક યા બે ગળવી.

---

## સખત જુલાબની ગોળીઓ.

### (મરદો માટે.)

નં૦ ૧—એલોઝ પાઉદર (Powdered aloes).........ગ્રેન ૧૮
કૉલોસીન્થ પા૦ (Powdered colocynth)...ગ્રેન ૧૫
કૅલોમેલ (Calomel)...........................ગ્રેન ૧૮
સ્કેમની પાઉદર (Scammony powder)......ગ્રેન ૧૫
ઑઈલ આફ્ ક્લોવસ (Oil of cloves)......ટીપાં ૫
એની બાર ગોળીઓ બનાવવી, અને જેમ જરૂર હોય તેમ એક યા બે લેવી.

નં૦ ૨—કમ્૦ ઍક્સ૦ ઑફ્ કૉલોસીંથ (Comp. ext. of colocynth).............................સ્ક્રુપલ ૨
બ્લુ પીલ (Blue pill).........................સ્ક્રુપલ ૧
ઑઈલ ઑફ્ કૅરેવે (Oil of caraways)......ટીપાં ૬
ક્રોટન ઑઈલ (Croton oil)..................ટીપાં ૨
ઉપર મુજબ લેવી.

નં૦ ૩—ઍલોઝ પા૦ (P. aloes).....................ગ્રેન ૨૪
ગૅમબોજ પા૦ (P. Gamboge)..............ગ્રેન ૧૨
કૅલોસીન્થ પા૦ (P. colocynth)............ગ્રેન ૧૨
સ્કેમની પા૦ (P. scammony)...............ગ્રેન ૧૦
કૅલોમેલ (Calomel)..........................ગ્રેન ૧૫
ઑઈલ આફ્ પૅપરમીંત (Oil of peppermint)ટીપાં ૬
એની બાર ગોળીઓ બનાવવી, અને બે સુતી વેલા અને એક સહવારે લેવી.

નં૦ ૪—કમ્૦ કૉલો૦ પીલ (Comp. colocyinth pill)સ્ક્રુપલ ૨
બ્લુ પીલ (Blue pill).......................સ્ક્રુપલ ૧
કૅસતીલ સોપ (Castile soap)...............ગ્રેન ૧૨

બાર બનાવવી, અને તેમાંથી જરૂર મુજબનો ઉપયોગ કરવો.

નં૦ ૫—સ્કેમની પા૦ (P. scammony)..............ડ્રામ ૦॥
 કૅલોમેલ (Calomel)..........................ગ્રેન ૨૦
 ઍક્સટ્રે ઑફ કૉલોસીન્થ (Ext. of colocynth)ગ્રેન ૨૦
 ઑઈલ આફ સીનેમન (Oil of cinnamon...)ટીપાં ૪
 કૅસતીલ સોપ (Castile soap)................ગ્રેન ૧૫

એની પંદર ગોળીઓ બનાવવી, અને દર વખત બબે લેવી. એ ગોળીઓ ઘણી ગુણકારી છે.

---

## બલગમ પાડવાની અથવા ખાંસી ઉપર લેવાની ગોળીઓ.

નં૦ ૧—સ્કવીલ પા૦ (P. squills) ..................ગ્રેન ૧૨
 ઈપીકાકુઆના પા૦ (P. Ipecacuanha)......ગ્રેન ૧૮
 જીંજર પા૦ (P. Ginger).....................ગ્રેન ૧૨
 ઍક્સ૦ આફ હેમલૉક (Ext. of henbane)...ડ્રામ ૦॥

એની બાર ગોળીઓ બનાવવી, અને એકેક દર ચાર કલાકે લેવી.

નં૦ ૨—ઍમોનાયેકમ પા૦ (P. ammoniacum.) ... ગ્રેન ૨૪
 સ્કવીલ પા૦ ( P. squills ) ................. ગ્રેન ૧૦
 ઈપીકેકુઆના પા૦ ( P. ipecacuanha ) ... ગ્રેન ૧૦
 એનતીમોનીઅલ પા૦ ( P. antimonial )... ગ્રેન ૧૨
 ઍક્સ૦ આફ હેનબેન ( Ext. of henbane ) ડ્રામ ૦॥

એની પંદર ગોળીઓ બનાવવી, અને એકેક દર છ કલાકે ગળવી.

નં૦ ૩—કમફર પા૦ ( P. Camphor ) .............. ગ્રેન ૨૦
 ઓપીઅમ પા૦ ( P. opium )............... ગ્રેન ૬
 સ્કવીલ પા૦ ( P. squills )................. ગ્રેન ૧૨
 ઍનતીમોનીઅલ પા૦ (P. antimonial) ... ગ્રેન ૧૮
 ઍક્સ૦ આફ હેમલાક (Ext of hemlock) ગ્રેન ૧૫
 ઑઈલ આફ એનીસીડ (Oil of aniseed)... ટીપાં ૬

બાર ગોળીઓ બનાવવી, અને એકેક સવાર સાંજ લેવી.

નં૦ ૪—બાલસમ આફ ટોલુ (Balsam of tolu) ...ડ્રામ ૧.

એની પંદર ગોળીઓ બનાવવી, અને એકેક દર ચાર કલાકે લેવી.

### એજ દરદ માટે મેલવણીઓઃ—

નં૦ ૧—કારબોનેત આફ્ એમોનીઆ (Carb. of ammonia) ડ્રામ ૦॥
ડોવર્સ પાઊદર (Dover's Powder) ............ગ્રેન ૨૦
સીરપ આફ્ સ્કવીલ્ (Syrup of squills) ...આંઊસ ૦॥
સ્પીરીત આફ્ નાઈટર (Sprt. of nitre)......ડ્રામ ૩
કૅમફૂર વૉટર (Camphor water).........આંઊશ પા॥
અકેક ચમચો દર ચાર કલાકે; જો ઊંઘ નહી આવતી હોયતો રાતનાં બે ચમચા.

નં૦ ૨—વીનીગર આફ્ સ્કવીલ્સ(Vinegar of squills)આંઊસ ૧
ટીંકચર આફ્ ટોલુ (Tinct. of tolu).........ડ્રામ ૨
એનટીમોનીઅલ વાઈન(Antimonial wine)આઊસ ૦॥
સીરપ આફ્ રેડ પૉપી(Syrup of red poppy)આંઊસ ૦॥
સ્પીરીત આફ્ શલફ્યુરીક ઈથર(Sprt.of sulph.ether.)ડ્રામ ૧
મીંત વૉટર (Mint water)..............આઊસ ૪
અકેક ચમચો દર ચાર કલાકે.

નં૦ ૩—મ્યુસીલેજ (Mucilage).................આંઊશ ૧॥
સીરપ આફ્ સ્કવીલસ (Syr. of squills)આંઊસ ૦॥
સીરપ આફ્ ટોલુ (Syr. of tolu).........આંઊસ ૦॥
પેરીગોરીક (Paregoric)..................આંઊસ ૧
સ્પી૰ ઑફ્ નાઈતર (Sprt of nitre).........ડ્રામ ૨
મીંત વૉટર (Mint water)...............આંઊસ ૩॥
જ્યારે ખાંસી હેરાન કરતી હોય ત્યારે અકેકો ચમચો, અને સુતી વખત રાતનાં બે ચમચા લેવા.

નં૦ ૪—કમ૰ ત્રાગાકેન્થ પા૰ (Comp. tragacanth p.)ડ્રામ ૨
ગરમ પાણી (Warm water)...........આંઊસ ૩
સ્પી૰ આફ્ મીનડરીરસ(Sprt.of mindererus)ડ્રામ ૬
સીરપ આફ્ ટોલુ (Syr. of tolu).........આંઊસ ૦॥
સીરપ આફ્ સ્કવીલ્સ (Syr. of squills)......ડ્રામ ૨
પેરીગોરીક (Paregoric)..................આંઊસ ૦॥
સ્પી૰ આફ્ નાઈતર ( Sp. of nitre ).........ડ્રામ ૩
મીંત વૉટર (Mint water)................આંઊસ ૨॥
બબે ચમચા અગત્ય પડે તેમ લેવા.

નં૦ ૫—હોરહાઊન્ડ લીવસ ( Horehound leaves ) આંઊસ ૧
લીકોરીસ રૂટ (Liquorice root).........આંઊસ ૦॥
ખખલતું પાણી (Boiling water).........આંઊસ ૧૦

ચુલાની આગલ વાસણ છ કલાક સુધી રાખી મુકીને ઊપલો કાહવો તઈયાર થવા દેવો, પછે તેને પાછો ૧૫ મીનીત સુધી ઊકાળવો, પછી ગાળી નાંખી તેમાં ખાંડ ઊમેરી મીઠો કરવો અને એ મેલવણીમા-

સીરપ આફ સ્કવીલ્સ (Syrup of squills)...ડ્રામ ૨
અને લાડેનમ (Laudanum )....................ડ્રામ ૨

ઊમેરવાં, અને મેલવણીનો જથો બાર આંઊસ જેટલો કરીને, એમે ચમચા તેમાંથી દીવસમાં ત્રણ વખત લેવા.

નં૦ ૬—એમોનાયકમ (Ammoniacum).............ડ્રામ ૧
કાર્બોનેત આફ પોટેસ (Carb. of potass)...ડ્રામ ૨
કેમફર વૉટર (Camphor water).........આંઊસ ૪॥

એ ત્રણેને બરોબર મેલવો, અને પછી તેમાં ઊમેરો:—

સીરપ આફ સ્કવીલસ (Syr. of squills)......ડ્રામ ૬
સ્પી૦ આફ નાઈતર (Sprt. of nitre)......આંઊસ ૦॥
એનતીમોનીઅલ વાઇન (Antimonial wine).ડ્રામ ૩

જયારેની ખાંસી ઘણો કંટાલો આપે ત્યારે એકેક ચમચો.

નં૦ ૭—નાઈતર પા૦ (P. nitre).....................ગ્રેન ૪૦
ઇપીકેકુઆના પા૦ (P. ipecacuanha)......ગ્રેન ૧૦
મીંત વૉટર (Mint water)..............આંઊસ ૩

એ ત્રણેને બરાબર મેલવો, અને પછી તેમાં ઊમેરો:—

મયુસીલેજ (Mucilage)..................આંઊસ ૧
સીરપ આફ ટોલુ (Syr. of tolu).........આંઊસ ૦॥
સ્પીરીત આફ મીનડરીરસ (Sprt. of mindererus)........આંઊસ ૧॥

એ મેલવણીમાંથી બબે ચમચા દીવસમાં ત્રણ વખત લેવા.

## પરસેવો લાવવાની દવાઓ.

નં૦ ૧—ડોવર્સ પાઉડર (Dover's powder)...........ગ્રેન ૧૦

થોડીક કાંજીમાં ભેલીને રાતનાં સુતી વેલાએ લેવાનો.

નં૦ ૨—ડોવર્સ પાઉદર (Dover's powder)...........ગ્રેન ૩૦
એનતીમોનીઅલ પા૦ (Antmonial powder) ગ્રેન ૧૨
કેલોમેલ (Calomel)..........................ગ્રેન ૯

એનાં છ પડીકાં બનાવવાં, અને અકકું દર ચાર યા પાંચ કલાકે લેવું.

નં૦ ૩—નાઈતર પા૦ (P. nitre)....................ગ્રેન ૨૦
　સ્પી૦ આફ્ મીન્ડરીરસ (Sp. of mindererus) ડ્રામ ૧૨
　એનતીમોનીઅલ વાઈન (Antimonial wine) ડ્રામ ૨
　સ્પી૦ આફ્ સ્વીત નાઈતર (Sprt. of sweet nitre) ડ્રામ ૨
　સીરપ આફ્ સેફ્રન (Syr. of saffron)......ડ્રામ ૩
　કેમફ્ર વૉટર (Camphor water)............આંઉસ ૩॥
એમાંનો ચોથો ભાગ દીવસમાં ત્રણ વખત લેવો.

નં૦ ૪—કારબોનેત આફ્ એમોનીયા (Carb. of ammon.) ગ્રેન ૩૦
　ગુઆયાકમ પાઉદર (P. guaiacum).........ગ્રેન ૨૦
　કેમફ્ર વાટર (Camphor water).........આંઉસ ૫॥
　લાડેનમ (Laudanum)......................ડ્રામ ૧
　સીરપ આફ્ સેફ્રન (Syr. of saffron)......ડ્રામ ૩

## હોજરીમાં ખટાશ થયો હોય તેના એલાજની દવાઓ.

નં૦ ૧—કાસતીક લીકર આફ્ પોતેસ (Caustic liq. of potass)............................ડ્રામ ૧।
　લાડેનમ (Lawdanum)....................ટીપાં ૩૦
　લાઈમ વાટર (Lime water)..............આંઉસ ૬
પાણીમાં ભેળીને એક ચમચો દર ચાર કલાકે લેવો.

નં૦ ૨—પ્રીપેર્ડ ચાક (Prepared chalk)..............ડ્રામ ૩
　કાલસીન્ડ મેગનીશીઆ (Calcined magnesia) ડ્રામ ૨
　લાઈમ વાટર (Lime water)..............આંઉસ ૬
　લાઈકર આફ્ પોટેશ (Caustic liq. of potass) ડ્રામ ૧
ઉપલીની માફકજ લેવી.

નં૦ ૩—બાઈકાર૦ આફ્ પોતેસ (Bicarb. of potass) ડ્રામ ૧
　બાઈકારબોનેત આફ્ સોડા (Bicarb. of soda) ડ્રામ ૦॥
　કારબો૦ આફ્ એમોનીઆ (Carb. of ammon) ગ્રેન ૨૦
　ઈનફ્યુ૦ આફ્ કેલમબા (Infus. of Calumba) આંઉસ ૬
બબે ચમચા દીવસમાં બે વખતે લેવા. એ સારી દવા છે.

નં૦ ૪—ગ્રેગરીઝ પા૦ (P. Gregory)...............ડ્રામ ૩
　કારબોનેત આફ્ સોડા (Carb. of soda)......ડ્રામ ૧

એનાં છ પડીકાં બનાવવાં, અને તેમાંથી એકેક પેપરમીંતનાં પાણીમાં દીવશમાં ત્રણ વખત લેવું.

નં૦ ૫—કારબોનેત આફ સોડા (Drica Carb. of soda)ગ્રેન ૪૦
રૂહબાર્બ પાઉડર (P. rhubarb)..............ગ્રેન ૧૨
જીંજર પાઉડર (P. Ginger)...................ગ્રેન ૧૨
યેલો સોપ (Soap, yellow)......પુરતો થાય એટલે લેવો.
એની સોલ ગોળીઓ બનાવવી. અને એકેક ખાણાંની આગમચ ખાયા કરવી.

---

## ઝાડો બંધ કરવાની દવાઓઃ
## અતેસાર ઇત્યાદીને માટે.

નં૦ ૧—પ્રીપેર્ડ ચૉક (Prepared chalk)...........ડ્રામ ૩
ઍરોમેતીક કનફેક્સન (Aromatic confection)ડ્રામ ૨
સ્પીરીત આફ સાલ વાલેટાઇલ (Sprt. of sal-volatile)..............................ડ્રામ ૧॥
મીંત વોટર (Mint water.)..............આંઉસ ૬
દર કલાકે બબે ચમચા લેવા.

નં૦ ૨—ઇનફ્યુઝન આફ રોઝીઝ (Infus. of roses)આંઉસ ૫॥
ઍલમ પાઉડર (Alum powder)...........ડ્રામ ૧
સીરપ આફ રેડ પૉપી (Syr. of read poppy)ડ્રામ ૦॥
એક યા બે ચમચા જેમ અગત્ય જણાય તેમ.

નં૦ ૩—પ્રીપેર્ડ ચાક (Prepared chalk)............ડ્રામ ૨
રૂહબાર્બ પાઉડર (P. Rhubarb). ............ડ્રામ ૦॥
ઍરોમેતીક કનફેક્સન(Aromatic confection)ડ્રામ ૧॥
ટીંકચર આફ રૂહબાર્બ (Tinct. of rhubarb)આંઉસ ૦॥
સીનામન વૉટર (Cinnamon water)......આંઉસ ૫॥
ઉપલાંનીજ માફક લેવું.

નં૦ ૪—ટીંકચર આફ કેટેચુ (Tinct. of catechu)...આંઉસ ૦॥
ઍરોમેતીક કનફેક્સન (Aromatic confection)ડ્રામ ૧
ટીંકચર આફ ઍસેફટીડા (Tinct. of assafœtida)ટીપાં ૩૦
લાડેનમ (Laudanum).....................ટીપાં ૩૦
પેપરમીંત વાટર (Peppermint water)...આંઉસ ૫॥
બબે ચમચા દર ત્રણ કલાકે.

નં૦ ૫— ટીંકચર આફ કાઈનો. (Tinc. of kino)......આંઉસ ૧

એમાંનો ચોથો ભાગ પાણી અને ખાંડમાં ભેલીને લેવો; બચાંને દશ ટીપાંથી એક ચમચી સુધી શરબતમાં ભેલીને આપવું. એ ઉપયોગી દવા છે.

---

## શક્તી આપનારી દવાઓ.

નં૦ ૧— ઈનફ્યુસન ઑફ રેઝીઝ (Infus. of roses) આંઊસ ૬
 ક્વીનાઈન (Quinine)........................ગ્રેન ૨૦
 ડાઈલ્યુત સલ્ફ્યુરીક ઍસીડ (Dil. sulphuric acid) ટીપાં ૨૦
 એકેક ચમચો દીવસમાં ચાર વખત લેવો.

નં૦ ૨— ઈનફ્યુઝન આફ જેનશીએન એન્ડ આરેન્જ પીલ (Infusion of gentian and orange peel)..આઉંસ ૫॥
 કાર્બોનેટ આફ એમોનીઆ (Carb. of ammonia)..................................ગ્રેન ૨૦
 બાઈ કાર્બોનેટ ઑફ પોટેશ Bicarb. of potass ડ્રામ ૧
 કમપાઉન્ડ ટીંકચર ઑફ બાર્ક (Comp. tinct. of bark.)..............................આંઊસ ૦॥
 ઊપલીનીજ માફક લેવું.

નં૦ ૩ - હાપ્સ (Hops)..............................ડ્રામ ૨
 આરેન્જ પીલ (Orange peel)...............ડ્રામ ૨
 ખખળતું પાણી (Boiling water).........આંઊસ ૭
 એ સઘળાંને ઉકાળો અને ગાળી કાહડીને તેમાં ઉમેરો:—
 ટીંકચર ઑફ બાર્ક (Tinct. of bark)...............ડ્રામ ૬
 સ્પીરીટ ઑફ સાલ વૉલેટાઈલ (Sprt. of sal volatile) ડ્રામ ૨
 ઊપલીનીજ માફક લેવું.

નં૦ ૪—ઈન૦ ઑફ ક્વાશીઆ (Infus. of quassia) આંઊસ ૫॥
 ટીંકચર આફ જીંજર (Tinct. of ginger)...ડ્રામ. ૨
 ટીંક૦ ઑફ મ્યુરીએત ઑફ આયરન (Tinct. of muriate of iron.)....................ડ્રામ ૧॥
 ઉપલીનીજ માફક થોડાં પાણીમાં ભેળીને લેવું.

નં૦ ૫ —ક્વીનાઈન (Quinine).........................ગ્રેન ૪૦
 જીંજર પાઉડર (P. ginger)...................ગ્રેન ૨૦

એકસત્રેકટ ઑફ જેનશીએન (Ext. of gentian, soft) પુરતો થાય એટલો.

એ જીનસો મેળવીને વીસ ગોળીઓ બનાવવી અને એકકી દીવસમાં ચાર ચાર વખત ગળ્યા કરવી.

---

## સાંધાઓના દુખાશ નરમ પાડવા માટે ચોપડવાનાં તેલોની મેળવણીઓ.

નં० ૧—કમ० કેમફર લીનીમેંટ (Comp. Camphor linmt.)............................આંઉસ ૧॥

રપીо ઑફ સાલ વોલેટાઇલ (Sprt. of sal volatile)..........................આંઉસ ०॥

બેઊ ભેળીને લગાડવું.

નં० ૨—કમ० કેમફર લીનીમેન્ટ (Comp. camphor linmt.)...............................આંઉસ ૧

ઓપોડેલડૉક (Opodeldoc)..............આંઉસ ૧

ભેળીને લગાડો.

નં० ૩—આપોડેલડૉક Opodeldoc)..............આંઉસ ०॥

લાડેનમ (Laudanum)..................આંઉસ ०॥

કમ० કૅમફર લીનીમેન્ટ (Comp. Camphor linmt.)..................................આંઉસ ०॥

ભેળીને લગાડો.

નં० ૪—જે થાનો, દુધ એકઠું થઇને બંધઇ જવાથી, સુજીને કઠણ થયા હોય તોઃ—

કમ० કેમફર લીનીમેન્ટ (Comp. camphor linmt.)..................................આંઉસ ૧

રપીо આફ સલફ્યુરીક ઈઠર (Sprt. of sulph. ether)........................આંઉસ ०॥

એ બેઊને મેળવીને તે ધીમેથી થાન ઊપર લગાડીને રહેવા દેવું, એ ઘણું નરમ રીતે ઘસવું અને ત્રણથી વધુ વખત લગાડવું નહી. એ મેળવણી બળતાં આગળ અથવા ગાસ કે મીનબતીના દીવા આગળ લગાડવી નહી.

નં૦ ૫—જો શરીરની સાધારણ નબળી હાલતથી ગાંથો અથવા સાંધાઓની સુજન થઈ હોય, તો તે સુજેલા ભાગો ઉપર નીચલી મેળવણી લગાડવી:—

ટીંકચર આફ આયોડીન (Tinct of iodine). ડ્રામ ૧
કમ૦ કેમફર લીનીમેંટ (Comp. Camphor linmt.)............................ ડ્રામ ૯
આફ સાલ વૉલેટાઈલ (Sprt. of sal volatile)............................ ડ્રામ ૨

નીચલાં તેલો, લચકાયલા અથવા મોરચાયલા ભાગો ઉપર, ચાલુ સોજાઓ ઉપર, સાંધાઓની નબળાઈ ઉપર, અને માસના લોચાઓમાં થતી અથવા સંધીવાથી થતી કળતરો ઉપર લગાડ્યાથી ગુણ કરેછે:—

નં૦ ૬—કપુરના જીનાં કટકા (Camphor, pieces)... ડ્રામ ૨
ઑલીવ આઇલ (Olive oil)............... ડ્રામ ૨

કપુર અને તેલને મેળવીને સેજ ગરમ કરવું, એટલે કપુર પીગળી જશે.

નં૦ ૭—ઉપલી મેળવણીનું તેલ (કૅમફોરેટેડ ઑઇલ). આંઊસ ૨
ટરપેનતાઇન (Turpentine)............... આંઊસ ૦॥
હાર્તશોર્ન (Hartshorn).................. આંઊસ ૦॥

ભેલીને લગાડો. સંધીવા, અને ગળાંના સોજા ઉપર એ ઘણું ઊપયોગી છે.

નં૦ ૮—કૅમફોરેટેડ ઑઇલ (Camphorated oil)... આંઊસ ૨
ઓપોડેલડૉક (Apodeldoc)............. આંઊસ ૧
લાડેનમ (Laudanum)................. આંઊસ ૧
ઑઇલ આફ એમ્બર (Oil of amber)...... ડ્રામ ૨
હાર્તશોન (Hartshorn)...................... ડ્રામ ૬

ભેળીને લચકાયલા ભાગો ઉપર લગાડેલું ફાયદો કરશે.

નં૦ ૯—હાર્તશોર્ન (Hartshorn)................. આંઊસ ૧
ઑલીવ ઑઇલ (Olive oil)............... આંઊસ ૨

ગળાંનાં સોજા ઉપર લગાડેલું ફાયદો કરશે.

---

## આંખ ઊપર મુકવાનાં નરમ પાડનારાં લોશનો.

નં૦ ૧—ડીકૉકશન ઑફ પૉપી હેડસ (Decoc. of poppy heads)...................... આંઊસ ૬
સુગર ઑફ લેડ (Sugar of lead)......... ગ્રેન ૧૨

ભેળીને વાપરો.

નઃ ૨—કેમોમાઈલ ફ્લાવર્સ (Camomile flowers) આંઊસ ૦૧
પાણી (Water)........................ આંઊસ ૧૦
બે કલાક સુધી ઉકાળો, અને પછી ગાળીને ઠંડું પડે કે વાપડો.

નઃ ૩—ડીકૉક્ટ૦ આફ કેમોમાઈલ (Decoc. of camomiles).......................... આંઊસ ૬
સલફેત ઑફ ઝીંક (Sulphate of zinc)...... ગ્રેન ૬
ભેળીને વાપડો.

નઃ ૪—લાડેનમ (Laudanum)....................... ડ્રામ ૧
પાણી (Water).......................... આંઊસ ૬
ભેળીને વાપરો.

નઃ ૫—ઍક્સટ્રેક્ત ઑફ હેનબેન (Ext. of henbane) ગ્રેન ૧૦
ઍક્સ્ટ્ર૦ ઑફ હેમલાક (Ext. of hemlock). ગ્રેન ૧૦
પાણી (Water).......................... આંઊસ ૬
ભેળીને વાપરો.

નઃ ૬—ઓપીઅમ પાઉડર (P. of opium)........... ગ્રેન ૪
સુગર ઑફ લેડ (Sugar of lead)........... ગ્રેન ૧૦
ગરમ પાણી (Hot water).............. આંઊસ ૨૦
મસળો, મેળવો, ગાળી કાહડો અને થંડું પડે કે વાપરો.

---

## આંખ ઊપર મુકવાનાં ઊશકેરનારાં લોશનો.

નઃ ૧—સ્પીરીત ઑફ વાઈન (Sprt. wine).......... ડ્રામ ૧
પાણી (Water).......................... આંઊસ ૮
ભેળીને વાપરો.

નઃ ૨—કેમફર વૉટર (Camphor water).......... આંઊસ ૬
સલફેત ઑફ ઝીંક (Sulphate of zinc)...... ગ્રેન ૬
ભેળીને વાપરો.

નઃ ૩—સલફેટ ઑફ કૉપર (Sulphate of copper)... ગ્રેન ૪
પાણી (Water).......................... આંઊસ ૬
ભેળીને વાપડો.

નં ૪—લુનર કૉસતીક (Lunar caustic)..........ગ્રેન ૩
પાણી (Water)..........................આંઊંસ ૬
ભેળીને વાપરો.

---

## જુદાં જુદાં દરદો ઊપરની ગામડી દવાઓના નુશ્કાઓ.

શરીરની હાલત, અને દરેક ઇંદ્રીઓનાં કામકાજોમાં ફેરફાર કરાવનારી જુદી જુદી દવાઓ.

**નં ૧—મુદારનાં મુળયાંની છાલનીઃ—**

મુદારનો ભુકો.................................ગ્રેન ૯
લીકોરીશનો ભુકો ...............................ગ્રેન ૯

એનાં ત્રણ પડીકાં કરી, એકકું દર ત્રણ કલાકે આપવું.

એ આજારમાં, મરડામાં, અને ચામડીનાં દરદોમાં શક્તી લાવવા માટે અને બીજા ફાયદા કરવા માટે વપડાયછે; અને ખાંશી ઉપર બલગમ પાડવા માટે કામ લાગેછે જો વામીત લાવવું હોયતો, અર્ધો ડ્રામ મુદારનો ભુકો દોઢ આંઊંસ શરબતનાં પાણીમાં ભેલીને પી જવો.

**નં ૨—છાલ મોગરાનાં બીયાંનીઃ—**

છાલમોગરાનાં બીયાંનો ભુકો......................ગ્રેન ૧૫
ગુંદરનો ચીકાશ (mucilage)..........પુરતો થાય એટલો.

એની ચુર્ણ ગોળીઓ બનાવવી અને તેમાંથી પેહેલાં દીવશમાં ત્રણ, અને પછી દીવશની પાંચ પાંચ બી ગળવી.

રક્તપીત ઉપર એ અકસીર ગણાયછે; બીજાં ચામડીનાં દરદો ઉપર, અને બદનનાં હાડકાંઓના નબલા બાંધા ઉપરબી તે અપાયછે.

**નં ૩—ગાઓઝોબાનનાં પાદડાંનીઃ—**

ગાઓઝોબાન.............................આંઊંસ ૧॥
ખખલતું પાણી ...............................પૅંટ ૧

એક કલાક સુધી રાખી, એનો કાહવો બનાવી, તેમાંથી ચાર આંઊંસ જેટલો દીવશમાં ત્રણ વખત લેવો.

શક્તી આપેછે, અને પેશાબ લાવેછે. ગુરદાનાં દરદોપર ઉપયોગી છે.

નં૦ ૪—જાડવરાનાં મુલીયાંની:—

જાડવરાનો ભુકો......................ડ્રામ ૧॥
ગાઓઝોબાન......................ડ્રામ ૨
ખખળતું પાણી......................આંઊસ ૬

એ કાહવાનો ત્રીજો ભાગ દીવસમાં ત્રણ વખત લેવો.

લકવા, કમળા, કલેજાંનાં દરદો, અને તાવો ઉપર અપાયછે. એનીજ નીચલી મેલવણી સાંપનાં જેહરના ઊપાય તરીકે ગણવામાં આવેછે:—

જાડવરાનો ભુકો......................ડ્રામ ૦॥।
ગામઠી દારૂ......................ડ્રામ ૨
પાણી......................આંઊસ ૧

નં૦ ૫—આનંતામુલની:—

આનંતામુળ છોલેલાં......................આંઊસ ૧
ખખલતું પાણી......................આંઊસ ૧૦

એક કલાક સુધી કાહવો થવા દેવો, અને પછી ગાળીને તેમાંથી બેથી આંઊસ દીવશમાં ત્રણ વખત લેવો.

ચામડીનાં દરદોપર અને રાંડના આજાર પર.

નં૦ ૬—ચીત્રાછાલની:—

ચીત્રાછાલ......................ગ્રેન ૧૦
હારડાનાં ફુલની છાલ......................ગ્રેન ૨૦
મરી......................ગ્રેન ૩૦

એનો બારીક ભુકો કરવો, અને તેમાંથી દશથી વીસ ગ્રેન સુધી દીવસમાં ત્રણ વખત ફાકવો.

બહેજમી, ચાલુ સંધીવા, અને રાંડના આજાર ઉપર.

નં૦ ૭—શાહતેરાનાં પાળાની:—

શાહતેરા......................ડ્રામ ૧॥
અનીશુન......................ડ્રામ ૩
બાદીઆન......................ડ્રામ ૩
પાણી......................આંઊસ ૧૬

એને ઉકાળીને ૭ આંઊસ જેટલું રાખવું, અને તેમાંથી બબે આંઊસ જેટલું દીવસમા ત્રણ વખત આપવું.

કલેજાં અને તલ્લીનાં ચાલુ દરદો, અને ચામડીનાં દરદો ઉપર.

નં ૮—સુરનજાવની:—

| | | |
|---|---|---|
| સુરનજાવ | ડ્રામ | ૫ |
| સુનામખી | ડ્રામ | ૩ |
| હારડા | ડ્રામ | ૧॥ |
| સાકર | ડ્રામ | ૧૦ |

એ સઘલાંનો જીનો ભુકો કરવો અને તેમાંથી એ ત્રણ ડ્રામ દીવશમાં ત્રણ વખત આપવો.

ચાલુ નજલા અને જલંદર ઉપર.

નં ૯—હરડેની:—

| | | |
|---|---|---|
| હરડેની છાલ | ડ્રામ | ૧ |
| હીમજ | ડ્રામ | ૨ |
| હરડે બેહેડાં | ડ્રામ | ૨ |

એ સઘલાનો ભુકો કરવો, અને બબે ડ્રામ મધમાં બબે વખત આપવો.

બાદહજમી, ભુખનું કમી થવું, માથાનો દુખારો, અને નાકવતી ઉપર.

નં ૧૦—નવસાદરની:—

| | | |
|---|---|---|
| નવસાદર | ગ્રેન | ૧૫ થી ૩૦ |
| આનંતામુળનો કાહવો | આંઉસ | ૬ |

એમાંનો ત્રીજો ભાગ, માથાનો દુખારો, ચાલુ સંધીવા, કમલો, કરમ, ઇત્યાદી દરદો ઉપર દીવસમાં ત્રણ વખત આપવો.

---

## ચમક અથવા બીજા એજ કીસમનાં દરદો ઉપરની દવાઇઓ.

નં ૧—હીંગની:—

| | | |
|---|---|---|
| હીંગ | ગ્રેન | ૧૦ |
| હીરાબોલ | ગ્રેન | ૧૮ |
| ગાંડે બીરજા | ગ્રેન | ૧૦ |

એની નવ ગોળીઓ બનાવવી, અને અકેકી દર ત્રણ કલાકે લેવી ચમક, પેટમાંનો ચુંકો, પેટમાનો વા, અને બીજા ચમકનાં દરદો પર.

નં૦ ૨—ફુદનાની:—

| | |
|---|---|
| ફુદનો | ડ્રામ ૧॥ |
| અજમો | ડ્રામ ૨ |
| કાલાં મરી | ડ્રામ ૧ |
| શાદાબ | ડ્રામ ૧ |
| શુંઠ | ડ્રામ ૧ |
| એલચી દાના | ડ્રામ ૨ |

એ સઘલાનો ભુકો કરી મધમાં મેલવીને પાક બનાવવો અને તેમાંથી એક યા બે ડ્રામ જેટલો દર ત્રણ કલાકે લેવો.

પેટમાંનો વા અને ચુંકો, ઉછાળો, બદહજમી, ખાંશી અને ચમક ઉપર.

નં૦ ૩—શાદાબ અથવા સીતાબની:—

| | |
|---|---|
| શાદાબ અથવા સીતાબ | ગ્રેન ૩૦ |
| ટંકનખાર | ગ્રેન ૩૦ |
| શુંઠ | ડ્રામ ૧ |
| કાલાં મરી | ડ્રામ ૧ |

એનો ભુકો કરી પંદરથી વીસ ગ્રેન સુધી આપવો.

પેટમાંના પવનનો ચુંકો, કુકડીઆ ખાંસી, હીસતીરીઆ, અને કરમથી થતાં ઉપલીયાં ઉપર.

નં૦ ૪—જતામાસી અથવા કાલીચદના મુળયાની:—

| | |
|---|---|
| જતામાસી | ડ્રામ ૩ થી ૪ |
| ખખલતું પાણી | આંઉશ ૧૦ |

પંદર મીનીત સુધી ઉકાળીને ગાળીને કાહડવું, અને તેમાંથી દીવસમાં ત્રણ વખત બે થી ત્રણ-ત્રણ આંઉસ જેટલું પીવું.

ફીફરે, હીસતીરીઆ, અને ઉપલીયા ઉપર.

નં૦ ૫—જુંદબેદશાતરની:—

| | |
|---|---|
| જુંદબેદશાતર | ગ્રેન ૬ થી ૧૨ |
| મરીનો ભુકો | ગ્રેન ૬ |
| શુંઠનો ભુકો | ગ્રેન ૩ |

એને ગુંદરના ચીકાશ સાથે મેલવીને તેની છ ગોળીઓ બનાવવી અને એકકી દર ત્રણ કલાકે લેવી.

હીસતીરીઆ, અને પેટમાંના પવનના ચુંકા ઉપર.

નં૦ ૬--અફ્સનતીન અને જંદની:—

| | | |
|---|---|---|
| અફ્સન તીન | ડ્રામ | ૨ |
| અનીસુન | ડ્રામ | ૩ |
| કરફ્શ | ડ્રામ | ૩ |
| ગારીકુન | ડ્રામ | ૩ |
| જંદ | ડ્રામ | ૦॥ |

એનો બારીક ભુકો કરવો, અને અરધા થી એક ડ્રામ સુધી લેવો.

ચુંકા, કુકડયા ખાંસી, અને આંતરડાંના વળ ઉપર.

નં૦ ૭--સમબુલ-અલ-તીબનાં મુળયાની:--

| | | |
|---|---|---|
| સમબુલ | ડ્રામ | ૨ |
| અનીસુન | ડ્રામ | ૨ |
| કાળાં મરી | ડ્રામ | ૧ |

એનો ભુકો કરી અરધાથી એક ડ્રામ સુધી મધ અથવા સરબતમાં ફાકવો.

નં૦ ૮--અનીશુનની:--

| | | |
|---|---|---|
| અનીશુન | ડ્રામ | ૧ |
| કરફ્શ | ડ્રામ | ૧ |
| મસકી | ડ્રામ | ૧ |
| જાફ્રાન | ડ્રામ | ૧ |
| ફ્તર શાલીઉન | ડ્રામ | ૨ |
| આસારૂનૂ મુળીયાં | ડ્રામ | ૧ |
| કુડનો સુકો | ડ્રામ | ૨ |

એ સઘલાનો બારીક ભુકો કરવો, અને સીતાબના રસ સાથે મેલવીને તેની પાંચ પાંચ ગ્રેનની ગોળી બનાવવી, અને તેમાંથી દીવસમાં ચાર પાંચ ગળવી.

પેટમાંનો વા, ચહડી આવેલું પેટ, કુકડયા ખાંસી, અને ચમકના દરદોપર.

નં૦ ૯—કસતુરીની:—

| | | |
|---|---|---|
| કસતુરી | ડ્રામ | ૨ |
| શુંઠ | ડ્રામ | ૧ |
| કાળાં મરી | ડ્રામ | ૧ |

ઉપલાંનો ભુકો કરીને પાંચ પાંચ ગ્રેનની ગોળીઓ બનાવી, તેમાંથી ત્રણ ગોળીઓ ગળ્યા કરવી.

ચમકના દરદો ઉપર વપરાય છે.

નં૦ ૧૦—અજમોની:—

| | | |
|---|---|---|
| અજમો, આનજમુદ. અને શોફ એ દરેકનો | ડ્રામ | ૧ |
| રાની તાલશીનાં પાદડાં, અને જયપાત્રી દરેકનો | ડ્રામ | ૦॥ |

એ પડીકામાંથી અરધા થી એક ડ્રામ સુધી તેટલીજ ખાંડમાં ભેળીને લેવું.

પેટમાંનાં પવન, અને તેથી ઉત્પંન થતા ચુકા ઉપર.

---

## ઝાડો આવતો બંધ કરવાની, અથવા અતેસાર અને મરડા ઉપરની દવાઇઓ.

નં૦ ૧—સાચા અથવા માજુફલની:—

| | | |
|---|---|---|
| માજુફલનો ભુકો | ડ્રામ | ૧ |
| ખાંડ | ડ્રામ | ૧ |

એ ભેળેલો ભુકો વીશથી ચાલીશ ગ્રેનસુધી દીવસમાં ત્રણ વખત લેવો.

ચાલુ અતેસાર, વધી ગયલો મરડો, અને બીજી રીતના લોહીના પડવા ઉપર.

નં૦ ૨—બેલફલની:—

| | | |
|---|---|---|
| બેલ સુકા | ડ્રામ | ૨ |
| પાણી, ખલખલતું | આંઊસ | ૮ |

એનો કાહવો બનાવવો અને એથી ત્રણ આંઊસ સુધી ત્રણ ત્રણ વખત લેવો.

અથવા ચાલુ અને તીક્ષ્ણ મરડા ઉપર નીચે મુજબની બેલફલની દવાઓ લેવી:—

બેલ, વાલાનાં મુળ, મોથનાં મુળ, ધાના અને સુંઠ દરેકનો ડ્રામ ૨ એ સઘલાંનો છ આંઊસ ખખલતાં પાણીમાં કાહવો કરવો, અને તેમાંથી બબે આંઊસ દીવસમાં ચાર વાર લેવો.

નં૦ ૩—ઇસફગુલનાં બીયાંની:—

| | | |
|---|---|---|
| ઇસફગુલનાં બીયાં | ડ્રામ | ૩ |
| થંડું પાણી | પૈંટ | ૦॥ |

એ મેલવણીમાંથી ચાર ચાર આંઊસ જેટલું દીવસમાં બે વખત પીવું.

નં૦ ૪—ચેઆર-તોખ્મ (ચાર જાતનાં બીયાં) નીઃ—

ઈસફગુલનાં બીયાં..........................ડ્રામ ૧
તુખ્મે રેહાન..........................ડ્રામ ૧
તુખ્મે મારો..........................ડ્રામ ૧
તુખ્મે ખરતનગા ..........................ડ્રામ ૧

એમાંથી બબ્બે ડ્રામ, સાકર સાથે મેલવીને ફાકવાં.

ઊપલી બંને મેલવણીઓ, ચાલુ અતેસાર અને મરડા ઉપર.

નં૦ ૫—માંગોસતીનનીઃ—

માંગોસતીન..........................ડ્રામ ૧
ધાના ..........................ડ્રામ ૨
સોંફ ..........................ડ્રામ ૧

એ સઘળાંનો દસ આંઊસ જેટલો કાહવો કરવો, અને બબ્બે આંઊસ લેવો.

ચાલુ અતેસાર અને મરડા ઊપર.

નં૦ ૬—મોખરાસનીઃ—

મોખરાસ, બેલ, અને આંબાની ગોટલી સુકી દરેકનો ડ્રામ ૧ એનો ભુકો બનાવી એક યા બે ડ્રામ જેટલો ઝાડાનાં દરદો પર ફાકવો.

નં૦ ૭—હીરાદખનનીઃ—

હીરાદખન. ..........................ડ્રામ ૨
ગુલનાર. ..........................ડ્રામ ૧
બાબુલનો ગુંદર..........................ડ્રામ ૧
અફીમ..........................ગ્રેન ૮

એ સઘલાંનો બારીક ભુકો કરવો અને વીશ ગ્રેન જેટલો ત્રણ-ત્રણ વખત લેવો.

છાતી ઉપરથી પડતું લોહી, ધુજતા હરશના મસા, બીજી કોઈ રીતે લોહીનું જવું, અને અતેસાર ઉપર.

નં૦ ૮—ફુટકારી અથવા ફુટકીનીઃ—

ફુટકારી. ..........................ડ્રામ ૨
તજ. ..........................ડ્રામ ૦॥
ખાંડ. ..........................ડ્રામ ૨

એ સઘલાંનો ભુકો કરવો, અને વીસથી ત્રીસ ગ્રેન જેટલો ફાકવો ચાલુ અતેસાર અને મરડા ઉપર.

નં૦ ૯—કાકનજની:—

કાકનજ ......................... દ્રામ ૨
હીરાદખન. ......................... દ્રામ ૨
બાબુલનો ગુંદર ......................... દ્રામ ૨
ગુલે અરમાની ......................... દ્રામ ૨
તુખ્મે કરફા ......................... દ્રામ ૨

એ સઘલાંનો બારીક ભુકો કરવો, અને તેમાંથી ત્રીસથી ચાલીશ ગ્રેન જેટલો અકેકી વખત લેયા કરવો.

ગુરદા અને ફુક્સામાંથી પડતાં લોહી ઉપર.

નં૦ ૧૦-કાથ અથવા કાથાની:—

કાથો ......................... દ્રામ ૨
હીરા દખન ......................... દ્રામ ૧
તજ ......................... દ્રામ ૦॥
તમાલ-પાત્રાં ......................... દ્રામ ૦॥

એ સઘલાંનો ભુકો કરવો, અને તેમાંથી પંદરથી ત્રીસ ગ્રેન સુધી અકેકી વખત લેવો.

અતેસાર ઉપર એ વાપડાય છે.

---

## ઝાડો લાવનારી અને કરમને મારી નાખનારી દવાઈઓ.

નં૦ ૧—એલીયાની:—

સોકોતરી-એલાઓ ......................... દ્રામ ૩
ગુલાબ-કળી ......................... દ્રામ ૨.
હરડે ......................... દ્રામ ૧
મસતકી ......................... દ્રામ ૧
સાકમુનીઆ ......................... દ્રામ ૦॥

એના બારીક ભુકામાંથી દશથી વીસ ગ્રેન જેટલો લેવો.

ઝાડો લાવી પીતનું જોર નરમ પાડેછે, માંહું'ી દુખતું નથી.

નં૦ ૨—સુનામખીની:—

સુનામખી ......................... દ્રામ ૨
ગુલકંદ ......................... દ્રામ ૦॥
શીરખીશત ......................... દ્રામ ૩

પેહલાં સુનામખીનોજ ચાર આંઊસ કાહવો કરવો, અને પછી તેમાં બીજી બે જીનસો નાખીને ત્રણથી ચાર આંઊસ જેટલો લેવો.

નાજુક અથવા નબલા બાંધાનાં માણસો માટે એ ઘણો સારો જુલાબ છે.

નં૦ ૩—ગરમાલાનો:—

ગરમાલો.....................ડ્રામ ૪
ગુલકંદ. ......................ડ્રામ ૬
બદામનું તેલ..................ડ્રામ ૨
ખખલતું પાણી...........આંઊસ ૮

એ સઘલાંને અરધો કલાક સુધી ગસલીને મેલવવું. અને પછી પાંચથી છ આંઊસ જેટલું પીવું.

પેટના ચુંકાની, અને તાવનાં અને ભેજાંના દરદોની વખતે એ ઘણો સરસ હલકો જુલાબ બનેછે. નીચલો પણ એક હલકો જુલાબ છે:—

નં૦ ૪—રેવંચીની લાકડીની:—

રેવનચીની–લાકડી............ડ્રામ ૨
ગુલાબ–કળી..................ડ્રામ ૩
ખખલતું પાણી...........આંઊસ ૧૨

એનો કાહવો બનાવવો અને બે આંઊસ જેટલો ખાંડ સાથે પીવો.

નં૦ ૫—ઇંદરાયનનો:—

ઇંદરલાન......................ડ્રામ ૧
બાબુલનો ગુંદર ................ડ્રામ ૦ા
હરડે. .........................ડ્રામ ૨
આલીદનનાં મુળયાં...........ડ્રામ ૦ા

એનો બારીક ભુકો વીસથી ત્રીસ ગ્રેન સુધી લેવો.

કબજીઆત, પીતનું જોર, અને ભેજાં ઉપર થતા લોહીના જોરસા ઉપર લેવાય છે.

નં૦ ૬—જમાલગોટાની:—

જમાલગોટાનાં બીયાંનો ભુકો...ગ્રેન ૮
હરડાનો ભુકો. ...............ગ્રેન ૧૨
કાલાંમરીનો ભુકો. ............ગ્રેન ૫
સુંઠનો ભુકો. ..................ગ્રેન ૩

એમાં થોડો ગુંદરનો ચીકાશ ઉમેરી તેની આઠ ગોળીઓ બનાવવી, અને તેમાંથી એક અથવા બે લેવી.

હઠીલી કબજીઆતમાં, જલંદરમાં, અને ભેજાંને લગતાં દરદોમાં લેવા લાયક એ એક સખત જુલાબ છે.

નં૦ ૭—રેવંચીના શીરાની:—

| | |
|---|---|
| રેવંચીનો શીરો | ડ્રામ ૫॥ |
| એલીઓ | ડ્રામ ૦॥ |
| હરડે | ડ્રામ ૦॥ |
| સુંઠ | ડ્રામ ૦॥ |

એ સઘલાંનો ભુકો મેલવીને, પાંચથી દશ ગ્રેન સુધી શીરામાં લેવો.

જલંદર અને ચાલુ કબજીઆતને માટે એ ઘણો સરસ જુલાબછે. અને એથી વલી કરમની મરી જાયછે.

નં૦ ૮—વાવડીંગ વાયવરણની:—

| | |
|---|---|
| વાવડીંગ વાયવરણ છોલેલું | ડ્રામ ૩ |
| ખખલતું પાણી | આંઊસ ૩ |

એનો કાહવો બનાવી, મોટાંને એકથી બે આંઊસ જેટલો, અને બચ્ચાંને એક અથવા બે ચમચી જેટલો આપવો.

એ કરમને મારવા માટે ઊપયોગી છે.

નં૦ ૯—દાલમનાં મુળની છાલની:—

| | |
|---|---|
| દાલમનાં મુળની છાલ | ડ્રામ ૨ |
| કાસનીનાં બી. | ડ્રામ ૩ |
| કુલફા બીજ | ડ્રામ ૨ |
| ધાના | ડ્રામ ૩ |
| થંડું પાણી | આંઊસ ૩ |

એનો થંડો કાહવો મોટાંને એકથી બે આંઊસ જેટલો, અને બચ્ચાંને એકથી બે ચમચી જેટલો આપવો.

નં૦ ૧૦-કેરમાની અજમાની:—

| | |
|---|---|
| કેરમાની અજમો | ડ્રામ ૧ |
| વાયવરણ | ડ્રામ ૧ |
| ખાંડ | ડ્રામ ૩ |

એ ભુકામાંથી બેથી ત્રણ દ્રામ જેટલો, મોટાંને, અને પાંચથી દસ ગ્રેન જેટલો બચાંને આપવો.

ઊપલી બેઊ દવાઓ કરમનો નાશ કરેછે.

---

## પરસેવો અને પેશાબ પાડનારી, અને થંડક આપનારી દવાઇઓ.

**નં૦ ૧—કાસનીની:—**

કાસની................આંઊસ ૦॥
કુલફા બીજ..............દ્રામ ૩
પાણી..................આંઊસ ૧૨

એ કાહવામાંથી બે અથવા ત્રણ આંઊસ જેટલો ખાંડ સાથે આપવો.

તાવની ગરમી ચહડી હોય ત્યારે વપડાય છે.

**નં૦ ૨—ખાસ અથવા વાલાની:—**

વાળાનાં મુળ..............દ્રામ ૨
ખખળતું પાણી.........આંઊસ ૬

થંડકને માટે તાવની શરૂઆતમાં એકથી બે આંઊસ જેટલો પીવાય છે.

**નં૦ ૩—નીલોફર અથવા કમળ ફુલનું સરબત:—**

નીલોફર તાજાં (સુક્કાં હોય તો રતલ ૦॥). રતલ ૧॥
ખાંડ ..................................રતલ ૧
પાણી ..................................રતલ ૩

એનું સરબત બનાવવું અને અરધાથી એક આંઊસ જેટલું પાણીમાં પીવું.

સખત તાવોમાં, ગરમીમાં, અને માંથે લોહી ચહડી જવામાં થંડકને માટે એ અપાય છે.

**નં૦ ૪—ઊનાબનું શરબત:—**

ઊનાબ સુક્કાં..............રતલ ૧

એનું બે રતલ ખાંડ અને ત્રણ રતલ પાણીમાં શરબત બનાવીને પીવું.

નં૦ ૫—ઝોફાની (દવાઈ):—

| | | |
|---|---|---|
| ઝોફા | ડ્રામ | ૨ |
| જેઠીમધ | ડ્રામ | ૩ |
| અંજીર | નંગ | ૫ |
| પાણી | પૈંટ | ૧ |

એનો કાહવો બનાવી ત્રણથી ચાર આંઉસ દર ત્રણ કલાકે લેવો.

સરદીમાં, અને હાંફનની શરૂઆતમાં એ પરશેવો પાડવા ઉપયોગી થઇ પડે છે.

નં૦ ૬—કાકડી અને ખરબુજનાં બીજની:—

| | | |
|---|---|---|
| કાકડી-બીજ | આંઉસ | ૧ |
| ખરબુજ-બીજ | આંઉસ | ૧ |
| તરબુજ-બીજ | આંઉસ | ૧ |
| કાસની | આંઉસ | ૨ |
| અંગુરી-સરકો | આંઉસ | ૧૦ |
| ખાંડ | આંઉસ | ૧૦ |
| પાણી | રતલ | ૧ |

પહેલા ઉકાળો કરીને પછી તેમાં સરકો અને શીરો ભેળવો; એ મેળવણી અરધાથી એક આંઉસ જેટલી પાણીમાં ભેલીને લેયા કરવી.

પેશાબ લાવવા માટે એ દવાઈ ઉપયોગી છે.

નં૦ ૭—આનીસુમ અને નવસાગરની:—

| | | |
|---|---|---|
| અનીસુન | ડ્રામ | ૨ |
| સોંફ | ડ્રામ | ૨ |
| નવસાગર | ડ્રામ | ૧ |
| ખખળતું પાણી | આંઉસ | ૮ |

પહેલાં કાહવો બનાવી, પછી તેમાં નવસાગર ભેરવો. લેવું,—બેથી ત્રણ આંઉસ.

જલંદર, અને પેશાબની ઇંદ્રીઓને લગતાં બીજાં દરદો પર.

નં૦ ૮—મઝેરીઉન અને આકૃતીમુનની:—

| | | |
|---|---|---|
| મઝેરીઉનનાં મુળ | ડ્રામ | ૧ |
| આકૃતીમુન | ડ્રામ | ૩ |
| સેંધલોન | ડ્રામ | ૨ |
| ખખળતું પાણી | આંઉસ | ૯ |

પેહેલા કાહવો બનાવી, પછી તેમાં સંધલોન ઉમેરવું. લેવું.–એથી ત્રણ આંઊસ.

જલંદર, ચાલુ સંધીવા, અને ચાલુ ચામડીનાં દરદો ઉપર પરશેવો લાવવા માટે અને પેશાબ પાડવા માટે એ કીમતી થઇ પડે છે.

---

## બલગમ પાડનારી અને ઊલટી કરાવનારી દવાઇઓ.

નં૦ ૧—કાલાસીંગની :—

| | | |
|---|---|---|
| કાળાસીંગનો ભુકો | ડ્રામ | ૧ |
| કાયાફળની છાલનો ભુકો | ડ્રામ | ૧ |
| કાળી દરાખ | ડ્રામ | ૧ |

એ મેળવણામાંથી અરધાથી એક ડ્રામ જેટલો ત્રણવાર ફાકવો.

સુકી ખાંસી ઉપર અને દમના મરજ ઉપર વપડાય છે.

નં૦ ૨—અદુસાનાં પાંદડાંની :—

| | | |
|---|---|---|
| અદુશાનાં પાંદડાં | ડ્રામ | ૩ |
| મરી | આંઊસ | ૦॥ |
| ખખળતું પાણી | આંઊસ | ૩ |

એ કાહવામાંથી એકેક આંઊશ દીવસમાં ત્રણ વખત લેવું.

સરકમ, ખાંસી, દમ, અને ખઈના બલગમ ઉપરણી તે અપાયછે.

નં૦ ૩—બનફશાની :—

| | | |
|---|---|---|
| બનફશા | ડ્રામ | ૬ |
| જેઠીમધ | ડ્રામ | ૨ |
| પાણી | આંઊસ | ૬ |

એ કાહવામાંથી બે આંઊસ દર ત્રણ કલાકે લેવું.

ખાંસીનો અને હાફનનો તે ઘણો સરસ રીતે બલગમ પાડે છે.

નં૦ ૪—ઝોફાની:—

| | | |
|---|---|---|
| ઝોફાએ-થાબ્સ | ડ્રામ | ૪ |
| તુખ્મે ખતમી | ડ્રામ | ૪ |
| ખબાઝી | ડ્રામ | ૪ |
| જેઠીમધ | ડ્રામ | ૫ |

એ જીનસોનો એક રતલ પાણીમાં કાહવો કરવો, અને એથી ત્રણ આંઊસ જેટલું તેમાંથી પીવું.

ખાંસી અને હાફ્ન ઉપર.

નં૦ ૫—ગારીકુનની:—

ગારીકુન ..................ડ્રામ ૩
જેઠીમધનો શીરો ............ડ્રામ ૧

એ બેઉનો જુદો જુદો ભુકો કરવો, અને પછી તેમને સાથે મેલવીને, દસથી ત્રીસ ગ્રેન સુધી થોડાં મધ સાથે દીવસમાં ત્રણવાર લેવો.

ગુંચની ખાંસીમાં.

નં૦ ૬—જંગલી કાંદાની:—

જંગલી કાંદા..................ડ્રામ ૧
અંજીર સુકાં..............આંઊસ ૬
કાલી દરાખ..............આંઊસ ૨
મધ. .......................રતલ ૨
પાણી. .......................પેંટ ૨
આનીસુન. .................ડ્રામ ૪

એ સઘલાંનું શરબત જેવું બનાવવું, અને તેમાંથી અરધાથી તે એક ડ્રામ સુધી જરા પાણીમાં મેલીને લેવું.

જુની ખાંસીઓમાં, અને બીજા દમનાં દરદોમાં એ ઘણી સરસ, બલગમ અને પેશાબ લાવનારી, દવાઈ છે.

નં૦ ૭—સેલારસ અને અફીમની:—

સેલારસ....................ડ્રામ ૩ાા
અફીમ. ....................ગ્રેન ૩૫
જુંદબેદસતર. ..............ડ્રામ ૩
ગુંદરનો ચીકાશ...........પુરતો થાય એટલો.

એની પાંચથી દસ ગ્રેન સુધીની ગોળીઓ બનાવીને ખાવી.

ચાલુ ખાંસી, ગુંચની ખાંસી, દમ, અને જઈફ માણસોની ચાલુ ખાંસી ઉપર.

નં૦ ૮—મુદાર અથવા આંકરાની:—

મુદારનો ભુકો........ગ્રેન ૩૦ થી ૪૦

એ મુદારનાં મુળયાંની છાલનો ભુકો વામીત લાવવા માટે ફાકી જવો.

# કેફ લાવનારી અને દુખ નરમ પાડનારી દવાઈઓ.

નં૦ ૧—અફીમની:—

| | |
|---|---|
| અફીમ ..................... | ગ્રેન ૧૨ |
| તુખમે-કાહુ ................. | ડ્રામ ૦॥ |
| કાલાંમરી ................... | ડ્રામ ૦॥ |
| લાંબાં મરી.................. | ડ્રામ ૦॥ |
| સુંઠ ......................... | ગ્રેન ૨૦ |
| ગુંદરનો ચીકાશ............... | પુગતો થાય એટલો. |

એમાથી વીશ ગોળીઓ બનાવવી, અને એક અથવા બે લેયા કરવી.

ચાલુ દુખ દેનારી માંદગીમાં દુખ નરમ પાડવા અને ઊંઘ લાવવા માટે.

નં૦ ૨—ભાંગ અથવા સબજીની:—

| | |
|---|---|
| ભાંગ........................ | ડ્રામ ૧ |
| જાયફલ..................... | ડ્રામ ૦॥ |
| એલચી...................... | ડ્રામ ૦॥ |
| મશાતકી..................... | ડ્રામ ૦॥ |
| તજ.......................... | ડ્રામ ૦॥ |
| ખાંડ......................... | ડ્રામ ૩ |

એ સઘલાના ઝીના ભુકામાંથી વીશથી ત્રીશ ગ્રેન સુધી એકેકી વાર લેવો.

ધ્રુજારી, ચાલુ સંધીવા, અને બીજા જ્ઞાનતંતુઓના દરદ ઉપર.

નં૦ ૩—ધતુરાની:—

| | |
|---|---|
| ધતુરાના બીયાં ............ | ડ્રામ ૦॥ |
| લાંબા મરી.................. | ડ્રામ ૦॥ થી ૧॥ |
| સુંઠ ........................ | ડ્રામ ૦॥ |
| કાલાં મરી.................. | ડ્રામ ૦॥ |

એ સઘલાના ભુકામાંથી ચારથી છ ગ્રેન સુધી લેવો.

ચાલુ સંધીવા, ઘુંટણની ખાંસી, શીફરૂં, અને બીજાં દુખભર્યાં દરદો ઉપર.

નં૦ ૪—વછનાગની:—

| | |
|---|---|
| વછનાગના મુળયાં | ડ્રામ ૦॥ |
| લવંગ | ડ્રામ ૦॥ |
| લાંબા મરી | ડ્રામ ૦॥ |
| ગંધક-ફુલ | ડ્રામ ૨ |
| કાલાં મરી | ડ્રામ ૨ |
| ગુંદરનો ચીકાશ | પુરતો થાય એટલો. |

એની ત્રણ ત્રણ ગ્રેન જેટલી ગોળીઓ બનાવવી, અને પેહેલા કેક અને પછી આસ્તે આસ્તે બબે ગળવી.

ચાલુ સંધીવા, ગુંચની ખાંસી, શીફ્રૂ, અને બીજાં દુખભર્યા દરદો ઉપર.

નં૦ ૫—ખસ-ખસ અથવા તુખ્મે-કાહુસની:—

| | |
|---|---|
| ખસખસનાં બીયાં | ડ્રામ ૨ |
| તુખ્મે-કાહુ | ડ્રામ ૧ |
| ખાંડ | ડ્રામ ૪ |

એ ભુકામાંથી વીસથી ત્રીસ ગ્રેન સુધી લેવો.
ઊંધ નહી આવતી હોય તેની ઊપર.

નં૦ ૬—અસગંધા અને અફીમની:—

| | |
|---|---|
| અસગંધાના મુળ | ડ્રામ ૬ |
| ગુલવેલ | ડ્રામ ૬ |
| અફીમ | ડ્રામ ૦॥ |

એના ભુકામાંથી દસથી વીસ ગ્રેન સુધી ફાકવો:
ચાલુ સંધીવા, અને બીજાં કસ્તલ ભર્યાં દરદો ઊપર.

---

## શકતી અને હુશીયારી લાવનારી અને તાવ નરમ પાડનારી દવાઇઓ.

નં૦ ૧—અતવીસની કળીની:—

અતવીસનો બારીક ભુકો...ગ્રેન ૫ થી ૧૦

શકતી લાવવા માટે એટલો અપાય છે, પણ તાવ નરમ પાડવા માટે તે દસથી વીસ ગ્રેન સુધી વપરાય છે.

નં૦ ૨—ચીરાતા અથવા કરીઆતાંની:—

| | | |
|---|---|---|
| કરીઆતું | ડ્રામ | ૨ |
| ગુલવેલ | આંઊસ | ૨ |
| આમળા | ડ્રામ | ૧ |
| જાડવરનાં મુળીયાં | ડ્રામ | ૧ |

એનો બારીક ભુકો કરી તેમાંથી વીસથી ત્રીસ ગ્રેન સુધી ફાકવો.

તાવ, બદહજમી, અને સાધારણ નબળાઈ ઉપર.

નં૦ ૩—આફ્તીમુનની:—

| | | |
|---|---|---|
| આફ્તીમુન | ડ્રામ | ૫ |
| બીસફાએઝ. | ડ્રામ | ૨ |
| અરતે ખુદુસ | ડ્રામ | ૩ |
| શાહતેરા | ડ્રામ | ૩ |
| બાદરંજબોયા | ડ્રામ | ૩ |
| ગાઓઝોબાન | ડ્રામ | ૩ |
| બનફ્શા. | ડ્રામ | ૩ |
| પાણી | પૈંટ | ૩ |

એ સઘળાંનું અરધાંથી વધારે પાણી બળે ત્યાં સુધી તેને ઊકાળવું અને પછી એકકી વખત બેથી ત્રણ આંઊસ જેટલું સાકર સાથે લેવું.

નબલાઈથી ભેજાંને લગતાં થયલા કાંઈ બીગાડા, અને બીજા જ્ઞાનતંતુઓને લગતાં ચાલુ દરદો પર.

નં૦ ૪—સુરંનજનની:—

| | | |
|---|---|---|
| સુરંનજન | ડ્રામ | ০॥ |
| સુંઠ. | ડ્રામ | ૧ |
| બોઝડનના મુળ | ડ્રામ | ০॥ |

એ સઘલાંના ભુકામાંથી અરધાથી એક ડ્રામ સુધી ફાકવો.

ચાલુ સંધીવા અને નજલા ઉપર.

નં૦ ૫—ગાઓઝેબાનની:—

| | | |
|---|---|---|
| ગાઓઝેબાનનાં પાંદડાં | ડ્રામ | ૧૦ |
| ગુલેગાફેઝ | ડ્રામ | ૫ |
| બાદરંજબોયા | ડ્રામ | ૩ |
| ખાંડ | આંઊસ | ૧૦ |
| પાણી | પૈંટ | ૧ |

એ સઘલાંનું શરબત બનાવવું, અને અકેકી વખત એકથી દોઢ આંઊસ લેવું.

છાતીના વગર સબબંના ધપકારાઓ ઉપર, અને છાતીનાં અને જ્ઞાનતંતુઓનાં બીજાં દરદો ઊપર.

નં૦ ૬—કસતુરી અને કપુરનીઃ—

| | |
|---|---|
| કસતુરી. | ડ્રામ ૨ |
| કપુર. | ડ્રામ ૧ |
| અમબર | ડ્રામ ૨ |
| તુખમે-ફરૂનજામશ્ક | ડ્રામ ૨ |

એ સઘલાંનો સારી પેઠે મેલવવા, અને તેમાંથી પાંચથી વીસ ગ્રેન સુધી લેવો.

શકતી અને હુશીઆરી લાવવા માટે.

## લોશનો, લીનીમેંતો, અને કોગળા કરવાની દવાઈઓ.

નં૦ ૧—બાબુલની છાલનીઃ—

| | |
|---|---|
| બાબુલની છાલ | આંઊસ ૨ |
| ખખલતું પાણી. | પૈંટ ૧ |

એનો ઉકાળો બનાવવો.

પાકી ગયલા ભાગો ઉપર, ગુમડાંઓ ઊપર, અને નીચે ઊતરી પડેલા સફરા ઊપર મુકવા માટે, અને સ્ત્રીની ધાત માજી જાય ત્યારે પીચકારી વડે મારવા માટે એ વપડાય છે.

નં૦ ૨—સફેદા અને ગુલે અરમાનીનીઃ—

| | |
|---|---|
| સફેદો | ડ્રામ ૩ |
| બાબુલનો ગુંદર | ડ્રામ ૩ |
| ગુલાબ | આંઊસ ૪ |

એ સઘલાને ચોળીને તેની મેલવણી કરવી.

ચામડીના દરદોની અને ખરપશાની કીડ અગન નરમ પાડે છે.

નં૦ ૩—ફૂતકીનીઃ—

| | |
|---|---|
| ફૂતકી | ડ્રામ ૦॥ |
| ગુલાબનું પાણી | આંઊસ ૮ |

એ મેલવણીનું લોશન આંખ ઉપર થંડક માટે મુકાય છે,

ન૦ ૪—ટંકણખારની:—

| | | |
|---|---|---|
| ટંકણખાર | ………………ડ્રામ | ૧ |
| પાણી | ………………આંઉસ | ૧ |

એ મેલવણીનું લોશન સુજી આવેલી થાનની ટીચકીઓ ઉપર મુકાય છે; અને નરમ રીતે લગાડયાથી છુપી ઇંદ્રિઓ ઉપરની કીડ તથા અગન તેમજ બીજા દરદોની અગન નરમ પાડે છે.

ન૦ ૫—નવસાગરની:—

| | | |
|---|---|---|
| નવસાગર | ………………ડ્રામ | ૨ |
| પાણી | ………………પેંટ | ૧ |

એ લોશન દુખતાં માથા ઉપર મુકાય છે.

ન૦ ૬—કોકમનાં તેલની:—

| | | |
|---|---|---|
| કોકમનું તેલ | ………………આંઉસ | ॥ |
| ઘી | ………………આંઉસ | ॥ |

બલતાંની ધીમી આંચ ઉપર એ બેઉને સાથે મેલવવાં.

હોટો ઉપર પડતી ફાટો, હાત અને હથેલીપરના ચીરાઓ, અને બીજી ફાટો ઉપર લગાડવાથી ઘણો આરામ મલે છે.

ન૦ ૭—ટંકણખારની (બીજી):—

| | | |
|---|---|---|
| ટંકણખાર | ………………ડ્રામ | ૧ |
| મધ | ………………આંઉસ | ૧ |

એ મેલવણી મોહડાં પડેલા ચાથાંઓ, છાગળાઓ, ફાટો, અને ચીરાઓ ઉપર લગાડવામાં આવે છે.

---

# અંગ્રેજી દવાંઓનો કોશ.

( એ કોશમાં માત્ર જે જે દવાઈઓ ઘણી ઉપયોગી છે
તેજ સમાવીં છે. )

એકવીશ વરશથી ઉપરની ઉંમરના માણસ માટે એ દવાઓનો એકી વખતે લેવાનો વજન અથવા ખોરાક આપ્યો છે; અને કોઈક ઠેકાણે વળાયામાં બાલકને માટે જે વજન આપયો છે તે મુજબનો એક વરસની વયના બાળકને આપવો. કેટલેક ઠેકાણે બા૦=એવી નીશાણી કીધી છે તેનો અર્થ "બાળકને એટલી" એવો સમજવો. જો બીજી દવાઓમાંથીબી બાળકને આપવાની અગત્ય પડે અને તેનો વજન લખાયો નહી હોય તો ઉમર મુજબ દવા આપવાનો કોઠો જોઈ તેમાં જણાવ્યા મુજબ તે આપવી.

દવાઓને અંગ્રેજી નામ પ્રમાણે ગોઠવવામાં આવી છે, માટે અંગ્રેજી નામના અનુક્રમેજ તે શોધવી.

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | એક વખતમાં લેવાનું વજન. |
|---|---|---|---|
| ક. | | | |
| કનફેકશાન આફ સલફર. | ગંધકનો પાક. | લોહી સુધારેછે. પરસેવો પાડે છે. ઝાડો લાવેછે. | ગ્રેન, ૬૦—૧૨૦ (બચાંને, ગ્રેન ૫) |
| કનફેકશાન આફ સેના. | સુનામુખીનો પાક. | ઝાડો લાવેછે. | ગ્રેન, ૬૦—૧૨૦ (બચાંને, ગ્રેન ૩) |
| કનફેકશાન આફ ઓપીઅમ. | અફીમનો પાક. | ખુશ ઊંઘ લાવે છે. દુખારો નરમ પાડેછે, વા તોડેછે, હુશીઆરી લાવેછે. | ગ્રેન ૫—૨૦ |
| કમપાઊન્ડ ટીંકચર આફ જેનશીઅન. | | ભુખ અને શકિત આપેછે, વા તોડેછે. | ડ્રામ, ૦॥ થી ૨ (બચાંને, ૫—૧૦ મીનીમ ) |
| કમ૦ ટીંકચર આફ સીનકોના. | | શકતી આપે છે, તાવ મટાડેછે. | ડ્રામ ૦॥ થી ૨ ( બચાંને, ૩-૫ મીનીમ ) |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | ખોરાક. |
|---|---|---|---|
| કયુબેબ્સ. | કબાબચીની. | ધાત જતી બંધ કરે છે. પરમામાં ફાયદો કરેછે. | ગ્રેન, ૩૦-૧૨૦ |
| ક્રોટન કલોરલ. | | ઊંઘ લાવેછે. આંકરાં, તાણતોડ, ઊછાળા તથા ઊલટીનરમપાડેછે. | ગ્રેન, ૨-૧૦ |
| ક્રોટન ઑઈલ. | જમાલગોટાનું તેલ. | પાણી જેવો ઝાડો લાવેછે. બાહેર લગાડયાથી ચામડી રાતી થઈને છાગલા પડેછે. | મીનીમ, ૧-૨ |
| કલોરાઇડ આફ્ સોડીઅમ. | નીમક. | નાંધલા વજનમાં કરમ પાડેછે, હુશીઆરી લાવેછે તથા શક્તી આપેછે. મોટા વજનમાં ઊલટી તથા ઝાડો લાવેછે. | ગ્રેન, ૧૦-૨૪૦ (બચાંને,૧-૨૦ ગ્રેન.) |
| કલોરાઈડ આફ્ ઍમોનીઅમ. | નવસાગર. | લોહી સુધારેછે. પીતસાથનો ઝાડો લાવેછે. કલેજાંને પાકતું અટકાવેછે. માથાંનો દુખારો નરમ પાડેછે. દસતાન લાવેછે. ચસકા નરમ પાડેછે. ઊંઘ લાવેછે. | ગ્રેન, ૫-૨૦ (બચાંને, ગ્રેન ૨) |
| કલોરોફાર્મ. | | પીધાથી આંકરાં તથા તાણતોડ નરમ પાડેછે. ઊલટી તથા ઊછાલો નરમ પાડે છે. કેફ લાવેછે. | મીનીમ, ૬-૧૦ |
| કારબોનેટ આફ્ ઝીંક. | | શકતી આપેછે. | ગ્રેન, ૧-૫ |
| કારબોનેટ આફ્ મેગનીશીઆ. | | હોજરીમાં થતો ખટાશ તથા બલતી દાહે નરમ પાડેછે. હલકો જુલાબ લાવેછે. | ગ્રેન, ૧૦-૩૦ (બચાંને ગ્રેન ૩) |
| કાઈનો. | | ઝાડો તથા લોહી બંધ કરેછે. | ગ્રેન, ૧૦-૩૦ |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | ખોરાક. |
| --- | --- | --- | --- |
| ક્રીમ આફ ટારટર. (આરબીમાં = તરતીર, અને ફારસીમાં = નેમકે અંગુર.) | | પેશાબ તથા ઝાડો લાવેછે, થંડક આપેછે, તરસ મટાડેછે. | ગ્રેન,૨૦–૬૦(બચાંને, ગ્રેન ૫) |
| ક્રીએસોત. | | ઊલટી તથા ઊછાળા બંધ કરેછે. લોહી સુધારેછે. આંકરાં તથા દુખારો નરમ પાડેછે. | મીનીમ, ૧–૩ |
| ક્રોશો. | | કરમ પાડેછે. | આંઊંસ, ૦ાા–૧ |
| કેમફર વૉટર. | કપુરનું પાણી. | હુશીઆરી તથા ગરમી લાવેછે. ચમક તથા બીજા દરદોમાં તાણતોડ નરમ પાડેછે. | આઊંશ, ૧–૨ (બચાંને, ૧–૨ ડ્રામ) |
| કેમેલા. | કપીલો. | કરમ પાડેછે. | ગ્રેન, ૩૪–૧૨૦ (બચાંને,ગ્રેન ૫) |
| કેમોમાઈલ ફૂલોવર્સ. (આ૦ બાબુન્જ ; અને ફા૦ બાબુનેહ) | | હોજરીને શક્તિ આપે છે. હુશીઆરી લાવેછે. | ગ્રેન, ૧૦–૩૦ |
| કેરેવે વૉટર. | વરીઆળીનું પાણી. | પેટમાંનો વા તોડેછે. હુશીઆરી લાવેછે. તાણતોડ નરમ પાડેછે. | આંઊંશ, ૧–૩ (બચાંને, ૧–૨ ડ્રામ) |
| કેલમબા રૂટ. | કોલમ. | ઝાડો કબજ કરવા વગર શક્તી આપેછે. | ગ્રેન, ૫–૨૦ |
| કેલોમેલ. | | પીત સાથનો ઝાડો લાવેછે. લોહી સુધારેછે. મોટા વજનમાં કાલેરામાં ઊલટી નરમ પાડેછે, તથા ઝાડો બંધ કરેછે. | ગ્રેન, ૦ાા–૨૫ (બચાંને, ગ્રેન૦ા થી ૦ાા |
| કેસ કરીલા બાર્ક. | | શક્તી આપેછે. હોજરીને ઘણો ગુણ કરેછે. | ગ્રેન, ૧૦–૩૦ |
| કેશીઆ પલ્પ. | ગરમાળો. | ઝાડો લાવેછે. | ડ્રામ, ૧–૪ |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | ખોરાક. |
|---|---|---|---|
| કૉડ લીવર ઑઈલ. | મગરનું તેલ. | ખહી. કંઠમાળા તથા હર કોઈ રીતની બીજી નબલાઈમાં ખાધામાં ત તથા બાહરથી લગાડવાનાં કામમાં આવેછે. શક્તી લાવવા માટે એ એક સરસ ઉપાય ગણાયછે. | ડ્રામ, ૧–૮ (બચાંને,ડ્રામ૦॥) |
| કૉપેવા. | | પરમામાં આપ્યામાં આવેછે. ખાસીમાં બલગમ પાડેછે. | ડ્રામ, ૦॥–૧ |
| કૉરોસીવ સબલીમેટ. | રસ કપુર. | લોહી સુધારેછે. ટાંકીનાં દરદમા ઘણો ગુણ કરેછે. | ગ્રેન, $\frac{1}{16}$ થી $\frac{1}{8}$ (સંભાળથી વાપરવી) |
| કૉલોસીન્થ પલ્પ. | ઈનદરવાનાનો ગર. | ઝાડો લાવેછે. | ગ્રેન, ૨–૮ |
| કૉસ્ટીક પોટેશ. | | લગાડવાના કામમા આવેછે. | |
| **ગ.** | | | |
| ગમ ઍકેશીઆ. | બાવળનો ગુંદર. | ચાઠા ઉપર ગુણ કરેછે. | ગ્રેન,૧૦–૬૦(બચાંને૩–૫ ગ્રેન) |
| ગ્રગરીઝ પાઉડર. | | હોજરીમાંનો ખટાશ તાડેછે. હલકો ઝાડો લાવેછે. | ગ્રેન. ૨૦–૬૦ (બચાંને,ગ્રેન ૫) |
| ગાલબેનમ. | | તાનતોડ નરમ પાડેછે. હુશીઆરી લાવેછે. ખાંસીમાં બલગમ પાડેછે. ઘડ અથવા ધુંમડા ઉપર આગરી બનાવીને મુકવામાં આવેછે. | ગ્રેન; ૧૦–૩૦ |
| ગુએકમ રેઝીન. | | ગરમી આપેછે. પરસેવો પાડેછે. લોહી સુધારેછે. | ગ્રેન, ૧૦–૩૦ |
| ગેમબોજ. | રેવનચીનો શીરો. | શાખત ઝાડો લાવેછે. | ગ્રેન, ૧–૨ |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | ખોરાક. |
|---|---|---|---|
| ગેલીક ઍશીદ. | | ઝાડો તથા લોહી બંધ કરેછે. | ગ્રેન, ૨–૧૦ |
| **ચ.** | | | |
| ચીરેટા. | કરીયાતું. | શક્તી આપેછે. | ગ્રેન, ૧૦–૩૦ |
| ચૉક મીક્સચર. | | ઝાડો કબજ કરેછે. પેટમાંનો ખટાસ તથા વા તોડેછે. | આંઊસ, ૧–૨ (બચાંને, ૧–૨ ડ્રામ) |
| **જ.** | | | |
| જીંજર. | સુંઠ. | પેટમાંનો વા તોડેછે. હુશીઆરી લાવેછે. | ગ્રેન, ૧૦–૩૦ (બચાંને, ગ્રેન ૧) |
| જેનશીઅન રૂટ. (આરબીમાં=અસલે જીનતીઆના.) | | શક્તી આપેછે. | ગ્રેન, ૧૦–૩૦ |
| જેમેકા સારસાપેરીલા. (આરબીમાં = ઓશાબેહ. | | લોહી સુધારેછે. શક્તી આપેછે. | ગ્રેન, ૩૦–૧૨૦ |
| જેલપ. | | ઝાડો લાવેછે. | ગ્રેન, ૧૦–૩૦ (બચાંને, ગ્રેન ૨) |
| **ટ.** | | | |
| ટ્રેગેકેન્થ. (આરબીમાં=કશીરા, અને ફારસીમાં =કતીરા. | | દરદવાળા ખડબચડા ભાગોને સુવાલા કરેછે. | ગ્રેન, ૧૦–૩૦ (બચાંને, ગ્રેન ૧–૩) |
| ટારટારીક ઍશીડ. | | ઊલટી તથા ઊછાળો નરમ પાડે છે. તરસ મટાડેછે. | ગ્રેન, ૧૦–૩૦ (બચાંને, ગ્રેન ૨–૩) |
| ટીંકચર આફ ક્યુબેબ્સ. | કબાબચીનીનું ટીંકચર. | જુનો પરમો, ધાત ઇ૦માં આપવાથી ગુણ કરેછે. | ડ્રામ, ૦ાા–૨ |
| ટીંકચર આફ કાઈનો. | | ઝાડો તથા લોહી બંધ કરેછે. | ડ્રામ, ૦ાા–૨ (બચાંને, મીનીમ ૫- |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | ખોરાક. |
| --- | --- | --- | --- |
| ટીંકચર આફ કૅટેચુ. | | ઝાડો કબજ કરેછે. | ડ્રામ, ૦||–૨(બચાંને,મીનીમ ૫) |
| ટીંકચર આફ કૅલમબા. | | શક્તી આપેછે. મુખ્ય કરી હોજરીને શક્તી આપેછે. ખોરાક પચાવેછે. | ડ્રામ, ૦||–૨(બચાંને,મીનીમ ૫) |
| ટીંકચર આફ ગાલ્સ. | | ઝાડો તથા લોહી બંધ કરેછે. | ડ્રામ, ૦||–૨ |
| ટીંકચર આફ ડીજીટેલીસ. | | પેશાબ લાવેછે. નાંધલા વજનમાં આપ્યાથી દીલના માસના શાકાઓને શક્તી આપેછે. ખાંસી તથા તાવનો જોર નરમ પાડેછે. મોટા વજન આપ્યાથી જેહેર ચહડેછે. | મીનીમ, ૧૦–૩૦ (બચાંને, મીનીમ ૧) |
| ટીંકચર આફ નકસવામીકા. | જેહરી કચુરાનો અરક. | શક્તી આપેછે. મોટા વજનમાં આપ્યાથી તાણુતોડ થાય છે. | મીનીમ, ૫–૨૦ |
| ટીંકચર આફ મર (આરબીમાં= હીરાબોળ.) | | શક્તી આપે છે. હુશીઆરી લાવેછે. ખાંસીમાં બલગમ પાડે છે. દસ્તાન લાવે છે. | ડ્રામ,૦||=૧ (બચાંને,મીનીમ ૫) |
| ટીંકચર આફ સ્કવીલ. | જંગલી કાંદાનો અરક. | પેશાબ લાવે છે. ખાંસીમાં બલગમ પાડે છે. | મીનીમ,૧૦–૩૦ |
| ટીંકચર આફ સ્તીલ. | લોઢાંના કાટનો અરક. | શક્તી આપેછે. બાહેરથી લગાડ્યાથી લોહી બંધ કરે છે. | મીનીમ, ૧૦–૩૦ (બચાંને, મીનીમ ૨–૩) |
| ટીંકચર આફ હાયોસાયમસ. | | ઊંઘ લાવે છે. દુખાવો નરમ પાડે છે. | ડ્રામ, ૦||–૧ |
| ટીંકચર આફ હેમલૉક. | | ઊંઘ લાવે છે. કેફ લાવે છે. તાણુતોડ નરમ પાડે છે. | મીનીમ, ૨૦–૬૦ (બચાંને=મીનીમ ૨–૩) |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ | ગુણ. | ખોરાક. |
|---|---|---|---|
| ટીંકચર આફ અરગટ. | | બચ્ચાંને જનમ આપતી વેળા ગર્ભસ્થાનના માસના શાકાઓ એથી ખેંચાઇને બચ્ચું સેહલથી જનમે છે. અધુરે દાહાડે છોકરૂં પડવાથી, અથવા બીજા કાઇ કારણથી દશાતાન અથવા લોહી ઘણું જતું તો તે બંધ કરે છે. | મીનીમ, ૧૦–૬૦ |
| ટીંકચર આફ આયોડીન. | | લોહી સુધારે છે. તાવમાં, તથા ચામડીનાં દરદોમાં પીવામાં આપ્યામાં આવે છે. સુજેલા ભાગો તથા ગાંઠો ઉપર લગાડવામાં આવેછે. | મીનીમ, ૫–૨૦ |
| ટીંકચર આફ ઍકોનીત. | | હરેક કોઈ જાતના તાવમાં અથવા સોજામાં લોહીની ગરમી ઓછી કરેછે. કેફ લાવેછે. | મીનીમ, ૫–૧૫ (બા૦=મીનીમ ૦॥–૧) |
| ટીંકચર આફ ઍસેફૂટીડા. | હીંગનો અરક. | ચમક તથા બીજા દરદોમાં તાણતોડ નરમ પાડે છે. હુસીઆરી લાવે છે. | ડ્રામ, ૦॥–૧ |
| ટીંકચર આફ ઓપીઅમ. | અફીમનો અરક. | ઊંઘ લાવે છે. ઝાડો કબજ કરે છે. દુખારો નરમ પાડે છે. | મીનીમ, ૫–૪૦ (બા૦=મીનીમ ૦॥–૧) |
| **ડ.** | | | |
| ડ્રાઇડ કારબોનેટ આફ સોદા. | | હોજરીમાનો ખટાસ તોડે છે. પેશાબ લાવે છે. | ગ્રેન, ૩–૧૦ |
| ડાઇલ્યુત નાઈત્રીક ઍશીડ. | સુરાખારનો નરમ તેજાબ. | શક્તી આપે છે. ઝાડો, લોહી તથા પરસેવો બંધ કરે છે. | મીનીમ, ૧૦–૩૦ (બા૦=મીનીમ૨) |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | ખોરાક. |
|---|---|---|---|
| ડાઈલ્યુત હાઈડ્રોક્લોરીક ઍસીડ | | થંડક આપે છે. શક્તી આપે છે. ઝાડો બંધ કરેછે. કાગલો કરવાના કામમાં આવે છે. | મીનીમ, ૧૦–૩૦ (બા૦=મીનીમ૨) |
| ડાઈલ્યુત હાઈડ્રોસીઍનીક ઍસીડ. | | ઉલટી, ઉછાલો, પેટમાંનો વા, ચુંકો તથા તાણુતોડ નરમ પાડે છે. ઊંટાટીયામાં આપ્યામાં આવે છે. | મીનીમ, ૨–૮. |
| ડાઈલ્યુત ઍસેટીક ઍસીડ. | | થંડક આપે છે. તરસ મટાડે છે. | ડ્રામ, ૦||–૨ (બા૦=૩–૫ મીનીમ) |
| ડીકાકશન આફ્ લાગવુડ. | પતંગનાં લાકડાંનો ઊકાળો. | ઝાડો તથા લોહી બંધ કરે છે. | આંઊસ, ૧–૨ (બા૦=ડ્રામ, ૧) |
| ડીકા૦ આફ્ ઍલમ બાર્ક. | | ગળામાં પડતાં ચાઠાં ઉપર ગુણ કરે છે. શક્તી આપે છે. પેશાબ લાવે છે. | આંઊસ, ૨–૪ (બા૦=ડ્રામ ૨) |
| ડીજીટેલીન. | | દીલનાં, તથા ગર્ભસ્થાનના કેટલાએક દરદોમાં ગુણ કરે છે. | ગ્રેન, $\frac{1}{60}$ થી $\frac{1}{30}$. |
| ડીજીટેલીસ લીફ્ | | પેશાબ લાવે છે. દીલનો ધપકારો નરમ પાડે છે. | ગ્રેન, ૦||–૧|| |
| ડીલ વાટર. | સુવાનું પાણી. | અજીર્ણ તથા પેટમાંનો વા છોડે છે. દુખારો નરમ પાડે છે. | આંઊસ, ૧–૨ (બા૦ =ડ્રામ ૧–૨ ) |
| **ન.** | | | |
| નકસ વામીકા. | જેહરીકચુરો. | શક્તી આપે છે. કેફ્ લાવે છે. | ગ્રેન, ૦||–૩ |
| નાઈટ્રેટ આફ્ સીલવર. | | ઘણું કરીને બાહેરથી લગાડાય છે. કોઈ વેલા ઝાડો કબજ કરવા, તથા શક્તી આપવા વપડાય છે. | ગ્રેન, $\frac{1}{6}$ થી $\frac{1}{3}$ |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | ખોરાક. |
|---|---|---|---|
| પ. | | | |
| પ્યુરીફાઇડ એનીમલ ચારકોલ. | જાનવરનાં હાડકાંનો બાળેલો કોયલો. | ખોરાક પચાવે છે. મોહડાંનો નઠારો વાસ કાહડી નાંખે છે. કેટલીએક ઝેહરી દવાઓ જેવી કે, સત્રીકનીઆ, એકોનાઈત, મારફીઆ ઈ૰ ના ઝેહરોના ઉતાર દાખલ કામે આવે છે. | ગ્રેન, ૨૦—૬૦ |
| પ્યુરીફાઈડ આક્સ-બાઈલ. | બલદના કલેજાંમાંનું પીત. | ઝાડાનો રંગ બદલે છે. | ગ્રેન, ૨—૩ |
| પ્રીપેર્ડ ચૉક. | સોજો ચાક. | ઝાડો કબજ કરે છે. હોજરીમાંનો ખટાશ તોડે છે. | ગ્રેન, ૧૦—૬૦(બચાં ને=૧—૩ ગ્રેન) |
| પીલ આફ કાલોસીન્થ એન્ડ હયોસાયમસ. | | ઝાડો લાવે છે. | ગ્રેન, ૫—૧૦ |
| પીલ આફ બારબેડોઝ એલુઝ. | | ઝાડો લાવે છે. | ગ્રેન, ૫—૧૦ |
| પીલ આફ ઈપીકાકુઆના ઉવીથ સ્કવીલ. | | ખાંસીમાં બલગમ પાડે છે. પરસેવો પાડે છે. | ગ્રેન, ૫—૧૦ |
| પીલ આફ એલુઝ એન્ડ મર. | | ઝાડો તથા દસતાન સાફ રીતે લાવે છે. ચમક તથા બીજા દરદોમાં તાણુતોડ નરમ પાડે છે. | ગ્રેન, ૫—૧૦ |
| પીલ આફ એલુઝ એન્ડ એસેફટીડા. | | ઝાડો લાવે છે. ચમકમાં ગુણ કરે છે. | ગ્રેન, ૫—૧૦ |
| પેપસીન. | | ખોરાક પચાવે છે. ઉલટી બંધ કરે છે. | ગ્રેન, ૨— ૫ |
| ર. | | | |
| રાયર્સ બાલસમ. | | ચુંકો તથા તાણુતોડ નરમ પાડે છે. પેશાબ લાવે છે. ઘા ઉપર મુકવાથી રૂઝ વળે છે. | દ્રામ, ૦ાા—૨ (બા૰=૫ મીનીમ) |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | ખોરાક. |
|---|---|---|---|
| ફ્લાઊલર્સ સોલ્યુશન. | | લોહી સુધારેછે. શક્તી આપેછે. તાવ મટાડેછે. ઘણા થોડા વજનમાં આપયાથી ઝાડો તથા ઊલટી બંધ કરેછે. | મીનીમ,૨–૮(સંભાલીને વાપરવી) |
| ફાસફેટ આફ સોદા. | | લોહી સુધારેછે. ઝાડો લાવેછે. | ગ્રેન, ૯૦–૧૨૦ |
| ફાસફેટ આફ આયરન. | | શક્તી આપેછે. લોહી સુધારેછે. હાડકાંને મજબુતી આપેછે. | ગ્રેન, ૫–૧૦ |
| **બ.** | | | |
| બ્રોમાઇડ આફ પોટેશીયમ. | | તાવ નરમ પાડેછે. તાણતોડ, ચમક, ફીફર તથા ઊપલીયામાં ગુણ કરેછે. કેફ લાવેછે. | ગ્રેન,૫-૩૦(બાળ =ાા–૧ ગ્રેન) |
| બ્લુ પીલ. | | લોહી સુધારેછે. હલકો તથા પીત સાથનો ઝાડો લાવેછે. | ગ્રેન, ૩–૮ |
| બલેક વાશ. | | રાંડના આજારમાં તથા ચામડીનાં દરદોમાં મુકવાના કામમાં આવેછે. | |
| બાલસમ આફ ટોલુ. | | ખાંશીમાં બલગમ પાડે છે. હુશીઆરી લાવેછે. | ગ્રેન, ૧૦–૨૦ |
| બીસમથ લોઝેનજીસ. | | શક્તી આપેછે. લોહી સુધારેછે. ઊલટી તથા ઊછાલો બંધ કરેછે. સેજ ઝાડો કબજ કરેછે. | ટાંકણીઓ, ૧–૬ |
| **મ.** | | | |
| મર. (આરબીમાં=હીરાબોલ). | હીરાબોલ. | હુશીઆરી આપે છે. શક્તી લાવેછે. બલગમ પાડેછે. દસ્તાન લાવેછે. | ગ્રેન, ૧૦–૪૦ |
| મસ્ક. | કસતુરી. | તાણતોડ નરમ પાડેછે. તંતુઓને શક્તી આપે છે. હુશીઆરી લાવેછે. | ગ્રેન, ૫–૧૦ |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | ખોરાક. |
|---|---|---|---|
| મેસતીક. (આરબીમાં=મસ્તકાએ રૂમી). | મસ્તકી. | ઝાડો કબજ કરેછે. પેશાબ લાવેછે. | ગ્રેન, ૩૦—૬૦ |
| મારફીયા એન્ડ ઈપીકેકુઆનાલા-ઝેનજીસ. | | ખાંસીમાં બલગમ પાડેછે. કફ લાવેછે. | ટાંકણીઓ ૧—૬ |
| **ર.** | | | |
| રીડયુસ્ડ આયર્ન. | | લોહી સુધારેછે. શક્તી આપેછે. દસ્તાન સાફ લાવેછે. | ગ્રેન, ૧—૫ |
| રૂહુબાર્બ રૂટ. (આરબીમાં=રાવંદ અને ફારસીમાં=રીવંદ.) | રેવનચીની ખટાઈ. | હલકો જુલાબ લાવેછે. હોજરીને શક્તી આપેછે. | ગ્રેન, ૫—૨૦ (બા૦=૨-૩ગ્રેન) |
| રેઝીન આફ પોડોફીલમ. | | પીત સાથનો ઝાડો લાવેછે. લોહી સુધારેછે. | ગ્રેન ૦ા—૨ |
| રેટેની રૂટ. | | ઝાડો તથા લોહી બંધ કરેછે. | ગ્રેન, ૧૦—૩૦ (બા૦=૧—૩ગ્રેન. |
| **લ.** | | | |
| લાઈમ વૉટર. | ચુનાનુ પાણી. | ઝાડો તથા ઉલટી બંધ કરે છે. હોજરી માંનો ખટાશ તોડેછે. | |
| લીકવીડ ઍકસટ્રેકટ આફ બેલ. | બેલ ફુતનો અરક. | લાંબા દાહડાનો મરડો તથા ઝાડો બંધ કરેછે. | ડ્રામ, ૧—૩(બા૦ ૩—૧૦ મીનીમ) |
| લીકવીડ ઍકસ્ટ્રેકટ આફ મેલ ફર્ન. | | કરમ પાડેછે. | મીનીમ,૧૫—૩૦ |
| લીકવીડ ઍકસટ્રકટ આફ અરગટ. | | નાંધલા વજનમાં દસ્તાન લાવે છે. મોટા વજનમાં ઘણું લોહી તથા દસ્તાન બંધ કરેછે. | મીનીમ,૧૦=૬૦ |
| લીકવીડ ઍકસટ્રકટ આફ ઓપીઅમ. | | કફ લાવેછે. બેસુધ કરેછે. | મીનીમ, ૫—૪૦ (બા=૦ા મીનીમ) |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | ખોરાક. |
|---|---|---|---|
| લાડેનમ. | અફીમનો અરક. | ઊંઘ લાવેછે. ઝાડો કબજ કરેછે. દુખાવો નરમ પાડેછે. | મીનીમ, ૫—૪૦ (બા૦— ૦॥—૧ મીનીમ) |
| **વ.** | | | |
| વાઈન આફ કૉલ ચીકમ. | | પેશાબ તથા ઝાડો લાવેછે. સંધીવા તથા નજલાનો દુખાવો નરમ પાડેછે. | મીનીમ,૧૦—૩૦ (સંભાલથી વાપડવી.) |
| વાઇન આફ ઈપીકેકુઆના. | | પરસેવો પાડે છે. ખાંસીમાં બલગમ પાડે છે. ઉલટી લાવે છે. | મી૦૫ થી દ્રામ૬ (બા૦=૩—૬ મીનીમ) |
| વીનીગર આફ કેનથરીડીશ. | | પીધાથી પેશાબ લાવેછે.બાહેર લગાડવાથી તે જગા રાતી થઈને સુજી આવે છે. | મીનીમ, ૧—૩ (ગુંદરનાં પાણીમાં ભેલીને સંભાલથી લેવી.) |
| વીનીગર આફ સ્કવીલ (આરબીમાં=ખલોલ ઈસકીલ, અને ફારસીમાં = શેરકએ ઝ્યાઝે દસ્તી.) | | પેશાબ લાવેછે. ખાંસીમાં બલગમ પાડે છે. | મી૦ ૧૫—૨૦ (બા૦= મીનીમ ૨—૪) |
| **સ.** | | | |
| સ્કેમની. | | ઝાડો લાવે છે. | ગ્રેન, ૫—૧૦ |
| સ્ત્રીકનીઆ. | | બેસુધ કરે છે. શક્તી આપે છે. | ગ્રેન $\frac{1}{30}$ થી $\frac{1}{12}$. |
| સ્પીરીત આફ કલોરોફૉર્મ. | | ચુંકો ઉછાલો તથા ઉલટી નરમ પાડે છે. | મીનીમ,૨૦—૬૦ |
| સ્પીરીત આફ કમફૂર. | | હુશીઆરી લાવે છે. ઉલટી તથા ઉછાલા નરમ પાડે છે. તાણતોડ નરમ પાડે છે. | મીનીમ, ૧૦—૩૦ (બા૦=૧-૨મી૦) |
| સ્પીરીત આફ નાઇત્રસ ઈઠર. | | પેશાબ લાવે છે. પરસેવો પાડે છે. ગરમી આપે છે. સલેખમાં, ખાંસી ઈ૦ની બીમારીમાં આપવામાં આવેછે. | દ્રામ, ૦॥—૧॥ (બા૦=૩—૫ મીનીમ.) |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | ખોરાક. |
|---|---|---|---|
| સ્પીરીત આફ હાર્તશોર્ન. | | સુંઘાડવાથી હુશીઆરી લાવે છે. તેલ સાથે મેલવીને ચશકા મારતા હોય ત્યાં લગાડવામાં આવે છે. શાપના દંખ ઉપર લગાડવામાં આવે છે. | |
| સબનાઈત્રેટ આફ બીસમથ. | | ઝાડો તથા ઉલટી બંધ કરે છે. હોજરીમાંનો ખટાસ નરમ પાડે છે. ખરાબ ચાઠાઓ ઉપર મલમ સાથે મેલવીને લગાડવામાં આવે છે. | ગ્રેન, ५–२० (બાલકોને=ગ્રેન १–३.) |
| સલફેટ આફ કૉપર. | | ઘણા દાહડાનો જુનો ઝાડો તથા મરડો શાન્તે કરે છે. શક્તી આપે છે. મોટા વજનમાં ઉલટી લાવે છે. ઘા અથવા ચાઠાં ઉપર લગાડવાથી રૂઝ આવે છે. | ગ્રેન, ०ा–१० |
| સલફેટ આફ ઝીંક. | | ઝાડો કબજ કરે છે. શક્તી આપે છે. ઉલટી લાવે છે. | ગ્રેન, १–१० (બા૰=१–२ગ્રેન) |
| સાલવોલૅટાઈલ. | | હુસીઆરી લાવે છે. | ડ્રામ, ०ा–१ |
| સાલ ઍમોની એક. | | (જુવો કલોરાઈડ આફ ઍમોનીઅમ.) | |
| સાઈત્રીક ઍશીડ | | થંડક પાડે છે. ઉલટી તથા ઉછાળા બંધ પાડેછે. | ગ્રેન, १०–३० (બા૰=२-३ગ્રેન) |
| સીરપ આફ કલેરલ. | | ઊંઘ લાવે છે. દુખાવો નરમ પાડેછે. ઉલટી તથા ઉછાલા બંધ કરેછે. | ડ્રામ, ०ा–२ |
| સીરપ આફ ડાયોલાઈઝડ આયરન. | | શક્તી આપે છે. સોમલના ઉતાર તરીકે વપરાય છે. | મીનીમ१०-१२० (બા૰=મીનીમ२). |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | ખોરાક. |
|---|---|---|---|
| સીરપ આફ હાઇપોફોસફાઇટ આફ લાઇમ. | | શક્તી આપેછે. લોહી સુધારે છે. ખાંસીમાં બલગમ પાડે છે. | ડ્રામ૨-૪(બા૦=૧૦-૬૦મીનીમ) |
| સીરપ આફ આયોડાઇડ આફ આયરન. | | શક્તી આપે છે. કંઠમાળાની ગાંઠો, બલોહોર, કલેજાનો વરમ ઇ૦ દરદોના કામમાં આવે છે. | ડ્રામ, ાા-૧ (બા૦-મીનીમ ૩) |
| સુગર આફ લેડ. (આરબીમાં=આબાર, અને ફારસીમાં = સોરએ શુખતેહ. | | ઝાડો કબજ કરે છે. લોહી તથા ઉલટી બંધ કરે છે. | ગ્રેન, ૧-૪ |
| સેકેરેટેડ કારબોનેત આફ આયરન. | | શક્તી આપે છે. દસતાન લાવે છે. | ગ્રેન, ૫-૨૦ |
| સેનંતાનીન. | | કરમ પાડે છે. | ગ્રેન,૨-૬(બા૦=ાા-૧ ગ્રેન.) |
| સેલીસીન. | | પરસેવો પાડે છે. તીક્ષણ સંધીવા, જેરાતર જાડી તથા જેહરી તાવો, ફેફસાંના તીક્ષણ વરમ, ઇ૦ માં તાવનું જોર નરમ પાડેછે, તથા લોહીની ગરમી ઓછી કરે છે. | ગ્રેન, ૫-૨૦ |
| સોકાત્રીન ઍલુઝ | એલીઓ. | પીતસાથનો ઝાડો લાવે છે. હોજરીને શક્તી આપે છે. દસ્તાન લાવે છે. | ગ્રેન, ૨-૬ |
| હ. | | | |
| હાઇડ્રેત આફ કલોરલ. | | ઊંધ લાવે છે. ઉછાળો તથા ઉલટી નરમ પાડેછે. તાણુતોડ નરમ પાડે છે. | ગ્રેન, ૧૦-૩૦ (બા૦=ાા-૧ ગ્રેન.) |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | એક વખતમાં લેવાનું વજન. |
|---|---|---|---|
| હેમલાક લીવઝ. | | કેફ લાવે છે. એસુધ કરે છે. દીલનો ધપકારો તથાં તાણતોડ નરમ પાડે છે. | ગ્રેન, ૨–૮ |
| **અ.** | | | |
| અરગટ. | | દરતાન લાવીને બંધ કરે છે. હમેલ તોડી પાડે છે. કોઈપી જાતનું લોહી બંધ પાડે છે. | ગ્રેન, ૧૦–૬૦ |
| **આ.** | | | |
| આરસીનીકલ સોલ્યુશન. | | લોહી સુધારે છે. શક્તી આપે છે. તાવ મટાડે છે. ઘણા થોડા વજનમાં આપ્યાથી ઝાડો તથા ઉલટી બંધ કરે છે. | મીનીમ, ૨–૮ (સંભાલથી વાપરવી.) |
| આયોડાઈડ આફ પોટેશીઅમ. | | લોહી સુધારેછે. ટાંકીામાં તથા કંઠમાળામાં આપ્યામાં આવે છે. ગાંઠોને પીગલાવેછે. | ગ્રેન, ૨–૧૦ (બા૦=ાા–ગ્રેન) |
| આયોડાઈડ આફ આયરન. | | શક્તી આપેછે. ગાંઠા પીગળાવેછે. દસ્તાન લાવેછે. લોહી સુધારેછે. | ગ્રેન, ૧–૫ |
| આયોડેફાર્મ. | | લોહી સુધારેછે. હુશીઆરી લાવેછે. શક્તી આપેછે. કંઠમાળામાં તથા ચામડીનાં બીજાં જુનાં દરદોમાં કામ આવેછે. | ગ્રેન, ૧–૨ |
| **ઈ.** | | | |
| ઈઠર. | | સુંકા આંકરાં તથા તાણતોડ નરમ પાડેછે. | મીનીમ, ૧૦–૬૦ |
| ઈનફ્યુઝન આફ કલવઝ. | | હુશીઆરી લાવેછે. હોજરીને શક્તી આપેછે. | આંઊંસ, ૧–૪ (બ૦=ડ્રામ૧–૨) |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ. | ગુણ. | ખોરાક. |
|---|---|---|---|
| ઈનફ્યુશન આફ્ કવાશીઆ. | | શક્તી આપેછે. | આંઊસ, ૧–૨ |
| ઈનફ્યુશન આફ્ કેમોમાઈલ. | | હોજરીને શક્તી આપીને ખોરાક પચાવેછે. | આંઊસ, ૧–૨ (બા૦ ડ્રામ૧–૨) |
| ઈન૦ આફ્ કેટેચુ | | દસતાનમાં, ઝાડામાં, મરડાંમાં, અથવા હરેક કોઈ બીજી રીતનું લોહીનું વેહવું બંધ કરેછે. ઝાડો બંધ કરેછે. | આંઊસ, ૧–૨ (બા૦=ડ્રામ ૧ ) |
| ઈનફ્યુશન આફ્ કેલમબા. | કોલમનો ઊકાળો. | શક્તી આપેછે. મુખ્ય કરી હોજરીને મજબુત કરેછે. | આંઊસ, ૧–૨ (બા૦–ડ્રામ૧–૨ |
| ઈનફ્યુશન આફ્ કેસકરેલા. | | હોજરીને શક્તી આપેછે. ખોરાક બરોબર પચાવેછે. | આંઊસ, ૨–૨ (બા૦=ડ્રામ૧–૨ |
| ઈનફ્યુશન આફ્ ચીરેટા. | કરીયાતાંનો ઊકાળો. | શક્તી આપે છે. | આઊસ. ૧–૨ (બા૦=ડ્રામ૧–૨ |
| ઈન૦ આફ્ સેના | સુનામખીનો ઊકાળો. | ઝાડો લાવે છે. | આંઊસ, ૧–૨ |
| ઈનફ્યુશન આફ્ અરગટ. | | દશાતાનમાં ગુણ કરે છે. (જુવો અરગટ) | આંઊસ, ૧–૨ |
| ઈપીકાકુઆના. | | ખાંસી નરમ પાડેછે. તીક્ષણ મરડો સાજો કરે છે. ઉલટી લાવેછે. | ગ્રેન, ૦॥–૩૦ (બા૦=૦॥–૨ ગ્રેન.) |
| ઈલટીરીઅમ. | | સખત ઝાડો લાવેછે. | ગ્રેન, $\frac{૧}{૧૬}$ થી ૦॥ સંભાલથી વાપડવી.) |
| **ઊ.** | | | |
| ઊડ ચારકોલ. | | મોહડાનો વાશ બંધ કરે છે. વાસ મારતા ઘાની ઉપર પોલટીસ તરીકે કામે આવે છે. હવા તથા પાણી શાફ કરે છે. | ગ્રેન, ૨૦–૬૦ |

| અંગ્રેજી નામ. | ગુજરાતી નામ | ગુણ. | ખોરાક. |
|---|---|---|---|
| **એ.** | | | |
| ઍકસત્રેકત આ-ફ કૅલમબા. | કોલમનો અ-રક. | ઝાડો કબજ કર્યા વગર શક્તી આપે છે. | |
| ઍકસ૦ આફ ન-કસવામીકા. | જેહેરી કચુરા-નો કશ અ-થવા અરક. | શક્તી આપે છે. કેફ લાવે છે. | ગ્રેન, ૦ાા–૧) સંભાલથીવાપડવી.) |
| ઍકસ૦ આફ બેલેડોના. | | ઊંઘ લાવેછે. દીલનો ધપકારો નરમ પાડે છે. દુખાવો થતો હોય ત્યાં બાહેરથી લગાડવાનાં કામમાં આવે છે. | ગ્રેન, ½ થી ૧ (સંભાલથી વા-પડવી.) |
| ઍટ્રોપીઆ. | | કેફ લાવે છે. દીલનો ધપકારો નરમ પાડે છે બેસુધ કરે છે. | ગ્રેન, ¹⁄₆₀ થી ¹⁄₃₀ (સુંભાલીને વા-પડવી) |
| ઍલડર ફ્લાવર વૉટર. | | પેટમાંનો વા તોડેછે | આંઊસ, ૧–૨ |
| ઍલમ. | ફટકી. | ઝાડો તથા લોહીબંધ કરે છે પીચકારી માર-વામાં એ વપરાય છે. | ગ્રેન, ૫–૧૫ (બા૦=ગ્રેન, ૦ાા–૧) |
| ઍસેફટીડા. | હીંગ. | તાણ તોડનરમ પાડે છે હુશીઆરી લાવેછે. | ગ્રેન, ૫–૨૦ |
| **આ.** | | | |
| આકઝલેટ ઑફ શીરીઅમ. | | ઊલટી બંધ કરેછે. | ગ્રેન, ૧–૫ (સં-ભાલીનેવાપડવી) |
| આકશીમેલ આ-ફ સ્કવીલ. | | પેશાબ લાવેછે. ખાં-સીમાં બલગમ પાડે છે. | ડ્રામ ૦ાા–૧ |
| આઈલ આફ ક્યુબેબસ. | ચીની કબાલાનું તેલ. | પરમાનાં કામમાં આવેછે. ધાતબંધકરેછે. | મીનીમ, ૧૦–૩૦ |
| આઈલ આફ કે-જુપટ. | કાયાપુતીનું તેલ. | હુશીઆરી લાવે છે. તાણતોડ નરમ પાડેછે | મીનીમ, ૩–૧૦ |
| આઈલ આફ શે-વીન. | | કરમ પાડેછે. પરસેવો પાડેછે. દસ્તાન લાવેછે. | મીનીમ, ૧–૫ |

જેહાંગીર કુરાણીના ગુજરાતી નામાંઓ.

# દારાબનામું.

કીંમત—સાદી બંધાઈના રૂ૦ાા તથા ઍમબોસના રૂ. એક.

રોઈનતન અસપંદીઆરનો બેટો શાહાનશાહ બમન આપણી ઈરાની તવારીખમાં મોટો દેલાવર તેમ જુલમી શાહાનશાહ કેહવાયો છે, તે શાહાનશાહ બમનના મોત પાછલ શાહાનશાહદી હોમાય જે તે શાહાનશાહની રાણી થાય તેને ઈરાનનું તખત ને તાજ મલ્યું. શાહાનશાહ રાણી હોમાયને ઈરાનની પાદશાહાત ચલાવવાનો લોભ લાગાથી તેણીને શાહાનશાહ બમનથી હમેલ હતા તેથી બેટો પેદા થયો તેને ગુપચુપ એક સંદુકમાં બંધ કરી દરીયાવમાં નખાવી દીધો. તે એક ધોબીને હાથ લાગી, અને તેને ખોલતાં એક આફતાબી ઝળકાટનો બેટો તથા બેમુલુ ઝવેરાત મલ્યું. દરયાના પાણીમાંથી છોકરો મળ્યાથી તેણે તેનું નામ દારાબ પાડ્યું અને તેને કંશું ફરજંદ નહી હોયાથી મોટી મોહબતથી તેની જતન કરી ઉધારવા લાગો. પાદશાહી તોખમ તેથી તેને પગલે તે ધોબીને બેહદ બરાકી વધી અને તે ધોબીઓનો ગોયા સરદાર જેવો થઈ પડ્યો. દારાબ જેહાનને તાજુબ કરે તેવો દીલાવર નીકળ્યો. તે પોતાની ગેલેજ તીરંદાજી કરવા અને ઘોડા ઉપર સવારી લેવા શીખ્યો તથા શીકારબાજીમાં માહેચુનનદો નીવડ્યો. તે શાહાજાદા સંગાતે શીકારબાજીમાં લડ્યો તેમાં શાહજાદો માર ખાઈ હટયો. આ વખતથી તે ધોબીને તાંહાંથી પાદશાહને તાહાંને તે પાદશાહને તાંહથી ઈરાનને અપાતી ચોઢાઈની ખટપટમાં વીટલાયો. એક વેળા તે ઈરાનની દરબારમાં બંધવા તરીકે હાજર થયો. આ દરબારમાં હોમાય રશ્મેતા મુઆફક પોતાના શાહાનશાહી તખત ઉપર બીરાજી હતી, તે નવજવાન દારાબને જોતાંજ પોતાના દીલમાં બેહદ બેચેન થઈ. હોમાયને દીલમાં ઘણીક એવી છુપી અસરને નીશાની થઈ કે તેથી દરયાવના વેહતા પાણીમાં નખાવેલી સંદુકની યાદ આવી અને ચોંકી, એ રીતે નામદારી મેળવેલો બંદવો દારાબ ઈરાનની જેહાન આસકારા બુલંદ પાદશાહાત ચલાવનારની નેધામાં ઈજત ને શીકર ઉપજાવનાર થઈ પડ્યો. શાહાનશાહ હોમાય સાથ આ બનાવ પછેથી તેમ બીજા બેહદ નામદારીના કામમાં ગુંતાયો તેનું બયાન આ ટુક જાહેર ખબરમાં દરૂસ્ત નહીં જાણી તે સદાબરૂ તેના નામાંજ વાંચવાનું બેહદ રસ ઉપજાવનાર જાણી સોંફ્યું છે. આ નામામાં અસલી શરાધાત તથા બયાન લીધામાં આવ્યું છે, સુધારો માત્ર વાક્ય રચનામાંજ કર્યોછે, આ નામું અવલ છપાયું ત્યારે તેની કીંમત રૂ. ૩ હતી તેની હાલમાં સાદી બંધાઈનો રૂ. ૦ાા તથા કપડાની સુંદર ઍમબોસ બંધઇનો રૂ૦ એક લેવાનું ઠેરાવ્યું છે. નફાની આશા એક કોર મેલીને સસતું વાંચન ફેલાવાનું નામ કાઢવાનીજ નેમ રાખી છે. ખાસ વ આમ આ નામાની કદરશનાસ થશે. પોસ્ટેજ ૦)—ાા પડશે.

જેહાંગીર કરાણીમાં ગુજરાતી નામાંઓ.

---

# હાતમ નામું.

## સોલ આખો પેજના ચીત્રો સાથે.

**કીંમત ફકત આઠ આના—પોસ્ટેજ )॥ વધુ.**

( પેહલી આવૃતીની ૧૦૦૦ નકલે ૪ માસમાં ખપવાથી

બીજી વાર છાપ્યું છે. )

હાતમ નામું બામુદત થઇ આપની દેશી કોમનું પ્યારૂં ને માનીતું વાંચન છે અને એ કીસ્સો "જુના વીચારવાલા" બુજરગો તેમ "નવા વીચારવાલા" સુધરેલા જવાનોને ઘણો લાંબો વખત થયો જાણીતો છે. તે કીતાબ ફારસી જબાન ઉપરથી તરજુમો કરાવી ગુજરાતી જબાનમાં જાહેર મેલતાં અમારી એટલીજ ઉમેદ છે કે એનો બોહલો ફેલાવો થાય. ભાષા સરસ અને રસીક કરવાને બની તેટલી કોશીશ કરી છે. આ હાતમ તાઈનામું આગલ ઘણી વખત લીથોગરાફ છપાયું છે અને એક બે વાર ટાઈપોગરાફ નીકલ્યું છે તો પણ હાલની પ્રતમાં તદન નવી ને સુધરેલી વાકય રચના ઉપર વાંચનારને કંટાલો ન આવે અને બોર દીલ રીઝે તેમ બયાનવાર હેવાલ આપ્યો છે. 'હાતમની સખાવત' આ કેહવત આખા હીંદુસથાનમાં પ્રસીધ્ધ છે અને એ ઊંચી કીસમની રચનાંના કીસ્સાનું વાંચન દરેક જાત નાતમાં બોહલેપણે ફેલાય તેમ ઠીક પડે આ વીચારે એની કીંમત ફકત રૂ. ૦॥ રાખી છે; અને સસતી કીંમતના ગુજરાતી વાંચનોનો રીવાજ દાખલ કરવાને જે અમે થોડુક થવું આગેવાની કરી છે તેને પુર બાહારમાં લાવવાને તેમ મંદ થયલી ગુજરાતી વાંચનારી આલમનો શોખ તેજ કરવાને આ વાર અમે કંઇ હદ બાહેર અમારૂં કદમ લંબાવ્યું છે તેને જોઇતું ઉતેજન આપવાને દરેક લાયક ઠેકાણેથી દીલખરી કોશીશ થશે એવી પુર્ણ આશા રાખીએ છીએ.

**પ્રગટ કરનાર—જેહાંગીર બેજનજી કરાંણી.**

નાં૦ ૧૯ પારસી બજાર સ્ત્રીટ, કોટ, મુંબઈ.